श्री मदनमोहनो विजयते ।



# અર્પણ—પત્રિકા

અખિલભૂમંડલાચાર્યવર્ય, વૈશ્વાનરસ્વરૂપ, ભક્તિમાર્ગરૂપી કમળના સૂર્ય, વાક્‌પતિ, શ્રી વ્રજપતિના રતિરસમાર્ગના પ્રવર્તક, ષોડશગ્રંથ, તત્ત્વદીપનિબંધ, અણુભાષ્ય અને શ્રીસુબોધિનીજી વગેરે સર્વોત્તમ ગ્રંથરત્નોના સર્જનહાર, નિઃસાધન દૈવી જીવોને ભગવાનના અનુગ્રહનો માર્ગ દર્શાવનાર **શ્રીમદ્‌ વલ્લભાચાર્યજીને (શ્રી મહાપ્રભુજીને)**—એઓશ્રીના અને શ્રીગોપીજનવલ્લભના અનન્ય ભક્તવર્ય ભગવદ્રસમાં સદા રસમસ્ત રહેનાર, મહાગુજરાતના અંતિમ મહાકવિવર્ય **શ્રીદયારામભાઈનાં** આ કાવ્યકુસુમોની રસમાળા વિનમ્રભાવે અર્પણ કરી કૃતકૃત્ય થાઉં છું.

શ્રીમદ્‌ વલ્લભદાસાનુદાસ,

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઈવાળા.**

# પુસ્તકો મળવાનાં ઠેકાણાં

૧. નારાયણદાસ પરમાનંદદાસ શાહ–ડભોઈવાલા,
 ઠે. ઘર નં. ૫૧, છીપીચાલ, પ્રાગજી લક્ષ્મીદાસનો માળો,
 (બીજે માળે) મુંબઈ નં. ૨.
૨. ગિરધરલાલ જગજીવનદાસ શાહ–બુકસેલર,
 ઠે. શ્રી મોટી હવેલી પાસે, ભૂલેશ્વર, મુંબઈ નં. ૨
૩. ભારત માર્તંડ પં. શ્રી ગટુલાલજીની સંસ્થા,
 ઠે. કેથેડ્રલ સ્ટ્રીટ, ભૂલેશ્વર, મુંબઈ નં. ૨.
૪. મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું.–બુકસેલર
 ઠે. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨
૫. શ્રી બાળકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા, મંત્રી નટવરલાલ શાસ્ત્રી
 ઠે. મોટા મંદીર-સુરત.
૬. શાહ લલ્લુભાઈ છગનલાલ દેસાઈ,
 ઠે. શ્રી ગિરિરાજ ભુવન, પુનિત આશ્રમની બાજુમાં,
 મણિનગર, અમદાવાદ નં. ૮.
૭. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે–બુકસેલર, ઠે. ત્રણ દરવાજા, અમદાવાદ
૮. શ્રી શુદ્ધાદ્વૈત સંસદ્ કાર્યાલય,
 ઠે. શ્રી ગોકુલ નાથજીના મંદિરમાં, કપડવંજ (જિ. ખેડા)
૯. શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય, ઠે. શ્રી મોટા મંદિર પાસે, મુ. નડિયાદ
૧૦. સોની બ્રધર્સ બુકસેલર, ઠે. માંડવી રોડ, પડી પોળમાં, મુ. વડોદરા.
૧૧. હવસુખભાઈ પરમાનંદદાસ શાહ ઠે. કવિ શ્રી દયારામ દગીચા,
 શણગાર વાડી, મુ. ડભોઈ, (જિ. વડોદરા)

તે સિવાય મુંબઈ અને બહાર ગામના જાણીતા બુકસેલરો પાસેથી પણ મળશે.

# આ મુ ખ

ભકતકવિ શ્રીદયારામનો કાવ્યભંડાર વિપુલ છે. એમનું પૌરાણિક અને ઐતિહાસિક જ્ઞાન એમના કાવ્યોમાં દષ્ટિગોચર થાય છે. ગુજરાતી, મરાઠી, હિંદી, વ્રજવાસી, પંજાબી ઇ. ભાષાઓમાં તેમણે અનેક કાવ્યો લખ્યાં છે. ત્રણ વાર આખું ભારત ઘૂમ્યા હતા. એમનો અનુભવ અને જ્ઞાન વિશાળ હતાં. નર્મદાના તીર પર તેમનો વાસ હતો. નર્મદાના શૃંગારી તરંગ, નર્મદાની પવિત્રતાના તરંગ, નર્મદાની રમ્યતા અને ભવ્યતાના તરંગ કવિએ કાવ્યોમાં વણી લીધા છે. દયારામે ગૂજરાતને સમૃદ્ધ કર્યું છે. ભકિતરસ વડે ગૂજરાતી ભાષાને સમૃદ્ધ કરી છે. સુંદર કવિતા ભંડાર વડે ગૂજરાતણને, તેના માનસને, તેના સ્વભાવને, તેના અંતરની ઊર્મિઓને સમૃદ્ધ કર્યાં છે. અસંખ્ય ગરબીઓ વડે જ્યાં સુધી ગૂજરાતણ અસ્તિત્વમાં છે, ત્યાં સુધી ગરબી જીવશે અને જ્યાં સુધી ગરબીનું અસ્તિત્વ છે ત્યાં સુધી શ્રી દયારામના નામની વિસ્મૃતિ થવાનો ભય નથી. ગરબીમાં ભવ્યતા કરતાં રમ્યતા વિશેષ હોય છે. ત્યા તો નર્મદાના વહેતા જળનો થનગનાટ છે. ત્યાં નૂપુરનો ઝણઝણાટ છે. ત્યાં સુંદર, સ્વાભાવિક અને સાદા ભાવની ગેયતા છે. દયારામની ગરબી એટલે ગૂજરાતની ગુણવંતી, ગુણિયલ, ગોરાંદે. દયારામની ગરબી એટલે આનંદ, મહોત્સવ, ગીત અને નૃત્ય.

શ્રીદયારામકવિ ભકત હતા.' ગૂજરાતના ભકતકવિ શ્રીદયારામને શ્રીકૃષ્ણભકિતમાં અનન્ય વિશ્વાસ હતો. શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાને

તેમનું માનસ ઘડ્યું હતું. શ્રીદયારામ કવિએ શૃંગારનાં કાવ્યો લખ્યા છે. પરંતુ તે કાવ્યો શુદ્ધ શૃંગાર નથી શૃંગાર તો માત્ર દૃષ્ટાંતરૂપે છે શૃંગાર સિદ્ધિ નથી. સિદ્ધિ તો શ્રીકૃષ્ણ સાથેની તન્મયતા છે. શૃંગારનું અર્પણ તન્મયતા, એકતા, આસક્તિ અને પ્રાચુર્ય દેખાડવાનું સાધન માત્ર છે. ભક્ત કવિઓ સંસાર ત્યજી દેતા નથી. ભક્ત કવિઓ ભગવાન થતા નથી માગતા. તે પોતાના દોષો સ્વીકારે છે. સિંધુમાં બિંદુ જેમ તેમને પોતાનું અસ્તિત્વ ભૂલી જવાની ઇચ્છા નથી. આત્માને પરમાત્મામાં લીન કરી દેવાની તેમને આકાંક્ષા નથી. એ ભક્ત કવિઓ મુક્તિ નથી માગતા. તેમને બ્રહ્મ સાથેનો એકાકાર ખપતો નથી. દ્વૈતભાવમાં તે રાચે છે. અદ્વૈતની નમેરી અવસ્થા તેમને ખપતી નથી. એ ભક્ત કવિઓ ગોપીભાવે શ્રીકૃષ્ણને ભજે છે. તેમને નિરાકાર પ્રભુની આકાંક્ષા નથી. તેમનું ગોપી માનસ છે. ઉદ્ધવને ગોપીઓએ જે જવાબ આપ્યો તે જ જવાબ ભક્ત કવિઓ વિશ્વને આપે છે. નિરાકાર પ્રભુની તેમને ઇચ્છા નથી.

શ્રીદયારામ "નૂર સારંગ"ના (પદ ૧૧૮–પાનું ૨૩૮) પદમાં કહે છે.

"શું કરું શ્રીજી હું સાયુજ્ય પામી,
એકતામાં તમો ના રહો સ્વામી,
મારે દાસપણામાં શી રહે ખામી."

પદ ૯૨ પાનું ૨૧૨ના "પ્રભુ પ્રાકટ્યાનંદ"ના પદમાં કવિ કહે છે.

"સ્વરૂપાનંદસુખ મોક્ષમાં ના મળે."

પદ ૮૦ પાનું ૧૯૯ના "ઉર–અભિલાષા"ના પદમાં કવિ કહે છે.

"શ્યામ દયાની રે વિનંતી,
(મુને) દાસી કરી રાખો નિજ પાસ"

તેજ પદમાં કવિ વધુમા કહે છે.

"જપું નહિ અજપા રે જાપ ને,
　　ન ગમે સુણવો અનહદ નાદ.
યજ્ઞ સમાધિ રે ના ગમે,
　　ન ગમે સ્વર્ગ મુક્તિના સાદ."

પદ ૩૦મું પાનું ૧૪૬માં કવિ લખે છે.

"ત્યાર લગી દયાના પ્રીતમ નથી ઓળખ્યા,
　　જ્યાર લગી સત્ય નથી સાકાર;
ઉપરસ પ્રેમની પીડા તે ત્યારે પ્રીછશો,
　　અનુભવ થાશે ઓધન જે વાર."

પદ ૭૪ પાનું ૧૯૭ના "દિવ્યસીના સ્થળ"ના પદમા કવિ કહે છે,

"જ્ઞાનીની ગતિ નવ પહોચે રે, પ્રેમરસ પ્રેમીને જરે,
જયમ દૂધ સિંહણી કેરૂં રે, સિંહણસુત હોય તો જ જરે."

પદ ૯મું પાનું ૧૭૫માં 'પ્રેમરસસયાયના'મા કવિ ગાય છે,

"પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઈને જાચું રે;
મુક્તિમારગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચું રે;
રીઝે રાબડી થકી ગરીબ લોક રે, ભોગીને ના ભાવે રે;
અમો રાજના ખવાસ રે, મુક્તિ મન નાવે રે;
દૃષ્ટ જીવને તો કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે;
છતે સ્વામીએ સૌભાગ્યનું સુખરે, સ્વપ્ને ન દેખે રે."

ભક્તિમાં સેવા અને દાસત્વ હોવાને કારણે ભક્તકવિઓ શાંતપ્રકૃતિ, વિનય, મીઠાશ, દીનતા અને નમ્રતા કેળવી શકે છે જ્ઞાનીને આ ગુણો શક્ય નથી હોતા

કવિશ્રી દયારામ ભક્ત હતા અને એ ભક્તિમાં રસ અને માધુર્ય હતા. પ્રેમરસ એના ગીતિ-ગીતમાં નીતરે છે. એને જડવાદ નથી ખપતો. સુંદર ગૌર દેહ, તેજસ્વી આંખો, શિરપર લાલ કસુંબલ પાઘડી, કપાળમાં વૈષ્ણવ તિલક, સફેદ બગલાની પાંખ જેવી બંડી, અને લાલ મોટી કોરનું ધોતિયુ, હાથમાં તંબુરો, ઓષ્ઠપર રસનીતરતું હાસ્ય, નેનમાં અમીઝરતો પ્રેમ, કંઠમાં માધુર્ય નીતરતું સંગીત એવા આપણા શ્રીદયારામ કવિ. પ્રભુને રસસ્વરૂપે તે નિહાળે છે. શ્રીકૃષ્ણનું સ્વરૂપ નિહાળી તેની કવિતા ઉછળે છે. પરંતુ રૂપાળી રાધાની ભક્તિની મૂર્ત-પ્રતિમા દેખીને તો તેની કવિતા શબ્દે શબ્દે નાચી ઊઠે છે.-કાનુડો રસભર્યો અને રૂપાળો છે, અને આંખડલીનો ચાળો દેતો કામણગારો છે. પણ રાધાની તો વિના અંજન 'આંખલડી આંજી' દીસે છે. પરંતુ કવિ જ્યારે શ્રીરાધાકૃષ્ણનું યુગલ દેખે છે અને તેમની રસક્રીડાની કલ્પનાની આંખે ઝાંખી કરે છે ત્યારે તો કવિની કલમ થનગન થનગન નાચે છે. શ્યામો ભવતિ શૃંગાર : શ્યામ શૃંગાર બની જાય છે. આનંદની દશા તે રમાવસ્થા છે. આત્મા ગોપી બની જાય છે. પરમાત્મા શ્રીકૃષ્ણ બને છે, તે બેનો એકાકાર તે ક્રીડા, રતિ.

કવિ ગોપી પાસે ગવડાવે છે;

> "હું પણ દાસી રાવરી, બાહ્ય ગ્રહ્યાની લાજ;
> જોબન લ્હેરે જાય છે, માણોને મારા રાજ.

શ્રીદયારામનું શ્રીકૃષ્ણરાધાભક્તિ વિશેનું સત્ય રસાત્મક પરમતત્ત્વ છે.

શ્રી દયારામ ઉચ્ચ કોટિના સાહિત્યકાર છે. તેમનાં કેટલાક ગીતો તો વર્ષોથી ગવાય છે અને વર્ષો સુધી ગવાશે.

> રાધે તું પ્યારીને બીજું અવર ન કોઈ;
> જેને જગત્ મોહ્યું, તે તો તુંને રહ્યો જોઈ."

ને

"અજીહા સરખા જોગને શું પાથરીએ કે ઓઢીએ;
પ્રત્યક્ષ પાવક પરહરી, શિદ પાથરમા શિર ફોડીએ."
રાધે તું પ્યારીને બીજું અવર ન કોઈ
જેને જગત મોહ્યું, તે તો તુંને રહ્યો જોઈ
અજીહા સરખા જોગને શું પાથરીએ કે ઓઢીએ
પ્રત્યક્ષ પાવક પરહરી, શિદ પત્થરમાં શિર ફોડીએ

ને

હું શું જાણુ જે વ્હાલે મુજમાં શું દીઠું
વારેવારે સામું ભાળે મુખ લાગે મીઠું.

આ ગીતો વાંચતા અને ગરબામાં ગવાતા આનંદ પ્રવર્તે છે.

પરંતુ શ્રીદયારામે માત્ર પ્રેમભક્તિ માટે જ લખ્યું નથી. જ્ઞાન વિશે પણ તેમનો કવિતા ભંડાર એટલો જ સમૃદ્ધ છે

માયા મેવો મીઠડો, જ્યમ જવર માંહે ઘી જ,
હરિ રસાયણ ગુણ ઘડો, ઔષધ જાણીને પી જ.
(પદ ૧૧૦ પાનું ૨૭૯)

આ પુસ્તકના સંપાદક શ્રીનારાયણદાસ પરમાનંદદાસ શાહ પોતે વૈષ્ણવ છે. કવિતા સાહિત્યમા અનન્ય રસ ધરાવે છે. અને શ્રીદયારામ કવિના ભક્ત છે. શ્રીદયારામ કવિનું હજુ ઘણું સાહિત્ય અપ્રસિદ્ધ છે. શ્રીદયારામ કવિના પ્રશંસકો અને શોધકો કવિના બીજાં અપ્રસિદ્ધ કાવ્યો અને લેખોને છપાવશે એવી આશા છે આ પુસ્તક વાચકોને પ્રિય થઈ પડશે એ નિશંક છે.

૧૬૧, નારણ નિવાસ, ગીરગામ, મુંબઈ–૪.
તા. ૨૮–૬–૫૮

મંગળદાસ જ. ગોરધનદાસ
બી. એ. એલએલ. બી.
(આજી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ)

# ઉપોદ્ઘાત

ગુર્જર કવિરત્ન, ભક્ત કવિશ્રી દયારામભાઈનાં કાવ્યોમાંથી ચૂંટીને સંગ્રહરૂપે અગાઉ પ્રસિદ્ધ થયેલા દયારામકૃત કાવ્યમણિમાળા ભાગ ૪ના પુસ્તકનો ઉપોદ્ઘાત મારે લખવો, એવું ગ્રંથના સંગ્રાહક તથા પ્રકાશક શ્રી. નારાયણદાસ પરમાનંદદાસ શાહની સૂચનાથી આ ઉપોદ્ઘાત લખ્યો છે.

દયારામભાઈના પ્રેમી ભક્તો તથા શિષ્યો જેમકે પ. ભ. જોષી નાથાભાઈ ઊર્ફે છોટાલાલ ગિરિજાશંકર, પ. ભ. શ્રી. ગોવિંદલાલ છોટાલાલ પરીખ (વકીલ), શ્રી. નારાયણદાસ પરમાનંદદાસ શાહ, શ્રી. જીવણલાલ છોટાલાલ જોષી એડવોકેટ, શ્રી. ઓચ્છવલાલ મહીયા વગેરેના શુભ પ્રયત્નોથી દયારામભાઈનું કાવ્ય સાહિત્ય ઠીક ઠીક પ્રમાણમાં પ્રસિદ્ધ થયું છે. આ પ્રસિદ્ધિમાં દયારામ સ્મારક સમિતિના ફાળાની પણ નોંધ લેવી જોઈએ અને આ બધાનો મુખ્ય યશ તો દયારામભાઈએ જેને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હતું, તે ડભોઈના સંસ્કારી નાગરિકોને ફાળે જાય છે. નાગરિકોના સહકાર અને શુભપ્રયાસોને પરિણામે ડભોઈએ દયારામ રોડ, મહિલા પુસ્તકાલય, દયારામની ધાતુની પ્રતિમા, પ્રતિ વર્ષ દયારામ જયન્તીની ઉજવણી, દયારામ હાઈસ્કૂલ, દયારામ પુસ્તકાલય અને દયારામ ભુવન, દયારામ કેળવણી મંડળ, દયારામ શારદા મંદિર–સ્મારક મંદિર વગેરે દ્વારા દયારામભાઈની સ્મૃતિને કાયમનું સ્વરૂપ આપીને દયારામભાઈને અમર બનાવેલ છે. પણ કોઈ પણ કવિની સ્મૃતિ. ઈંટમાટીનાં ભવનો કે મંદિરોથી જળવાય તેના કરતાં તેના અક્ષરદેહથી વધારે જળવાય છે. કવિનો આત્મા એ તેના અક્ષરદેહ–કાવ્યમાં રહ્યો છે અને તે જ્યાં સુધી અસ્તિત્વમાં હોય ત્યાં સુધી કવિનો

આત્મા પણ અમર હોય છે. અન્ય સ્મારકો–કીર્તિકેરાં કોટડાં ભલે હોય, પણ તે સાચા અર્થમાં સ્મારક ન જ ગણાય. અત્યારે પણ વ્યાસ, કાલિદાસ કે શેકસપીઅર સ્મારકભવનોથી અમર નથી, પણ તેમના સાહિત્યને લીધે જ અમર છે.

દયારામભાઈના અક્ષરદેહ–કવિતાને ગ્રંથસ્થ સ્વરૂપે પ્રકટ કરીને શ્રી નારણદાસભાઈએ દયારામભાઈને ખરેખર અમર બનાવ્યા છે. તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. નારણદાસભાઈ માટે અહિંયાં બે શબ્દો લખું તો તે અનુચિત નહિ ગણાય. તેઓ કોઈ વિદ્યાપીઠના સ્નાતક નથી, તેમ લેખક નથી, તેમ સારી સંપત્તિ ધરાવતા ધનાઢ્ય નથી. એઓ સામાન્ય શિક્ષણ પામેલા; વેપારી લાઈનમાં કામ કરતા ભાઈ છે. પણ તેમની બાલ્યાવસ્થામાં તેમની માતાદ્વારા તેમનામાં દયારામભાઈના પ્રત્યે ભક્તિ જાગૃત થયેલી. તેમની માતા ઘરમાં દયારામભાઈના પદો ગાતાં. તેમનું મકાન દયારામભાઈના અસલ મકાન પાસે હોવાથી, રાત્રે મંડળીમાં જતાં અને ત્યાં દયારામભાઈનાં પદો સાંભળતાં. દયારામભાઈના શિષ્ય નાથજીભાઈની સાથે તેમને નિકટનો સંબંધ હતો. તેમના દ્વારા પણ દયારામભાઈ તરફ તેમને સન્માન વિશેષ ઉત્પન્ન થયું. એ જીવનના આરંભકાળમાં આ રીતે દયારામભાઈની કવિતાના સંસ્કાર તેમના મન ઉપર પડ્યા. તે જ આગળ ઉપર દયારામભાઈની કવિતાનું પ્રકાશન કરવામાં નારાયણદાસમાં પ્રેરક બળ હતું. તે અહિંયાં જણાવવું જોઈએ. એ જ પ્રેરણાને લીધે તેમણે દયારામભાઈના શિષ્યો પાસેથી હસ્તલિખિત કાવ્યની પ્રતિઓ મેળવી, તથા તેની પ્રેસકોપી અત્યંત પરિશ્રમપૂર્વક તૈયાર કરીને શ્રીદયારામકૃત કાવ્યમણિમાળાના ૬ ભાગ તથા ભક્ત કવિશ્રી દયારામભાઈનું સચિત્ર સપ્રમાણ જીવનચરિત્ર તથા દયારામનો અક્ષરદેહ મળી આઠ પુસ્તકો બહાર પાડ્યાં છે, એટલું જ નહિ પણ કાવ્યમણિમાળાના

ભાગ ૧, ૩, તથા ૪ને ફરીથી મુદ્રિત કર્યા. પ્રકાશન કાર્યની મુશ્કેલીઓ કેટલી છે, તે તો જેમણે એ કાર્ય કર્યું છે તે જ જાણી શકે. એ ફરજ નારણદાસભાઈએ સ્વેચ્છાએ દયારામભાઈ પ્રત્યેની ભક્તિને લીધે પૂર્ણ શ્રદ્ધાથી બજાવી છે. તેઓ પુષ્ટિ સંપ્રદાયમાં શ્રદ્ધા ધરાવતા હોવાથી, અને દયારામભાઈ પણ પુષ્ટિ સંપ્રદાયના કવિ હોવાથી, તેમજ પોતાના વતનના હોવાથી આ કાર્ય કરવામાં તેમનો ઉત્સાહ દ્વિગુણિત થયો.

દયારામભાઈનાં કાવ્યોને પ્રસિદ્ધ કરીને ગૂજરાતની સાહિત્યરસિક જનતાને તથા પુષ્ટિમાર્ગીયોને દયારામના અપ્રાપ્ય ગ્રંથોને તેમણે સુલભ બનાવીને જે સેવા કરી છે તે ખરેખર ચિરસ્મરણીય રહેશે. આવી નિઃસ્વાર્થ રીતે અડગ શ્રદ્ધા અને ભક્તિભાવથી દયારામભાઈની સાહિત્ય સેવા કરનાર ભાઈની કદરરૂપે આટલો પરિચય આપવો, એ મને ઉચિત લાગેલો હોવાથી અહિંયાં તેમની સેવાનો ઉલ્લેખ કર્યો છે.

આ ગ્રંથમાં દયારામભાઈની જે કૃતિઓ પ્રસિદ્ધ કરવામાં આવી છે. તેમાંની મુખ્ય કૃતિઓનો પરિચય દયારામભાઈના કાવ્યપ્રેમી ડભોઈ નિવાસી શ્રી. ગોવિંદલાલ છોટાલાલ વકીલે ગ્રંથપરિચયના લેખમાં કરાવ્યો છે, એટલે અહિંયા હું એ વિષય ઉપર વધુ કાંઈ લખીશ નહીં, હું તો માત્ર દયારામભાઈની કવિતા ઉપર સાહિત્યની દૃષ્ટિએ અલ્પ દૃષ્ટિપાત નાંખીશ.

આ કાવ્યસંગ્રહમાં દયારામભાઈનાં આખ્યાનો, પદો, ધોળ, ગરબા તથા ગરબીઓનો સમાવેશ થાય છે. આ કાવ્યનાં વિશિષ્ટ સ્વરૂપોની સાહિત્યદૃષ્ટિએ અહિંયા ચર્ચાની જરૂર નથી, આખ્યાનો એ પણ કવિતાનો પ્રકાર છે અને ગુજરાતમાં એક વખત એ બહુ જ લોકપ્રસિદ્ધ પ્રકાર હતો. પ્રેમાનંદનાં આખ્યાનો ગુજરાતી સાહિત્યમાં અદ્વિતીય છે.

દયારામભાઈનાં આખ્યાનો પ્રેમાનંદની શૈલીનાં નથી, તે જુદીજુદી જાતનાં છે. રચનાની દષ્ટિએ તે લઘુકળા છતાં મોહક છે. તેમાં પ્રેમાનંદના રસની ચમત્કૃતિ નથી. છતાં લગ્ન તથા માંગલિક પ્રસંગે હજુ પણ તે સંસ્કારી બ્હેનો તરફથી ગવાય છે. દયારામભાઈનાં પદો તથા ધોળો પણ ધાર્મિક જનતામાં અત્યંત પ્રિય છે. તેમની ગરબી તો ગુર્જરનારીનું કંઠાભરણ છે એમ કહીએ તો ખોટું નથી. જૂના ગુજરાતી કવિઓ હાલમાં ભૂલાતા જાય છે, છતાં દયારામને ગુજરાતની સ્ત્રીઓએ હજુ પણ જીવન્ત રાખ્યા છે, તે ખરેખર ગૌરવની વાત છે.

ગુજરાતના પ્રજાજીવનમાં જેમ મોટો ફેરફાર થયો છે, તેમ અત્યારે ગુજરાતી સાહિત્યમાં–તેમાં પણ કવિતા સાહિત્યમાં મોટો ફેરફાર થયો છે. નરસિંહથી દયારામ સુધીની કવિતા એ જૂની કવિતા તરીકે ઓળખાતી. નર્મદે દલપતે નવી કવિતાની શરૂઆત કરી તે કવિતાને પણ કલાપી, ભીમરાવ, ભોળાનાથ, નરસિંહરાવ, ગોવર્ધનરામ બાલાશંકર, નાનાલાલ, ખબરદાર, બળવંતરાવ ઠાકોર, મણિશંકર રત્નજીભટ્ટ વગેરે કવિઓએ પણ નવું સ્વરૂપ આપ્યું અને ત્યાર પછીના અર્વાચીન કવિઓ રામનારાયણ, ઝવેરચંદ મેઘાણી, ઉમાશંકર, સુંદરમ્, બેટાઈ, મનસુખલાલ ઝવેરી, વગેરે એ પણ તેમાં નવાં તત્ત્વો ઉમેર્યાં. અને કવિતાની વિશેષ કાયાપલટ કરી છે. દયારામની કવિતાને અર્વાચીન કવિતાની સાથે સરખાવવાનું સાહસ કરવું એ એક પ્રકારની ઉદ્ધતાઈ જ ગણાય. કારણકે શ્રીદયારામભાઈનાં કાવ્યોનો આત્મા ભગવાન છે. પ્રભુસંબંધવાળી વાણી છે. કોઈ પ્રશ્ન કરે કે જ્યારે જીવનમાં અને સાહિત્યમાં સર્વ મૂલ્યોનું પરિવર્તન થયું છે, ત્યારે આ વાસ્તવિકતા તથા પ્રગતિના યુગમા ધર્મના વિષયને ઉદ્દેશીને અને ઈશ્વર

જેને દયારામ કૃષ્ણ કહે છે, તેને ઉદ્દેશીને કવિતા લખવામા આવી હોય તો તેને પ્રકટ કરવાથી શો અર્થ સરશે? આના પ્રશ્નનો ખરેખર ઉત્તર જ હોઈ શકે નહિ કવિતા એ દેશકાળથી પર છે એવુ જો પ્રશ્ન કરનાર સમજતો હોય તો આવો પ્રશ્ન કદી પણ કરે નહિ 'કવિતા'ને વાર્ધક્ય નડતુ નથી તે કદી જૂની થતી નથી તેનો આત્મા અમર છે.

દેશકાલના પરિવર્તનો તેને અમર કરતા નથી તે વહન તો નિરન્તર ચાલ્યે જ જાય છે. અનેક રાષ્ટ્રીય વિપ્લવો કે ક્રાન્તિઓની મધ્યમા 'કવિતા' તો દીવાદાંડીની માફક રહેશે જ અને તે નહિ હોય તો રાષ્ટ્રનું કે પ્રજાનું જીવન જ થભી જશે આ યંત્ર અને વિજ્ઞાનના યુગમા પણ કોઈ પણ રાષ્ટ્રને તેની સાચી સસ્કારિતા જાળવી રાખવાને કવિતાની જરૂર તો પડશે પછી તે કવિતા જૂની હોય કે નવી હોય. હા, કવિતા જેમ વધારે જૂની તેમ તે વધારે તાકાતવાળી હોય છે તે પ્રજાને આધ્યાત્મિક કૌવત આપવામા, ભૌતિકવાદના હુમલાઓ સામે ટકી શકવામા રામબાણ ઔષધ નીવડે છે કોઈપણ દેશની કવિતા જેટલી જૂની તેટલી તે સમાજની આધ્યાત્મિકતા તથા સાસ્કૃતિક સ્વાસ્થ્યનુ રક્ષણ કરવામા ઘણી જ અસરકારક નીવડી છે અને તેટલા માટે જ જગતના જુદા જુદા દેશોમા હજુ પણ વિદ્યાર્થીઓમા તેમજ બહાર જૂની કવિતાને વધારે સ્થાન મળ્યુ છે. અત્યારે પણ ગ્રીસ દેશના હોમરનુ ઈલીઅડ, ઈટાલીના વર્જીલની એનેઈડ તથા ડેન્ટીની ડીવાઈન કોમેડી, ઇગ્લેન્ડના શેકસ્પીઅરના નાટકો, અને મીલ્ટનના પેરેડાઈઝ લોસ્ટના મૂલ્યો અનેક વર્ષો થયા તેનુ તે ગૌરવ ભર્યું સ્થાન સાચવી શકયા છે, તેનુ કારણ એ છે કે તે કવિતાનું દષ્ટિબિન્દુ જીવનની સાચી દષ્ટિ આપવાનુ હતુ. વ્યક્તિ કે સમષ્ટિના શિવેતરની ક્ષતિ માટે હતું, તે કેવળ અમુકને આનદ આપવાનુ રમકડુ નહોતુ, પણ જીવનનો ભાર વહન કરવામા

શક્તિ આપનાર હતું. તે અમુક દેશ કે કાલના લોકો માટે નહોતી પણ તે વિશ્વવ્યાપી અને સર્વ સમય માટે હતી. જ્યારથી કવિતાનો આવિર્ભાવ વિશ્વમાં થયો ત્યારથી તેનું પ્રયોજન આધ્યાત્મિક પ્રકાશને આવરણરૂપ બનતા અંધકારને દૂર કરીને, રાષ્ટ્રને પ્રકાશિત કરવાનુ હતું. દરેક દેશમાં આ દૃષ્ટિથી જ કવિતા લખાઈ છે, તે ભારતવર્ષનો કવિ હોય કે અન્ય કોઈ દેશનો હોય. આવી કવિતા કદી જૂની થતી નથી.તેને જરા,વ્યાધિ કે મરણનો ભય કદી પણ છે જ નહિ, તે તો જેમ જેમ વર્ષો પસાર થતા જાય તેમ તેમ વધારેને વધારે યૌવનવાળી અને શક્તિશાળી બને છે. જ્યાં સુધી ધર્મભાવના અને શ્રદ્ધાનાં તેજ રાષ્ટ્રના સમષ્ટિદેહમાં ચમકશે ત્યાં સુધી આ કવિતાની માત્રા જ દેહની શક્તિ તથા સ્વાસ્થ્ય ટકાવી રાખવા ઉપયોગી નીવડવાની છે. આથી જ અત્યારે પણ આપણા દેશમા વ્યાસ તથા વાલ્મિક જૂના હોવા છતા તેમના ભાગવત, મહાભારત અને રામાયણ અખંડ રહ્યાં છે. કાલીદાસાદિની કવિઓની કૃતિઓ પણ જીવન્ત છે. ગુજરાતના પણ કવિતાક્ષેત્રમાં નરસિંહ, મીરા, પ્રેમાનંદ કે દયારામની કવિતાનાં ઝરણાં, અસ્ખલિત પ્રવાહ, કોઈ ધમધમાટ કે ઉછાળા વગર, શાન્ત પ્રવાહે રસાળભૂમિમા થઈને વહી રહ્યા છે અને ગુજરાતની સંસ્કારવાટિકાને લીલી તથા રમણીય બનાવે છે. નવી કવિતા ભલે વિદ્યુતના જેવા ચમત્કાર કરે; પણ તે શાશ્વત અને લોકહૈયાને સ્પર્શ કરે અને જીવનના અંધારાં દૂર કરે એવી અને પ્રજાને ખરી આધ્યાત્મિકતાના પથે આગળ લઈ જવામાં પૂરતી તાકાતવાળી નથી એ દૃષ્ટિએ પણ આવી ખરી આધ્યાત્મિક જીવનને વધુ શક્તિશાળી અને પૌષ્ટિક બનાવવામાં 'રામમાણુ' ઔષધરૂપ સફળ થયેલી કવિતાનુ પ્રકાશન થાય તો તે માટે, 'એની જરૂર છે?' એવો બાલિશ પ્રશ્ન ઉદ્ભવવો જોઈ એ નહિ. વળી કોઈ જમાનો પોતાનાં મૂલ્યાકનો બદલે, તેથી જૂના મૂલ્યાકનો

ખોટાં છે, તેમ અત્યારના જમાનાને નિરુપયોગી છે એમ પણ કહી ન શકાય. વાત સાચી છે કે અત્યારે જીવનદષ્ટિ પલટાઈ ગઈ છે. ઐહિક જીવનના સુખ અને ભોગો પાછળ જ દુનિઆની પ્રજાનું વિશેષ ધ્યાન ગયું છે અને જૂના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોમાંથી ફક્ત અર્થને જ મુખ્ય પુરુષાર્થ બનાવ્યો છે, આમ છતાં જગત્ પ્રજાને સાચું સુખ અને શાન્તિ આપી શકયું નથી. હજુ તેની શોધમાં છે.

આ પરિસ્થિતિમાં ડો. રાધાકૃષ્ણન 'કલ્કી'માં જણાવે છે કે હવે સાચી ધર્મભાવના તરફ જગતે જવું પડશે, અને તેનાથી જ શાન્તિ મળશે. બીજા બધા ઉપાયો નિરર્થક છે. પણ ટોયન્બી જેવા પ્રતિષ્ઠિત ઇતિહાસકાર પણ એજ વિચારને અનુમોદન આપે છે. અત્યારની કવિતા અર્વાચીન જીવનને જેમ છે તેમ રજુ કરે છે. પણ 'અર્વાચીન જીવન' રોગગ્રસ્ત થયેલું છે. રોગીને રોગી કહીને અટકવાથી રોગ દૂર કરી શકાતો નથી. પણ તેનું નિદાન કરીને તેને રોગમાંથી મુક્ત કરવાનો સાચો ઉપયોગ પણ દર્શાવવો જોઈએ. એ કસોટીમાંથી અર્વાચીન કવિતા નિષ્ફળ નીવડી છે. તેણે આદર્શવાદના ગગનમાં ઉડ્ડયન છોડીને વાસ્તવિકતાની ભૂમિ ઉપર જ ભ્રમણ શરૂ કર્યું છે. અને તેથી તેણે ઊર્ધ્વગમન વિકાસની શક્તિ ગુમાવી છે. કવિતા જૂની હોય, નવી હોય પણ તેની આવશ્યકતાનો નિર્ણય કેટલે અંશે તે પ્રજાના આધ્યાત્મિક આરોગ્યને ઉપયોગી થઈ પડશે, તેના ઉપર આધાર રાખે છે. નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, અખો કે દયારામની કવિતા એ આ દષ્ટિએ જેટલી ગુજરાતની પ્રજા માટે ઉપયોગિતા પુરવાર કરી છે તેટલી નવી કવિતાએ કરી નથી. હા આને કેટલાક અપવાદ તો છે.

દલપત–નર્મદની નવી કવિતાનો યુગ શરૂ થયો, આ યુગના કવિઓએ પ્રાચીન કેડી છોડી દીધી અને નવી કેડીએ પ્રયાણ કર્યું, છતાં આ

યુગના કેટલાક કવિઓએ એ કેડી ઉપર પણ ધીમાં ધીમાં પગલાં માંડ્યાં છેજ. સ્વ. ભીમરાવ ભોળાનાથની પ્રાર્થના સમાજ માટેની પ્રાર્થનાઓ, મણિલાલ નભુભાઈની અમર–ઊર્મિઓ, ખબરદારની 'ભજનિકા' અને ન્હાનાલાલની 'હરિસંહિતા' (હજુ પ્રસિદ્ધ થઈ નથી.) આ કવિઓ જૂની કેડી ઉપર જ ગયા છે. માત્ર તેમની કલમો ભરવાની રીત જૂદી છે. આ ઉપરાંત સુંદરમ્ વગેરે કવિઓએ પણ છૂટક છૂટક કાવ્યોરૂપી પુષ્પો તે કેડી ઉપર વેર્યાં છે. જૂના કવિઓ સાકાર બ્રહ્મને ઉદ્દેશીને કવિતા કરતા હતા. ત્યારે અત્યારના કવિઓ નિર્ગુણ નિરાકાર સ્વરૂપની પ્રાર્થના રૂપે કવિતા કરે છે. ભાવ બન્નેમા સરખો છે કવિતાના છંદ તથા બાહ્ય રચનાના પ્રકારમાં ફેર છે.

આનંદની વાત એ છે કે અત્યારની શુષ્ક દેખાતી કવિતા–વાટિકામાં કુ. નિર્મળદેવી–અર્વાચીન મીરાંએ, ભાગવતકાર તથા જયદેવજી, સૂરદાસાદિ ચાર છાપના કવિઓ, તેમજ નરસિંહ, મીરા અને દયારામની કવિતામાંથી પ્રેરણા લઈ ને વાટિકાને રમણીયતા, શાંતિ અને આહ્લાદકતા આપે તેવી નિકુંજ ઉભી કરી છે. દયારામભાઈની કવિતા, પ્રચારની દૃષ્ટિએ નહિ પણ અર્વાચીન જીવનને વધારે રસસમૃદ્ધ અને મૃદુભાવ યુક્ત અને આધ્યાત્મિક બનાવવાને પ્રકટ કરવાની ખાસ જરૂર છે એમ હું માનું છું. તેમાંના ભાવો એક ભક્તહૃદયના પ્રભુ પ્રત્યે ગોપીહૃદયનાં છે. એ ભાવમાં વૈષ્ણવો તથા ભાગવતમા શ્રદ્ધા ધરાવનાર ધાર્મિક વ્યક્તિઓ અગર સંસ્કારી સાહિત્યરસિકો પણ શ્રદ્ધા ધરાવે છે, ગોપી હૃદયનો ભાવ એ ધાર્મિક જીવનમા ઉત્કૃષ્ટભાવ છે, એમ સારા સારા પંડિતો, ફીલસુફો અને ચિન્તકો માને છે. કવિતા એ ગોપીભાવની કવિતા છે. તેમાં ગોપી પ્રભુના મિલન માટે ઝંખના કરે છે. તથા આશાનિરાશા વ્યક્ત કરે છે. બીજી દૃષ્ટિએ જોઈએ તો એક નારીનું

હૃદય પોતાના પ્રીતમ પ્રેમના પાત્રને મળવાને કેટલું અધીરું, કેટલી ઉત્સુકતાવાળો કેટલો થનગનાટ અને તમન્ના અનુભવે છે તે પણ તેમાંથી જાણવાનું મળે છે. નારીહૃદયના પ્રેમની ચાહના કરતી સ્ત્રીના આ ભાવો સનાતન હોય છે, તે કોઈપણ કાળે જૂના થતા નથી. ગુજરાતણ–ગુજરાતની નારી આમાં અપવાદરૂપ નથી. અત્યારના જીવનમાં પણ તેના દેહની અંદર હૃદયના ધબકારા તેના તેજ છે. એ નારીહૃદય સમજવામાં દયારામભાઈની કવિતા જેટલી ઉપયોગી છે તેટલી અત્યારની કવિતા નથી. આ દૃષ્ટિએ પણ આ કાવ્યના પ્રકાશનને હું આવકારું છું.

દયારામભાઈની કવિતાને જૂની કવિતા માનીને અવગણના કરનારે સ્વ. ન્હાનાલાલભાઈના નીચેના શબ્દોનું મનન કરવું જોઈએ.

"દયારામભાઈનો કાવ્યભંડાર અતિવિસ્તીર્ણ વસન્તમાં જ સુકાતાં આજનાં તળાવડાંને પડ છે તો તે મહાસાગર.

દયારામની કવિતા એટલે જાણે ગગનમાંથી વરસતી મધુરપની ફરફર ગુણવિશિષ્ટતાઓ. દયારામ ગુર્જર સાહિત્યમાં અજોડ છે. ગુર્જરી સાહિત્યકુંજે ભરી બંસીનો છેડણહારો તો દયારામ જ. થોડી ઝાઝેરિક છેડી છે નરસિંહ, મીરાંએ ને કાંઈક કાંઈક છેડી છે સ્વામીનારાયણના સાધુવરોએ.

વર્તમાનતો જાણે પ્રધાનતઃ પરદેશી હારમોનીઅમ વગાડે છે, ને બંસીને જાણે અડકતાં યે અભડાય છે."

આ છે કવિશ્રી ન્હાનાલાલભાઈએ કરેલું દયારામભાઈની કવિતાનું સાચું મૂલ્ય.

દયારામભાઈની કવિતા તરફએ ઘણાની દૃષ્ટિથી અમુક સાહિત્યનો ચોખલીઓ વર્ગ જુએ છે અને તેનું કારણ એ કે દયારામભાઈની કવિતા– ખાસ કરીને ગરબીમાં શૃંગારરસ વધારે છે. આ વર્ગને હવે ઉત્તર આપવાની જરૂર નથી. કારણકે જેમજેમ દયારામભાઈનું કાવ્યસાહિત્ય

પ્રકટ થતું ગયું તથા તેમના જીવનચરિત્રના પ્રસંગો જીવનચરિત્રમાં પ્રકટ થતા ગયા, તેમ તેમ ટીકાકારોમાંથી આ આક્ષેપ દૂર થતો જાય છે છતાં અહિંયા તેનો ટૂંકો ઉલ્લેખ કરવાની જરૂર છે. આક્ષેપની શરૂઆત ત્રિભુવન શેઠથી થઈ એમ કહેવાય. નર્મદાશંકર પણ તે વર્ગમાં ખરા. શેઠની (ભ્રામક) માન્યતા પ્રમાણે દયારામભાઈનું જીવન દોષયુક્તહતું તે મતને સાહિત્યકારોએ માની લીધો. ગોવર્ધનરામભાઈ એ તેનો અડધો સ્વીકાર કર્યો હોય તે રીતે દયારામભાઈ ને ન્યાય આપવાને તેમના જીવન અને કવનનાં બે પાસાં જૂદાં પાડીને કવનના પાસાને તપાસીને તે શુદ્ધ હોવાનો એકરાર તેમના દયારામભાઈના અક્ષરદેહમાં કર્યો; ત્યારથી સાક્ષરોનો દૃષ્ટિકોણ બદલાતો ગયો, પછી તો દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી દિ. બ. કેશવ હર્ષદ ધ્રુવ, દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા, કવિશ્રી ન્હાનાલાલ, સ્વ. મૂળચંદ તેલીવાળા વગેરેએ દયારામને ખરો ન્યાય આપ્યો. આથી શ્રી. કનૈયાલાલ મુન્શીએ દયારામભાઈની કવિતાને પ્રણયની કવિતા તરીકે ઓળખાવી, છતાં તે આક્ષેપ હવે પોતાની મેળે જ પુરાવા વગર નિર્મૂળ થઈ ગયો છે. એટલે એ બાબત અહિંયા ચર્ચવાની જરૂર નથી. મુન્શીને જડબાતોડ જવાબ મણિમાના ભાગ ૫માં ગો. વાસી. વસંતરામશાસ્ત્રીજીએ પ્રકાશયુગનામમાલા વાળા લેખથી આપ્યો છે. કવિશ્રી દયારામભાઈ એ કવિ જ નહોતા, પણ ભક્ત કવિ હતા તે પોતાના આરાધ્ય શ્રીકૃષ્ણના ગુણગાન તથા તેમના પ્રત્યે પ્રેમભક્તિથી પ્રેરાઈ કવિતા લખતાં તેણે કૃષ્ણ સિવાય બીજી કોઈપણ વ્યક્તિની કવિતા લખી નથી. પોતે શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગમા માનતા હોવાથી અને તે માર્ગમાં ગોપીભાવની ભક્તિ એ ઉત્તમકક્ષાની ગણાતી હોવાથી, પોતે ગોપીરૂપે કૃષ્ણપ્રેમની કવિતા લખી છે. તેમાં શૃંગારરસની પરિભાષા છે. પણ એ પ્રેમ અલૌકિક ભાવે પરમાત્માના પ્રત્યેનો

હોવાથી એમાનો શૃંગાર રસ એ લૌકિક નાયકનાયિકાનો નથી. પણ અપ્રાકૃત શૃંગારરસ છે. આથી આ રસ ભક્તિ સંપ્રદાયની પરિભાષા પ્રમાણે ભક્તિરસ અગર મધુર રસજ ગણાય છે. આ વિષયની વધારે સ્પષ્ટતા માટે વાંચો દયારામનુ આંતર જીવનમાંથી પ્રકરણ ૪થું તથા પરિશિષ્ટોમાંથી કવિશ્રીન્હાનાલાલ તથા નર્મદાશંકરનાં ભાષણો. ૨૧. ગોવર્ધનરામભાઈ કવિશ્રીના શૃંગારરસને યોગ દૃષ્ટિએ તપાસે છે, પણ જો તેમણે પ્રેમલક્ષણાભક્તિની દૃષ્ટિથી દયારામભાઈના શૃંગારની કવિતાને અવલોકી હોત તો દયારામના શૃંગારરસ વિષે જે વિધાન તેમણે કર્યું તે જુદા સ્વરૂપમા જ હોત. દયારામની કવિતા અવલોકવાની સાચી દૃષ્ટિ પ્રેમલક્ષણાભક્તિની, ભાગવતકારની રાસલીલાની દૃષ્ટિ છે ન્હાનાલાલ કવિને તે દૃષ્ટિ પ્રાપ્ત થયેલી હોવાથી, તેમણે તે દૃષ્ટિથી દયારામભાઈના શૃંગારરસની કવિતાને અવલોકી અને તે સો ટચના સોના જેવી, નિર્મળ તેમને જણાઈ હતી.

આ કાવ્યસંગ્રહમા દયારામભાઈની જાણીતી ગરબીઓનો પણ સમાવેશ કરવામા આવ્યો છે. એ 'ગરબી' વિષે થોડુ ક અહિંયાં લખવાની જરૂર છે

દયારામભાઈની કાર્યક્ષેત્રે જે વધારે પ્રસિદ્ધિ છે તે તેમની ગરબીઓને લીધે છે એમ કેટલાક માને છે. જો કે મારે મતે, તો દયારામભાઈની સર્વ પ્રકારની કવિતા સો ટચનુ સોનું છે નર્મદાશંકરે ગરબીઓના ત્રણ પ્રકાર કરીને થોડીક જ કાવ્ય તરીકે ઉત્તમ છે એમ કહ્યુ છે, એમ કહીને પણ તેમણે દયારામભાઈની કેટલીક ગરબીઓની ઉત્કૃષ્ટતા સ્વીકારી જ છે ગોવર્ધનરામભાઈ દયારામભાઈની ગરબીઓને 'અક્ષરદેહ'નું એક અંગ માનીને, તે ઉત્તમાગની યોગદૃષ્ટિથી ચકાસણી કરે છે, અને તે કાવના અન્ય કવિઓ કરતા દયારામભાઈનું સ્થાન કવિ તરીકે ઊંચું છે એમ નીચેના શબ્દોમા જણાવે છે 'કવિના કાળના બીજા

કવિઓની પાખ કરતા તો કવિની પાખ ઊંચી ગઈ હતી અને એ કવિઓમા એની તુલના થઈ શકે એવુ કોઈ નામ નથી.' એટલો સ્વીકાર કર્યા પછી નરસિંહ મહેતા સાથે આ કવિની સરખામણી કરતા, આદિ કવિની કવિતા ઊંચી જણાવે છે ગોવર્ધનરામભાઈનો આ મત કેટલે અશે પ્રમાણભૂત સામગ્રી ઉપર બધાયો હતો, તે તપાસવાનુ આ સ્થળ નથી પણ તે એકપક્ષી ય અને અધૂરી માહિતીને આધારે હતો જો તેમને દયારામભાઈની તમામ કવિતાને અવલોકવાની તક મળી હોત તો, તેમનું પરીક્ષણ વધારે પ્રમાણભૂત ગણાત. તેઓ લખે છે કે 'દયારામના કાવ્યોમા, ગરબીઓમા, અને પદોમા પણ શ્રીકૃષ્ણ અને અન્ય વિષયની પૌરાણિક કથાઓ અને ભક્તમાળાદિક દંતકથાઓ અસ્થિ અને ચર્મ પેઠે અન્ય સર્વ ધાતુઓના આધારરૂપે દૃષ્ટિગોચર થાય છે' ગોવર્ધનરામભાઈ 'શ્રીકૃષ્ણ' તત્ત્વની કવિતાની પ્રશસા કરે છે, પણ તેના કાવ્યને દેહના અસ્થિ–ચર્મ તરીકે ગણે છે. પણ આ બરાબર નથી શ્રીકૃષ્ણ પ્રત્યેની દયારામભાઈની પ્રેમભાવના જ આ કાવ્યોની પ્રેરક છે, અને તે જ તેનો આત્મા છે આ આત્મા તેમની ગરબીઓમા વધારે સુંદર ઝળકી રહ્યો છે. નરસિંહરાવ દયારામભાઈની ગરબીને કાવ્ય નહિ પણ ગીત તરીકે માને છે. તેમ તેને આત્મલક્ષીને બદલે પરલક્ષી કાવ્ય ગણે છે, કારણકે ગરબીઓમા જે ભાવો વ્યક્ત થયા છે, તે દયારામ કવિના હૃદયના નહિ, પણ કાલ્પનિક ગોપી હૃદયના. આ વિધાન જો કે અર્ધસત્ય છે, છતા તે સહૃદયી સાક્ષર નરસિંહરાવે દયારામભાઈની ગરબીઓને તે વખતના સાક્ષરો કરતા વધારે ન્યાય આપ્યો છે એમ જરૂરથી કહેવુ જોઈએ 'ગરબી' તે તો દયારામભાઈની જ સૃષ્ટિ એમ કહીને તેઓ દયારામભાઈનુ બહુમાન કરે છે. શ્રી છગનલાલ વિદ્યારામ રાવળે વસતમા નરસિંહ મહેતાની કહેવાતી ગરબી પ્રસિદ્ધ કરીને

ગરબીમર્જકનુ માન આદિકવિને જ જાય છે એમ જણાવેલું પણ તે વાતનો નરસિંહરાવભાઈએ ઈન્કાર કરીને આદિ મર્જક તરીકે માનના અધિકારી દયારામભાઈ છે એમ સ્પષ્ટતા કરી હતી, એટલુ જ નહિ પણ દયારામભાઈ પછી દલપતરામ નર્મદાશંકર નવલરામ, ભીમરાવ વગેરેએ પ્રયત્નો કર્યાં છે પણ તેઓ દયારામભાઈની તુલનામા આવી શકે તેમ નથી એવો અભિપ્રાય તેમણે વ્યક્ત કર્યો છે દયારામે આરંભેલી ગરબી સાહિત્યની સંપ્રદાયસહિતા આગળ ચલાવનાર કોઈ સમર્થ કવિ જન્મ્યો નહિ નર્મદની ગરબી કેવળ કવિત્વહીન છે, તો દલપતરામની ગરબીમા કવિત્વગુણ અલ્પાલ્પ વિલક્ષણતા શબ્દાન્ત અને વ્યવહાર વચનોના સંગ્રહરૂપે હોવાથી આકર્ષકતા તેમા નથી નવલરામભાઈની ગરબીમા સંગીત કાવ્યના લક્ષણવાળા કાવ્યતત્ત્વો મળી શકતા નથી હરિલાલ ધ્રુવની ગરબીઓમા દયારામભાઈનુ કંઈક સૌન્દર્યતત્ત્વ છે, પણ તે રચનાના સૌંદર્યની વિશેષ સરકારિતા ભીમરાવ ભોળાનાથમા પ્રતિબિમ્બિત થઈ છે સદ્દીનાદના ગુજરાતી કવિઓએ પણ ગરબીઓ લખી છે પણ ગરબીઓના રાજા તો દયારામભાઈ જ રહ્યા છે' ૨૨ કૃષ્ણલાલભાઈએ તો હાફેઝ સાથે દયારામભાઈને સરખાવીને દયારામભાઈની ગરબીઓનુ મૂલ્યાકન કરતા લખે છે, "દયારામભાઈ ગરબીઓને લીધે ગુજરાતી સ્ત્રીવર્ગના માનીતા અને તેથી લોકપ્રિય કવિ હતા" દિ બ નર્મદાશંકર તેમના "દયારામ કેવલ કવિ કે ભક્ત" એ વ્યાખ્યાનમા દયારામભાઈની ગરબીઓ વિષે નીચેનો અભિપ્રાય વ્યક્ત કરે છે 'શ્રી દયારામભાઈની ગરબીઓ વિદ્યાપતિની મધુમયી લલિત કોમળકાતપદાવલીનુ સ્મરણ કરાવે છે, અને તેના જેવી જ મધુર અને શ્રુતિસુખાવહ છે દયારામભાઈ ગરબીના સમ્રાટ છે સદ્દગત ડાહ્યાભાઈ દેરાસરી 'ગરબી' વિષે લખે છે, 'એમની એકેએક ગરબી અનેક તરેહની નાયકાના વર્ણનની જ છે સંસ્કૃત તેમજ ભાષાના ગ્રંથોમા અજ્ઞાન

યૌવના નાયિકાનાં દષ્ટાંત જ્યાં જ્યા આપ્યા છે ત્યાં ત્યા માત્ર સ્થૂલ દેહનાં વર્ણન જ હોય છે, પણ દયારામભાઈનું એ નાયિકાનું દષ્ટાંત અદ્વિતીય જ છે. આપણી ભાષામાં એવી એક પણ કવિતા નથી." હવે આપણે કવિશ્રી ન્હાનાલાલના મંતવ્ય તરફ વળીએ. દયારામભાઈની કવિતાની દષ્ટિને યથાર્થ સ્વરૂપે જો કોઈ ગુજરાતી વિવેચક સમજી શક્યો હોય તો મારી નજરે, તે સ્વ. ન્હાનાલાલભાઈ જ હતા. પોતે સ્વામીનારાયણ સંપ્રદાયના હોવાથી, ધર્મમા અચલ શ્રદ્ધા ધરાવતા હોવાથી, પ્રેમલક્ષણા ભક્તિ શું છે તે બરાબર સમજતા હતા. દયારામભાઈની કવિતાને તેઓ 'રસબ્ધિ' કહે છે અને કવિને 'ગુજરાતનો રસ કવિ' તથા 'ગુજરાતનો હૃદય રાજવી' તરીકે ઓળખાવે છે. 'દયારામભાઈ એટલે ગુજરાતની મધુરપ ઝમક ઝળકાર ને વિહ્વળતા. ગુજરાતનું નારી સંગીત. એમની ગરબીઓ એટલે ગુજરાતને આગણે આગણે ને ચોકે ચોકે જાણે ફૂલડા વેર્યા ને અમર વણકરમાતા ફૂલડા.' જગત્ભરના સાહિત્યમા જગત્ભરના સંસારમા, જગતના Lyriksમાં ગુજરાતની ગરબીઓનુ ગુજરાતણના રાસનું સ્થાન અદ્દ્ભુત છે. ને એ ગરબીઓના સમ્રાટ–ગુજરાતણના હૃદય રાજવી દયારામનુયે સ્થાન સદા અદ્દ્ભુત જ છે. 'દયારામભાઈની એકેએક ગરબી ગુજરાતનું મહામૂલું રસમોતી છે.'

આ કાવ્યસંગ્રહમા દયારામભાઈની ગરબીઓ પણ પ્રસિદ્ધ કરવામા આવી છે. તે સંગીત કાવ્ય કે ગીત તરીકે જેટલી આકર્ષક છે તેટલી જ તેના ભાવથી પણ છે તે આત્મલક્ષી જ કવિતા છે, તેમાં દયારામભાઈ પોતે ગોપીરૂપે કૃષ્ણ પ્રત્યે ભાવોને વ્યક્ત કરે છે. ને આ પ્રત્યેક ગરબી સર્વાંગે સુંદર છે. તેની પ્રત્યેક પંક્તિ વર્ણ કે પદ અદ્દ્ભુત સૌંદર્યથી દીપી નીકળે છે. તેના 'રાગ' અત્યંત મનોહર અને આહ્લાદક છે. તેમાં નરી કોમળતા જ નીતરે છે. રસની મધુરિમા, પ્રત્યેક અંગમાં વ્યાપેલી

છે. તેની પદાવલીમાં પણ ભાવની સુનિષ્ટતા તથા માધુર્યસંયોજન ધ્વનિત થાય છે. પ્રત્યેક પંક્તિનો મધુર રણકાર કર્ણમાર્ગે પ્રવેશીને હૃદયમાં રસની સરવાણીઓને રેલાવે છે. ઈશ્વરદત્ત અદ્‌ભુત સૌંદર્ય અને કોમળતા તથા વાણીના માધુર્ય તેમજ મનની સાત્વિકતાવાળી નિર્દોષ ભાવવાળી નારીના દેહ જેવી દયારામભાઈની ગરબીઓ છે. તે શુદ્ધભાવથી વાંચનારને સમજાયા વગર રહેશે નહિ. તેમાં દયારામભાઈનું ગોપીહૃદય કૃષ્ણ પ્રત્યેના પ્રેમના ભાવો વ્યક્ત કરે છે. તે હૈયાની કૃષ્ણને મળવાની ઝંખના તથા તનમનાટના ધબકારા આમાં જણાય છે. 'મોડેલે પધારો મહારાજ' એ ગરબીમાં ગોપી પ્રભુને પોતાને ત્યાં પધારવાને વિનંતિ કરે છે, અને સાથે મિલનની ઉત્કટતા દર્શાવે છે. 'માનીનિ તું છે મોહનતણી' તેમાં વાંસલડીને મોડો ઉપાલંભ ગોપી સંભળાવે છે. અને તેમની ઉપેક્ષા કરીને વાંસલડી પ્રત્યે પક્ષપાત કરવા માટે, સ્ત્રીસ્વભાવની સહજ ઈર્ષાને વ્યક્ત કરે છે.' 'પ્રેમની પીડા તો કોને કહીએરે' અને પ્રીતડીની રીત અટપટી' એમાં પ્રેમની ફિલસૂફી ચર્ચી છે 'મારગડો મેલેલોરે ગોહનલાલજી' એમાં કેવી કુશળતાથી કૃષ્ણ સાથે રસઝઘડો ગોપી કરે છે! 'મુખની ગાળ' દેવાની પણ ચેનવણી એ કાનુડાને મધુરભાવે આપે છે. 'મારો નેહ લાગ્યો રે, સખી શામળીયા સાથે' તેમાં ગોપી કૃષ્ણ પ્રત્યે પોતાના પ્રેમનો એકરાર નિષ્કપટભાવે પોતાની સખી આગળ કરે છે, 'શ્યામ રંગ સમીપે ન જાવું' એમાં બહારથી શ્યામની સાથે ગોપી સ્નેહસંબંધ હમેશને માટે તોડી નાખવાની વાત કરે છે, પણ તે સંબંધ એમ શબ્દો ઉચ્ચારવાથી તૂટે? ન જ તૂટે. સ્નેહની રીત જ એવી છે કે એક વખત સંબંધ બાંધ્યો તે કદી તૂટે જ નહિ. તિરસ્કાર અગર ઉપેક્ષાથી તો તે વધારે ને વધારે દૃઢ થતો જાય છે. એ પ્રેમના સિદ્ધાંતને કવિ જણાવે છે; 'હું શું જાણું જે વ્હાલે મુજમાં શું'

દયારામભાઈનાં પદો, ધોળ, ગરબીઓ તથા ગરબાઓનું મૂલ્ય હીરામાણેક, સુવર્ણથી થઈ શકે નહિ. તેનું મૂલ્ય તો ભાવુક હૃદયો જ કરી શકે. નિષ્કિંચન ભાવુક હૃદયોનું તે સાચું ધન છે. જેનાથી આ સંસારની દરકાર નહિ કરતાં, પ્રભુરૂપી સંપત્તિ મેળવવાની શક્તિ મેળવી શકાય છે. આવા મહામૂલાં રસમોતી આપવા બદલ દયારામભાઈનો આપણે આભાર માનવો જોઈએ. એ આભાર માત્ર તેમના કાવ્યોના મનન તથા ભાવપૂર્વક વાચનથી જ કરી શકાય. નારણદાસભાઈએ આ કાવ્યો પ્રકટ કરીને પુષ્ટિસંપ્રદાયની જ નહિ પણ ગુજરાતી સાહિત્યની સેવા કરી છે. તે માટે તેમને હું ધન્યવાદ આપું છું.

નિર્જલા એકાદશી
ગોવર્ધન નિવાસ,
મહાલક્ષ્મી સોસાયટી,
અમદાવાદ.



જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ.એ.
પ્રિન્સીપાલ



। श्रीमदनमोहनो जयति ।

## ભક્ત કવિશ્રી દયારામભાઈનું જીવનદર્શન

| સંવત | મિતિ | કાર્ય | સ્થળ | વય |
|---|---|---|---|---|
| સંવત ૧૮૩૩ | ભાદરવા સુદી ૧૧ શનિવાર | કવિશ્રીનો જન્મ | ચાંદોદ | |
| ૧૮૩૭ | | ગોસ્વામી શ્રી દેવકીનંદનજી મહારાજ દ્વારા અષ્ટાક્ષર મંત્રદાન | ,, | ૪ |
| ૧૮૪૧ | | યજ્ઞોપવિત | | ૮ |
| ૧૮૪૩ | | કવિશ્રીના પિતાશ્રીનો ગોલોકવાસ | ચાંદોદ | ૧૦ |
| ૧૮૪૫ | | કવિશ્રીનાં માતુશ્રીનો ગોલોકવાસ | ,, | ૧૨ |
| ૧૮૪૫થી ૧૮૪૭ | | કવિશ્રીનાં માશી દેવબા સાથે વસનાર | ચાંદોદ તથા ડભોઈ | ૧૨થી ૧૩ |
| ૧૮૪૬ | શ્રાવણ વદી ૮ | તત્ત્વ પ્રબંધ ગ્રંથ ધવળ ધનાશ્રી રાગમાં રચ્યા | ચાંદોદ | ૧૩ |
| ૧૮૪૭ | | પરમ ભાગવદીય શ્રી ઇચ્છારામ ભટ્ટનો સમાગમ | તેનતલાવ | ૧૪ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮૪૭થી ૧૮૪૯ | ફાગણ સુદી ૧૩ | કવિશ્રીએ ભારતમાં પ્રથમ પર્યટન કર્યું | | ૧૪ થી ૧૬ |
| ૧૮૪૭ | | ગોસ્વામી શ્રી વલ્લભલાલજી મહારાજ દ્વારા બ્રહ્મસંબંધ | શ્રીનાથદ્વારા - | -- |
| ૧૮૫૮ | | શ્રી ગીત ગોવિંદ ગ્રંથ સંસ્કૃતમાં ઉતાર્યો | ભરૂચ | ૨૫ |
| ૧૮૬૧ | | પાણી મરજાદ લીધી | | ૨૮ |
| ૧૮૬૨ | | પત્ર લીલા ગ્રંથ રચ્યો | ડભોઈ | ૨૯ |
| ૧૮૬૩ | ભાદરવા સુદી ૧૫ બુધવાર | અજામિલાખ્યાનની રચના | ચાંદોદ | ૩૦ |
| ૧૮૬૪થી ૧૮૭૧ | | ભારતનું બીજું પર્યટન | | ૩૧ થી ૩૮ |
| ૧૮૭૨ | ભાદરવા સુદી ૮ | સતમૈયા ગ્રંથ રચ્યો | ચાંદોદ | ૩૯ |
| ૧૮૭૪ | શ્રાવણ વદી ૮ સોમવાર | વસ્તુ વૃંદદીપિકા ગ્રંથ રચ્યો | ચાંદોદ | ૪૧ |
| ૧૮૭૫થી ૧૮૭૬ | | શ્રીનાથ દ્વારા, શ્રી કાંકરોલી વ્રજયાત્રા | | ૪૨, ૧, ૪૪ |
| ૧૮૭૯ | શ્રાવણ સુદી ૮ ગુરુવાર | શ્રીમદ્ ભાગવતની અનુક્રમણિકા તથા શ્રીમદ્ ભગવદ્ ગીતા માહાત્મ્યની રચના | | ૪૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮૮૦ | શ્રાવણ સુદી ૧૨ રવિનાગ | શ્રી સૂર સાગરજીનું પદબદ્ધ ભાષાંતર રચ્યું | ડભોઈ | ૪૭ |
| ૧૮૮૧ | ૧૮૮૦ ભાદરવા સુ ૭ ૧૮૮૧ માગશર સુદી ૬ તથા ૭ | શ્રીમહાપ્રભુજીના સાક્ષાત્ દર્શન | ડભોઈ | ૪૮ |
| ૧૮૮૨ | | શ્રીનજ વિલાસામૃત ગ્રંથ રચના | ભરૂચ | ૪૯ |
| ૧૮૮૪ | | શ્રીરસિક વલ્લભ ગ્રંથ રચ્યો | ચાંદોદ | ૫૧ |
| ૧૮૮૬ થી ૧૮૯૦ | વૈશાખ વદ ૧૦થી | વ્રજયાત્રા | | ૫૩ થી ૫૯ |
| ૧૮૯૩ | | પટ્ટ શિષ્ય શ્રી રણછોડભાઈનું મિલન | | ૬૦ |
| ૧૮૯૮ | | ગંભીર મંદવાડ ભક્ત હરિશ્રીએ વીલ કર્યું | | ૬૫ |
| ૧૮૯૯ | | સંગીત ઉસ્તાદ બાવાજી સાથે સંગીત સ્પર્ધા અને ઉસ્તાદનું બહુમાન | વડોદરા | ૬૬ |
| ૧૯૦૬ | | શ્રીનાથજીના સાક્ષાત્ દર્શન | ડભોઈ | ૭૩ |
| ૧૯૦૯ | મહા વદી ૫ | ગોલોકવાસ | ડભોઈ | ૭૬ |



॥ શ્રીકૃષ્ણઃ ॥

# ગ્રંથપરિચય

વાસ્તવિક રીતે ગ્રંથ પોતે પોતાનો પરિચય આપે છે. જેવી દૃષ્ટિથી અવલોકન થાય તેવી દૃષ્ટિથી ગ્રંથપરિચય થાય છે. ભગવાન જેના હૃદયમા બિરાજમાન છે તેવા ભક્તોની દૃષ્ટિ દિવ્ય હોય છે, તેથી પરમ ભગવદીય શ્રીદયારામભાઈની વાણીની દિવ્યતાનું દર્શન ભક્તદૃષ્ટિથી થઈ શકે છે. આ એક પ્રસિદ્ધ સિદ્ધાન્ત છે; છતાં પણ પ્રકાશકની ગ્રંથપરિચય આપવાની ફરજ છે.

આ પુસ્તકમાં આવેલાં કેટલાંક આખ્યાનો સંબંધી પ્રથમ પ્રકાશનની પ્રસ્તાવનામાં પૂર્વે પ્રસિદ્ધ થયેલા ગ્રંથોમાં અશુદ્ધિ રહેલી તેનું લંબાણ પૂર્વક વિવેચન થયેલું છે આ પુનઃ મુદ્રણ થાય છે. તેથી તેવી સમીક્ષાની અગત્યતા નથી.

ભક્ત કવિશ્રી દયારામભાઈની કાવ્યકૃતિ સપ્રમાણ છે. વેદ, શાસ્ત્ર, પુરાણ તથા શુદ્ધ ભક્તિમાર્ગના ગ્રંથો અણુભાષ્ય, શ્રીસુબોધિનીજી, ષોડશગ્રંથો ફલાદિનું રહસ્ય ભક્તકવિશ્રીએ પોતાની કાવ્યકૃતિમાં રસિક શૈલીથી ઉતાર્યું છે, તે ઉપર દૃષ્ટિપાત કરીશું. આ પ્રકાશનમાં આવેલાં મોટાં કાવ્યોના રહસ્યનો વિચાર કરીશું.

### મંગલાચરણ

મહામંગલરૂપ શ્રીગુરુદેવ શ્રીમહાપ્રભુ,
જાકે પાય પદ્મકો પ્રથમ શિર નાઈએ.

પ્રથમ મંગલાચરણ ગુરૂદેવ તથા શ્રીમહાપ્રભુજીના ચરણ કમળમાં વંદના કરવારૂપ છે. આ મંગલાચરણનું પદ ભક્ત કવિશ્રી દયારામભાઈ

તથા પરંપરા શિષ્યમંડળીનો રિવાજ એવો હતો કે પહેલું આ મંગલાચરણનું પદ બોલી પછીથી કીર્તન ગવાતાં હતાં. તેથી આ પ્રકાશનમાં પ્રથમ આ પદ લેવામાં આવ્યું છે. ભક્ત કવિશ્રીના દરેક આખ્યાન તથા ચરિત્ર શરૂ કરતાં પ્રથમ મંગલાચરણ જોવામાં આવશે, પરંતુ આ વિશેષ ભાવરૂપ છે.

## શ્રીરુક્મિણી વિવાહ

શ્રીભાગવતના દશમ સ્કંધના ત્રેપનમા અધ્યાયમાં આ પ્રસંગ છે. મંગલાચરણમાં શ્રીગુરુ તથા ભગવાનનું રૂપ હૃદયમાં ધારણ કરીને આ કાવ્યનો પ્રારંભ કર્યો છે. પાઠકગણને વિનંતી છે કે, શ્રીમદ્ ભાગવતના બાવન, ત્રેપન તથા ચોપન અધ્યાય સાથે રાખીને આ વિવાહાખ્યાનનું અવલોકન કરશો, તો ભગવદ્‌ભાવ, દિવ્ય શબ્દ રચના, અલંકાર તથા ચમત્કૃતિનો સહજ ખ્યાલ આવશે.

શ્રીરુક્મિણીજી તે શ્રીમહાલક્ષ્મીજીનું પ્રાગટ્ય છે. કન્યાકાળ થતાં યોગ્ય સ્થળે લગ્ન કરવાની કુટુંબના વડીલોની ચિંતા તથા વિચાર, બધા કુટુંબથી વડીલ પુત્રનો જુદો વિચાર, વડીલ પુત્રે શ્રી રુક્મિણીને વરવા શિશુપાળને આપેલું આમંત્રણ, શ્રીરુક્મિણીજીને જાણ થતાં થયેલી વિકળ સ્થિતિ, ભગવાનના સ્વરૂપનું ધ્યાન ધરી અનન્ય શરણભાવે પત્રલેખન, પત્ર લઈ દ્વિજને મોકલવો; ભગવાન શ્રીકૃષ્ણની ભક્તવત્સલતા, પત્રના સ્વીકારનો વિવેક, દ્વિજનું આતિથ્ય, ભક્તની અનન્ય ભક્તિથી ભગવાનની ભક્તના રક્ષણ તથા સ્વીકાર માટેની આતુરતા, ત્વરાપૂર્વક તાત્કાલિક એકલા જ જવું, શ્રીબળદેવજીનો ભ્રાતૃપ્રેમ, સૈન્ય સાથે પાછળ જવું, શ્રીરુક્મિણીજીનો દિવ્ય સંકેત, તે પ્રમાણે દેવીપૂજન સમયે ભગવાનનું દર્શન, ભગવાનની અલૌકિક

શક્તિ અને ભક્તતન્મયતા, શ્રીરુક્મિણીજીનું હરણ, માર્ગમાં યુદ્ધ, શ્રીરુક્મિણીજીના સન્માર્ગમાં વિઘ્નરૂપ બનેલ રુક્મ પ્રત્યેનો ભ્રાતૃપ્રેમ, હરણ કર્યા પછી દ્વારિકાપુરીમાં વિધિપૂર્વક લગ્ન, આ બધું વર્ણન અલૌકિક કાવ્ય કૃતિમાં છે. આ કાવ્યના 'મીઠાં' રૂપે વિભાગ કરવામાં કવિશ્રીનું ઉચ્ચ હાર્દ દીપે છે. પ્રથમના કવિઓ આવા આખ્યાનોને 'કડવાં' એ રૂપે વિભક્ત કરતા હતા ભક્ત કવિશ્રીએ 'મીઠાં'માં વિભક્ત કરી નવી દૃષ્ટિ આપી છે. આખું કાવ્ય દિવ્ય અને દેદીપ્યમાન છે, ભક્તહૃદયને આનંદ આપે તેવું છે.

## શ્રીસત્યભામા વિવાહ

રસના સમુદ્રમય શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના અધ્યાય છપ્પનમાં આ વર્ણન છે શ્રીસત્યભામાજી તથા શ્રીજાંબુવતીજી આ બન્નેનું ભગવાને પાણીગ્રહણ કર્યાનું દિવ્ય વર્ણન આ આખ્યાનમાં છે.

સૂર્યભક્તિથી સત્રાજીતને પ્રાપ્ત થયેલો સ્યમંતક મણિ તે રાજસ્થાનમાં શોભે એવા ભાવથી ભગવાને સત્રાજીતને સૂચન કર્યું તેથી સત્રાજીતને ભગવાન ઉપર રીસ ચઢી સત્રાજીતે ક્રોધવશ થઈ ગર્વયુક્ત ભગવાનના વચનનો અનાદર કરી અપમાન કર્યું. સત્રાજીતનો ભાઈ પ્રસેન આ મણિ લઈ મૃગયા રમવા વનમાં ગયો સિંહે તેને માર્યો; સિંહને જાંબુવાન રીંછે માર્યો ને મણિ લઈ ગયો. પોતાની દીકરી જાંબુવતીને મણિ રમવા આપ્યો આ બનાવથી અજાણ સત્રાજીતને હૃદયમાં કુશંકા થઈ. ભગવાને જ પ્રસેનને મારી મણિ લઈ લીધો એવી વાત કરવા માડી, ભગવાને લાંછન દૂર કરવા શોધ કરી પ્રસેનને સિંહે માર્યો, સિંહને જાંબુવાને માર્યો આ બધું શોધી કાઢી જાંબુવાનની ગુફામાં જઈ જાંબુવાન સાથે યુદ્ધ કર્યું જાંબુવાન હાર્યો,

ભગવાનને પ્રસન્ન કરવા પોતાની કન્યા જાંબુવતી ભગવાન સાથે પરણાવી મણિ પહેરામણીમાં આપ્યો, ભગવાને દ્વારિકાપુરીમાં જાંબુવતી સાથે જઈ ભરસભામાં સત્રાજિતને તેડી ઇતિહાસની જાણ કરી સત્રાજિતને મણિ આપ્યો, આથી સત્રાજિત લજ્જિત થયો અને સમર્થ સાથે વેર કર્યું તેના નિવારણ માટે ગાઢસંબંધ બાધવા પોતાની પુત્રી સત્યભામાને ભગવાન સાથે પરણાવી, આ વર્ણનમાં ભક્ત કવિશ્રીની જ્ઞાતિવ્યવહાર-કુશળતા, ભૂગોળનું જ્ઞાન તથા ભગવાનનો અલૌકિક વૈભવ તથા જમણવારની વિવિધ વાનીઓ તથા લગ્ન પ્રસંગે અરસપરસનો વિવેક આ બધું દૃશ્ય સ્પષ્ટ નજર સામે ખડું થઈ જાય છે. ગૌરવની વાનીઓનું અવલોકન કરતાં રસાસ્વાદ માણનારાઓ જાણે ભોજન કરવા બેઠા હોય તેવો પ્રત્યક્ષ અનુભવ થાય છે.

## નાગ્નજિતી વિવાહ

નાગ્નજિતીના હૃદયમાં ભગવાનનું સ્વરૂપ દૃઢ થયેલુ છે. મનથી શ્રીરૂક્ષ્મણિજીની જેમ શ્રીપ્રભુ સાથે વરી ચુકી હોય તેવો દૃઢ નિશ્ચય છે. નાગ્નજિતીના પિતાએ સાત અલમસ્ત સાંઢને એક સાથે નાથે તેને કન્યા આપવાનો સંકલ્પ કરી સ્વયંવર કર્યો. દુર્યોધન શિશુપાલ આદિ પણ આવેલા. તે સર્વે સાંઢ નાથવા નિષ્ફળ થયા. પ્રભુએ અલૌકિક શક્તિથી સાંઢ નાથ્યા અને નાગ્નજિતીને પરણ્યા. શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના અઠ્ઠાવનમા અધ્યાયનું આ વર્ણન રસિક શૈલીથી કરેલું છે.

## અષ્ટપટરાણી વિવાહ

શ્રીદ્રૌપદી અને શ્રીરૂક્મિણીજીના સંવાદમાં પ્રશ્નોત્તરરૂપે આ કાવ્યનો પ્રારંભ થાય છે. અષ્ટપટરાણીઓએ પોતપોતાની જીવનની હકીકત કહી છે. ઉત્તમ રહસ્યથી ભરપૂર આ કાવ્ય છે.

## રૂક્મિણી શ્રીમંત

લૌકિક વ્યવહારમાં સ્રીજનના શ્રીમંતનો પ્રસંગ આવે ત્યારે જે વિધિ થાય છે. તેનું પ્રત્યક્ષ વર્ણન અલૌકિક દષ્ટિથી ભક્ત કવિશ્રીએ કહી ભગવદ્ ગુણ ગાયા છે.

## કુંવરબાઈનું મામેરું

અસંગ્રહી અને અકિંચન ભક્ત નરસિંહ મ્હેતાની પુત્રીને શ્રીમંત આવ્યું. પુત્રીને ચિંતા થાય છે. મારા નિર્ધન પિતા આ પ્રસંગે આવી શું કરશે? પુત્રી પિતાને કહે છે કે ખાલી હાથે શું કરવા આવ્યા. મ્હેતાજીના મનમાં દઢ વિશ્વાસ હતો કે મ્હારા હૈયાના હારસમા ભગવાન સહાય કરશે. ભક્ત વત્સલ ભગવાને શ્રી નરસિંહ મ્હેતાની દઢ ભક્તિની અલૌકિક સામર્થ્યથી સહાય કરી. સુમધુરવાણીથી આ કાવ્ય શોભે છે.

## શ્રીકૃષ્ણ ઉપવીત

દ્વિજ બાળકોને શાસ્ત્રવિધિ પ્રમાણે ઉપવીત અપાય છે. તેનું પ્રત્યક્ષ વર્ણન આ કાવ્યમાં છે. સાઠોદરા જ્ઞાતિમાં જે રીતે વિધિ થાય છે. તે રીતે પણ ભગવાન શ્રીકૃષ્ણના ઉપવીત પ્રસંગે મંડપની રચના મંગળગાનથી માંડીને વિધિ પૂર્ણ થતાં સુધીનું ક્રમથી વર્ણન છે. બ્રાહ્મણ બાળકોના પિતાને ઉપવીત પ્રસંગે આ કાવ્ય પ્રાચીન પ્રણાલિકા સમ છે. ઉપવીત પ્રસંગેના વિધિ માટે આ કાવ્ય દષ્ટિ સામે રાખે તો કોઈને મૂંઝાવાની જરૂર પડે નહિ. તેવા આદર્શવાણી વર્ણન છે. ભગવાનના મંગલાચરણના પ્રારંભથી ફળશ્રુતિ સહ પૂર્ણ કરેલું છે.

## મીરાં ચરિત્ર

ભગવદ્ ભક્તિવાન શ્રીમીરાંબાઈ અનન્ય અને દઢ ભક્તિ માટે પ્રસિદ્ધ છે. ટૂંકામાં પણ સર્વ ચરિત્ર સમાવીને ભક્ત કવિશ્રીએ આ

રચના કરી છે ભક્તવત્સલ ભગવાને શામીરાંબાઈને સંકટ સમયે સહાય કરી છે. આ પ્રસંગોનું અદ્ભુત વર્ણન છે. ભગવાન નરસિંહ મહેતા તથા મીરાંબાઈને સહાય કરવા ભક્તની વિનંતીથી આજ્ઞા પૂર્ણ કરવા પરિશ્રમ કરે છે તે પુષ્ટિભક્તોને અકળાવે છે. પ્રભુના ભક્તોનુ કષ્ટ ભગવાન સહન કરી શકતા નથી અને સહાય કરે છે. ભગવાન સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન હોવાથી વિનંતીની અપેક્ષા રાખતા નથી. પરંતુ વિનંતી કરી ભગવાનની સહાયની માગણી કરવી એ દાસનો ધર્મ નથી. દૃઢ વિશ્વાસપૂર્વકની માન્યતા મરણાન્ત પ્રસંગે પણ પ્રભુને પરિશ્રમ કરવારૂપ માગણી કરવી નહિ, આવાં પુષ્ટિભક્તોના ચરિત્ર ભક્તિમાર્ગમાં અદ્વિતીય શોભે છે. પૃથક શરણમાર્ગોપદેષ્ટા શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્ય પછી આ આદર્શક ભગવદીયો થયા છે. શિક્ષાપત્ર,ચોર્યાસી વૈષ્ણવ ને બસો બાવન વૈષ્ણવના વાર્તા સાહિત્યમા આવા અનેક પ્રસંગો છે. પ્રાર્થના વિના પણ ભગવાન ભક્તોને સહાય કરવા ચૂક્યા નથી. હવે જૂના વિષય ઉપર આવીશું.

લોકભોગ્ય અને ભગવદ્‌રસથી પૂર્ણ 'પંદર તિથિ' એ નામનાં બે કાવ્યો છે. પ્રથમનું પંદર તિથિનું કાવ્ય ઉદ્ધવ ગોપીના સંવાદરૂપે છે. યોગ અને શુદ્ધ સ્નેહાત્મક ભક્તિનું તાદાત્મ્ય આ કાવ્યમાં છે. પંદર તિથિનાં ગણનાવાચક નામને દ્વિઅર્થી સમજાવવા રસયુક્ત વર્ણન છે.

પ્રતિપદ, એક અર્થ પ્રથમ તિથિ પડવો એવો છે, બીજો અર્થ પ્રતિપદ દરેક પગલે પગલે ભગવાનનો યશ મીઠો છે. બીજ ગણનામા મૂકીને મૂળ સ્નેહનાં બીજ આ પ્રમાણે "ત્રિજ ગત્ય' ત્રિજે થયેલી ગતિ અને ત્રિ જગત્ય એટલે ત્રણ લોક, ત્રણ કાળ, અથવા આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક આ અર્થમાં પણ વિચારી શકાય છે. "ચતુરથી' ગણનાવાચક ચોથ તથા ચાતુર્ય બે અર્થ છે. 'પંચ મિથ્યા

નવ કહે' પાચમ તથા પચ એટલે ડાહ્યા પાચ માણસ. પષ્ઠ એટલે સૃષ્ટિ તથા છઠ્ઠની મિતિ તથા છઠ્ઠીના લેખ આ બે અર્થ છે. 'સપ્ત મિથ્યા હરિના આજ લઉં' હરિએ મોગન લીટીના મિથ્યા લહું ગણી શ્રીગોપીજનો ભગવાનને વ્યંગ વચન સાતમના અંક નિમિત્તે કહે છે. "અષ્ટમિલાપ' 'અષ્ટમિ-લાપ' અષ્ટમીસંખ્યાવાચક અને અષ્ટમિલાપ હસ્તમિલાપ પ્રત્યક્ષ દર્શન, પ્રત્યક્ષ વાર્તાલાપ, પ્રત્યક્ષ દર્શન વિગેરે ભાવો નીકળે છે. "નોમ' ગણનાત્મક તિથિ અને એનામા સ્નેહનું નામ પણ નથી, એવાં સ્નેહી ભક્તહ્રદયના વ્યંગ વચન છે. દશમી તિથિગણના કરી દશમી પ્રેમલક્ષણા ભક્તિ અને સરસ રીતે સાધી તેનું ફળ અમોને વિરહવેદનારૂપે મળ્યું', 'એકાદ શ્રીકૃષ્ણ' અગિયારમની ગણના, અર્થ શ્રીકૃષ્ણ એક, અદ્વિતીય, મૂળ, પરાત્પર, પૂર્ણ અને પૂર્ણ પુરુષોત્તમને અમો સેવીએ છીએ અન્યથી અમારે સેવાદેવા નથી. આ પ્રમાણે દઢ અનન્ય શુદ્ધ સ્નેહાત્મક ભક્તિનો આદર્શ છે.' 'દ્વાદશ માસ' બારમી તિથિ તથા બારે માસ, આવો ભાવયુક્ત રસ છે. બાર માસની શરદઋતુમાં ભગવાન રાસરમણમાં અલૌકિક મહારાસનું દાન કરી સુખ આપે છે. 'તેરસ હવાં કયાં મળે' અર્થાત્ મળવાની આશા નથી આ સુખ ક્ષણે ક્ષણે યાદ આવે છે અને સાકરનો સ્વાદ લીધા પછી ખારું મીઠું કેવી રીતે ભાવે? આવો અનન્ય ભક્તિ ભાવ છે 'ચૌદશ' તિથિની ગણના તથા ચારે દિશા, આ અર્થમાં યોગ અને ભક્તિનું તારતમ્ય બતાવ્યું છે. અન્ય સ્થળે ઉદ્ધવગોપીસંવાદમાં શ્રીગોપીજન કહે છે કે—

જોગ તો તેને જોઈએ રે, જેનું મન જગમાં રમે;
તે તો અચળ અમારું રે, ચિત્ત રસિયામાં રમે.

'પૂન્ય મે' પૂનમ, અપુન્ય આ બે અર્થ છે. વિરહવ્યથાનું વર્ણન છે. "ઓમાંસવે" અમાવાસ્યા તથા આમાં સર્વે સોળ તિથિ અમાવાસ્યા

સહ ગણાવી ફળશ્રુતિ આપી છે કે રસભરી રીતે આ સોળે તિથિ ગાશે તો ધ્યાનો પ્રીતમ ઉર-હૃદયમા વાસ કરશે. આમ આ ગરબો રહસ્યપૂર્ણ છે. આ કાવ્યમાથી વાંચનાર પોતાની ભાવના પ્રમાણે અર્થ તારવી શકે છે. આ કાવ્યનો ભગવદ્દરસ કલ્પવૃક્ષ સમ છે એવુ મને લાગે છે

## બીજી પંદર તિથિ

એકમથી પૂનમ સુધીના પંદર દિવસમા વ્રજભક્તોની વિરહ વ્યથાનુ અલૌકિક વર્ણન છે. ભગવાન શ્રીગોકુળથી મથુરા પધાર્યા પછીની વ્રજભક્તોની વિરહતાપયુક્ત કળાત્મક પ્રેમલક્ષણા ભક્તિ પદે પદે ઝળકે છે. આ પંદર તિથિમાં શ્રીમદ્ ભાગવતના ભ્રમરગીતનો ભાવ તાદૃશ થાય છે.

## શ્રીરાધાજીનો વિવાહખેલ

વૃંદાવનની ભાગવતની અલૌકિક લીલાનુ રસયુક્ત વર્ણન છે. વ્રજભક્તોની સખા સહ શ્રીભગવાન તથા વ્રજાંગનાઓ સહ શ્રી સ્વામિનીજીનો વૃંદાવનમા આ ખેલ છે. બાળકોની રમતના રૂપમા ભગવાન શ્રીકૃષ્ણ તથા સ્વામિનીજી શ્રીરાધિકાજી પ્રત્યક્ષ વિરાજમાન છે. સખા ગોપબાળકો સંકેત થતા ખસી જાય છે અને શ્રીગોપીજનોએ લગ્ન મંડપની રચના કરી. કોઈ સખી શ્રીકીર્તિજી થયા, કોઈ શ્રીવૃષભાનુ થયાં, કોઈ સખીએ નંદરાયજીનો પાઠ ભજવ્યો, કોઈ સખી શ્રીયશોદાજી થયાં. આમ બંને પક્ષના વેવાઈ તથા વેવાણો મળી લગ્નનો સમારંભ કરે છે કોઈ સખી લગ્ન કરાવનાર બ્રાહ્મણ બને છે, અને લગ્નવિધિનો આરંભ કરી રસયુક્ત લગ્નવિધિ આનંદમય પૂર્ણ કરે છે. આ રસયુક્ત ભગવદ્ લીલાનાં પ્રત્યક્ષ દર્શન કરી ભક્તહૃદયને દર્શન કરાવવા સમું આ કાવ્ય છે.

## વ્હાલાજીના મહિના

વિરહ વેદનાથી વ્યાકુળ વ્રજભક્તોની ભગવાનના વિરહે કારતક માસથી આસો માસ સુધી દરેક માસની વિકળ સ્થિતિનું વર્ણન છે.

## રાસલીલા

શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધમાં રાસપંચાધ્યાયીનું રસિક વર્ણન છે. (જુઓ અધ્યાય ૨૯થી ૩૩)

## બાળલીલા

સજ્જન સાંભળો રે હરિની બાળલીલા કાંઈ ગાઉં

આ બાળલીલાનાં વર્ણનને શ્રીહરિરાયજીકૃત ૩૭ શિક્ષાપત્રના પ્રથમના ૧થી ૧૮ શ્લોક સુધીના વર્ણન સાથે સરખાવવા વાંચકોને વિનંતી છે. શ્રીબાળકૃષ્ણ પ્રભુની પુષ્ટિ રીત પ્રમાણે સેવા કરવા આ બાળલીલા હૃદયમાં ઉતારવી આવશ્યક છે.

બીજા શિક્ષાપત્રના શ્લોક ૧૯ને વિચારીએ.

श्रीमदाचार्यकृपया तिष्ठति स्वगृहे हरिः ।
एवं विधः सदा हरते योगिनः पारदो यथा ॥ १९ ॥

શ્રીમહાપ્રભુજીની કૃપાથી સદા સેવ્ય શ્રીબાળકૃષ્ણ સ્વરૂપ પોતાના ઘરમાં બિરાજે છે. જેમ યોગીના હાથમાં પારો સાવધાનતાથી મચવાય છે, તે પ્રમાણે કલ્પતરુ સમાન ફળરૂપ ભગવાનની સેવા સાવધાનતાથી ન થાય તો ફળ હાથમાંથી નીકળી જાય. આપણે માથે બિરાજતા પ્રભુની સેવા સાવધાનીથી કરવી.

અઢાર શ્લોકમાં ભગવાનના બાળસ્વરૂપનું વર્ણન કરીને આ સ્વરૂપ ઘરમાં બિરાજે છે, તે માટે શ્રીમહાપ્રભુની દયા જ કારણરૂપ છે. તેથી

સાવધાનીથી સેવા કરવાનો આદેશ શિક્ષાપત્રમા આપ્યો છે. આ ભક્તકવિશ્રીની બાળલીના કાવ્ય સરળતાથી ભગવાનનું બાળસ્વરૂપ દૃષ્ટિ સામે ખડું કરી દે છે

## બીજી બાળ લીલા

શ્રીગોપીજનો યશોદા માતા પાસે ફરિયાદ કરવા આવે છે અને બાળકૃષ્ણે શ્રીગોપીજનોના ગૃહમા તોફાન કરેલું તેનું યથાસ્થિત અલૌકિક વર્ણન છે, ભારોભાર રસિકતા અને ભક્તિરસ ભરેલો છે. સુંદર કાવ્યકૃતિ છે.

## સ્નેહ વિલાસ

વ્રજ ભક્તોએ શ્રીઉદ્ધવજી સાથે ભગવાનને સંદેશો કહેવડાવ્યો, એનુ વર્ણન આ ગરબામા છે, શ્રીગોપીજનોની વિરહવ્યથાનું દિવ્ય વર્ણન છે

કોટી કલ્પ સમી પળ જાય કે, દિન કેવડો કહું રે લોલ;
માસ વરસ એમ વીતે વાલમ, દુખ કેટલુ સહું રે લોલ.

કોટિ કલ્પને એક પળ સાથે સરખાવીને દિવસ, માસ, અને વરસની ગણના કરવા ઉદ્ધવજીને વ્રજાંગનાઓ કહે છે.

વિકલ સ્થિતિ વર્ણવતા આગળ કહે છે કે—

*

તાલાવેલી લાગી તન કે, મન તમમાં ભમે રે લોલ;
બોલ્યું વેણ બીજા કોનું પણ, અમને ના ગમેરે લોલ.
નથી મુને ખાનપાનનું ભાન કે, નિંદ્રા ના મળેરે લોલ;
આઠ પહોર વિચારે જાય કે, કાળજડું બળેરે લોલ.

*

વ્રજાંગનાઓનો દિવ્ય વૈરાગ્ય તથા પ્રભુમાંના તલ્લીનતારૂપ અભ્યાસ–મનના નિરોધનું આ દિવ્ય સ્વરૂપ છે. મહાન યોગીઓ યોગા

અભ્યાસથી પણ આ પ્રમાણે મનનો નિરોધ કરી શકે નહિ, યોગીઓ વૈરાગથી સંસાર પ્રત્યે ઉદાસીન સ્થિતિમાં રહે છે, આ વ્રજભક્તો મનનો ભગવાનમાં નિરોધ કરી તન્મય બની આનંદના સમુદ્રમાં ઝૂલી રહ્યાં છે. નિકુંજના સુખનું સ્મરણ કરી પળ પળની લીલામાં મન જોડીને પ્રભુની લીલામાં મસ્ત રહે છે.

*

અણુ મળતાં સુ એકાંગી રતિ કે, જોખમ જીવનું રે લોલ.

*

ઉભયાંગી રતિ સુખનું દાન દેનાર ભગવાન મથુરા પધાર્યા પછી ઉભયાંગી રતિ સુખમાં મસ્ત વ્રજ ભક્તો પ્રભુને સંભારીને જાણે કે ભગવાન તેમને ભૂલી ગયા હોય અને માત્ર તેઓનો જ ભગવાન પ્રત્યે સ્નેહ હોય તેવાં વ્યંગ વચનો આ કડીમાં છે.

છેવટે દીનતા પૂર્ણ વચનો કહે છે.

*

અબળા જન અમો અવગુણ ખાણુ, શું તમો નથી જાણતા રે લોલ;
ગુણ સાગર છો ગિરધરલાલ, રખે ઉર આણતા રે લોલ.

*

આ પ્રમાણે આ કાવ્યમાં વિરહ વ્યથા તથા વિલાસ પણ છે. આ બન્ને સ્થિતિ એક બીજાથી ભિન્ન છે. વિરહ ખરેખર દુઃખ જ હોય તો તેમાં વિલાસને સ્થાન નથી અને વિલાસ હોય ત્યાં દુઃખને સ્થાન નથી. આ લૌકિક દૃષ્ટિ છે પરંતુ પ્રભુના વિયોગી ભક્તોનો વિરહ ભગવાન સહન કરી શકતા નથી. તેથી વિરહાવસ્થામાં પણ અલૌકિક સુખનું દાન કરી રહ્યા છે. આ આનંદ રસગુપ્ત છે. તેથી વિરહથી બળતા હૃદયને દિવ્ય આનંદ થાય છે પ્રભુ પ્રેમમાં મગ્ન રહે છે તેથી વિલાસ

કહ્યો છે, એવું સ્પષ્ટ જણાય છે. આ સ્થળે શ્રીહરિરાયજી કૃત શિક્ષાપત્રનો પ્રથમ શ્લોક જોઈશું.

सदोद्विग्न मनाः कृष्णदर्शने क्लिष्टमानसः।
लौकिकं वैदिकं चापि कार्यं कुर्वन्ननास्थया ॥

પ્રથમ શિક્ષાપત્રનો પ્રથમ શ્લોક

પ્રથમ શિક્ષાપત્રમાં વિરૂદ્ધ સ્થિતિનું વર્ણન છે. આ સ્થિતિનુ વર્ણન ઉપરના કાવ્યમાં અંતરગત જણાય છે.

પારણું

આ કાવ્ય ગુણિયલ ગુજરાતણોના જાણીતા અને માનીતા રાગ તથા ઢાળમાં છે. ગુણિયલ માતા પોતાના લાડકવાયા પુત્રને પારણામા સુવાડી ઝૂલાવતા ગાય છે. તેવી લૌકિક અને લોકભોગ્ય વાણીમા દિવ્ય અને અલૌકિક રીતે વર્ણન કરેલું છે શ્રી. હરિરાયજીકૃત બીજા શિક્ષા પત્રમાં બાળપ્રભુનું સ્વરૂપ વર્ણવ્યુ છે. તેનું પ્રત્યક્ષ દર્શન આ પારણામાં થાય છે. દિવ્ય ભગવદ્‌રસની જમાવટ રમિક શૈલીથી કરી છે. શ્રીનંદરાયજી, શ્રીયશોદાજી, વ્રજભક્તો અને તેમા શ્રી ગોપીજનના સ્વરૂપ તથા ભાગ્યને વખાણ્યુ છે. અને શ્રીવૃંદાવનમા ભગવાન સદા દીવ્ય લીલા કરે છે. એ યુગલ સ્વરૂપનાં ભકત કવિ શ્રીદયારામભાઈ વારણા લઈ 'સદા બલિહારી જાયે દયો દાસ' આ દિવ્ય ભાવથી કાવ્ય પૂરું થાય છે.

શ્રીરાધિકાજીનું સ્વપ્ન.

શ્રીરાધિકાજીના વખાણ.

શ્રીરાધિકાજી પોતાની માતાને કહે છે.

આ ત્રણ ધોળ ભાવના તથા દિવ્યરસથી ભરપૂર છે. વિવાહ પ્રસંગે ગાવા સ્રી સમાજમાં આ ત્રણે ધોળ પ્રસિદ્ધ છે ડભોઈમાં સાઠોદરા નાગરજ્ઞાતિમાં લગ્નપ્રસંગે સીમંડપમા ગવાતું ધોળ જેઓને

અવસર મળે તેઓ સારી રીતે આ ધોળનો ઢાળ તથા ભાવ તથા મીઠાશનું સ્વરૂપ સમજી શકે.

## શ્રીકૃષ્ણ જન્મ

શ્રીમદ્ ભાગવત દશમસ્કંધના અધ્યાય ૨ થી ૫ સાથે આ ગરબો મળ્યો છે. તે ઉપરાંત ગર્ગસંહિતાના કૃષ્ણ જન્મ ખંડનો ભાવ પણ આ ગરબામાં છે.

શ્રીકૃષ્ણનું ધ્યાન, ચોવીશ અવતારનું ધોળ આ વર્ણન પણ શ્રીભાગવતમાં છે. આ પ્રમાણે આ પ્રકાશનમાં મોટાં કાવ્યો આવેલાં છે. તે પછી પદ કીર્તનો ગુજરાતી ભાષામાં ૧૩૩ છે, અને હિંદી (વ્રજ) ભાષામાં ૯ છે.

આ પદ-કીર્તનો સંબંધી થોડો પરિચય આપવો ઉચીત છે.

ભક્ત કવિશ્રી દયારામભાઈનાં કાવ્યોમાં મોટા ગ્રંથો અને આખ્યાનો છે. તે રચનાનો પ્રથમ વિચાર કરી હેતુપૂર્વક રચના કરેલી છે. અને નાનાં પદ, કીર્તનો પ્રત્યક્ષ અનુભવમાં ભક્ત હૃદયમાંથી વહેતી ભક્તિ-રસની સરિતારસમાં છે. મોટા ગ્રંથોમાં વિસ્તારથી જે વસ્તુ આવે તે નાના પદમાં સમાઈ જાય છે. ઝીણી નજરથી જોતાં આ વસ્તુ સ્પષ્ટ સમજી શકાય તેમ છે.

આ પ્રકાશનમાં આવાં ૧૪૨ પદ કીર્તન છે, એકએકથી અધિક છલકાતાં ભક્તિરસભર્યાં છે. દરેક પદ ઉપર વિચાર કરીએ તો ઘણું લંબાણ થઈ જાય. તેથી થોડીક વાનગીનો સ્વાદ લઈશું.

ભગવાનના ભક્તોના નિયામક ભગવાન છે. ત્રિગુણાત્મક દેવોની સત્તાથી પ્રભુ ભક્તો પર છે. શ્રીમદ્વલ્લભાચાર્યકૃત ષોડષ ગ્રંથો પૈકી સિદ્ધાંતમુક્તાવલી ગ્રંથ છે.

जगत्तु त्रिविधं प्रोक्तं ब्रह्मविष्णुशिवास्ततः ।
देवताह्पवत्प्रोक्ता ब्रह्मणीत्थं हरिर्मतः ॥

ભગવાન ગુણાતીત છે. તે ભગવાનના અનન્ય ભક્તો કાયા, વાચા અને મનથી ત્રિગુણથી પર છે. તેમનું જીવન ભગવદ્ સંબંધવાળુ હોવાથી ભકતોના નિયામક ભગવાન છે. આ સિદ્ધાંતને અનુસરતુ પૃષ્ઠ ૧૫૭ ઉપર પદ ૪૪મુ ગરબીના ઢાળમાં છે.

સહુથી સમરથ રાધાવરનો આશરો,
જેના જનને દુભવી શકે નહિ કોય જો;
જમનું જોર ન ચાલે કદા,
ક્ષમા કરે કે હરિ ચહાયે તો જોયજો. સહુથી—

આ આખું પદ સુંદર ગરબીના ઢાળમાં હોવાથી સર્વ કોઈ સરળતાથી ગાઈ શકે છે. આ પદમાં જે દૃષ્ટાંતો મૂકેલાં છે તે મોટા મોટાનાં છે.

બીજા સહુ મોટા પણ હરિના હુકમમાં
સુર, બ્રહ્મા, ગણપતિ, શક્તિ, શિવ, શેષ જો
કેશવ કોપે કોઈનું બળ ચાલે નહિ,
એ સહુ કંઠે હરિજન ડરે ન લેશજો–સહુથી સમરથ

આ દૃષ્ટિથી આ પદનો ભાવ વિચારી જોવા વાચકગણને મારી નમ્ર વિનંતી છે.

કાયા, મન અને બુદ્ધિથી ચિત્ત શુદ્ધ થયું હોય તેનો ઇંદ્રિયોનો વ્યાપાર ભગવન્મય–ભગવત્સંબંધ વાળો હોય છે તેને માટે પદ ૯૩ 'ગાજે ગાજેરે ગોવિંદ ગુણ નિત્ય ગાજે' આ પદનો ભાવ શ્રીમદ્ ભગવદ્ ગીતા અધ્યાય ૫ ના શ્લોક ૮–૯–૧૦–૧૧માં સમાયલો છે. ઈંદ્રિયોનો વ્યાપાર તે કર્મ સંધ્યા, વંદન, વિગેરે. નિત્ય કર્મ પણ ઇંદ્રિયોનો વ્યાપાર છે. ભકિતમાર્ગમાં તમામ ઇંદ્રિયોને પ્રભુ સન્મુખ રાખવાનો આ પદમાં ભાવ છે.

ગાજે ગાજે રે ગોવિંદ ગુણ નિત્ય ગાજે

પ૦ ૩૨–૩૩–૩૪ના ભાવને શ્રીમદ્વલ્લભાચાર્ય શ્રીમહાપ્રભુજી કૃત મધુરાષ્ટક સાથે મળતો છે પ૦ ૬૩ વેણુનાદના પ્રસંગ સાથે મળતો છે પ૦ ૬૯ રાસપંચાધ્યાની સાથે મળતો છે શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધના અધ્યાય ૧૦ શ્લોક ૩૩ થી ૪૦ આ પ૦ સાથે વાચવા વિનતી છે પદ ૭૫ રૂપ એક ગિરિવરધર ગોપી" આ પ૦ શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધના અધ્યાય ૩૦ના શ્લોક ૧૭ના ભાવ રૂપ છે

નિશ્ચયના મહેલમા વસે મારો વાલમો" આ પ૦ ૮૧ મા 'નિશ્ચય'ને ભગવાનને બિરાજવાનો મહેલ કહેલો છે ભગવાનનું ચોક્કસ સરનામુ છે સ્વરૂપનો દૃઢ નિશ્ચય અને પ્રભુપ્રત્યે અનન્ય ભક્તિભાવવાળા હૃદયમા આવો નિશ્ચય તેજ મહેલ, પ્રભુને બિરાજવાનુ સ્થાન છે પ્રભુપ્રાપ્ત કરવા માટે ભક્તિમાર્ગની પ્રણાલિકાનો ક્રમ આ પદમા છે સત્સંગ દેશ, ભક્તિનગર, પ્રેમ પોળ તેમા નિશ્ચયનો મહેલ, વિરહ–તાપ દ્વારપાળ, સેવારૂપી સીડી દીનતા પાન, તેમાં મનરૂપી મણિ મૂકી ભેટ ધરવાની, હું'ભાવ પું' ભાવ ન્યોછાવર કરવાનો કહેલો છે પું' ભાવ પુરુષ ભાવ છે પુરુષ તો એક પુરૂષોત્તમ જ છે પુરુષશરીરધારી શરીરમા પુરુષનુ સામર્થ્ય નથી છતા પુરુષપણાનુ અભિમાન રાખવુ વ્યર્થ છે સ્રીશરીરધારીને પણ આવુ મિથ્યાભિમાન હોય છે પુરુષ–સ્રી બન્ને શરીરધારી આત્માએ સ્રીભાવથી પ્રભુને પતિ માની દૃઢ ભક્તિ કરવાની છે અનન્ય પતિવ્રત ધારણ કરવાનું છે તો જ ભગવાનનુ વરણ સુલભ છે

પદ ૮૫ 'કર ચિત્ત ચિંતન કોઈ પ્રકારે સદાનંદ શ્રીકૃષ્ણ તણુ રે' શ્રીમદ્ ભાગવત સ્કંધ ૭ અધ્યાય ૧ શ્લોક ૩૧ના ભાવ પ્રમાણે ભગવાનમા મન રાખવાના ઉપાયો આ પદમા છે આમાના કોઈપણ એક ઉપાયથી પ્રભુમા ચિત્ત જોડવાથી પ્રભુનુ સ્વરૂપ હૃદયમા આવે છે

પ૦ ૭૭ "સર્વના શિરોમણિ શ્રીનાથજી રે લોલ' આ પ૦ને શ્રીમદ્ ભાગવત સ્કંધ ૨ અધ્યાય ૧૦ તથા સ્કંધ ૧૦ અધ્યાય ૧૩

શ્લોક ૩૫-૩૬ તથા સ્કંધ ૧૨ અધ્યાય ૧૨ તથા સ્કંધ ૭ અધ્યાય ૧૫ શ્લોક ૫૭ થી ૬૦મા વિરાટ ભગવાનના સ્વરૂપનું વર્ણન છે. તેનો ભાવ આ પદમાં ભર્યો છે.

આ પ્રકાશનમાં આવેલાં પદોના રહસ્યનો શ્રીમદ્ ભાગવત, શ્રીમદ્ ભગવદ્ ગીતા, ષોડષગ્રંથો તથા શ્રીસુબોધિનીજીની સાથે સમન્વય થાય છે. ભક્ત કવિશ્રીની વાણી દિવ્ય પ્રકાશવંત પ્રસાદી વાણી છે વાચના, વિચારતાં, ગાતાં, સાંભળતાં, ભાવિકોને ઘણો જ આનંદસહ લાભ થાય તેમ છે. ભક્તકવિશ્રીની વાણી જનસમાજને આશીર્વાદસમાન તથા અમૂલ્ય ખજાનાનો વારસો છે. આ અલૌકિક સંપત્તિ છે, ભાવિક સજ્જનો આ દિવ્ય વાણીનો લાભ સારી રીતે લે અને પોતાનું આત્મકલ્યાણ સાધી પ્રભુપ્રાપ્તિનો માર્ગ સરળ કરે એવી શુભ ભાવના સહ ગ્રંથપરિચય સમાપ્ત કરું છુ. *

આ ગ્રંથ પરિચય મારી સ્વલ્પબુદ્ધિ પ્રમાણે છે. યથાસ્થિત આ કાર્ય કોઈ ધર્મજ્ઞ વિદ્વાનજ કરી શકે. વિદ્વદ્ભોગ્ય પરિચય મારા જેવાથી આપી શકાય જ નહિ. પ્રકાશકભાઈ શ્રીનારાયણદાસે પ્રેરણા કરી તેથી ગજા ઉપરાંતનું આ કાર્ય કરવા હિંમત કરી છે. વિદ્વાનોની દૃષ્ટિથી આ પરિચયમાં ક્ષતિ જણાય તો ક્ષમા માગું છુ અને કાંઈ સારૂ વિચારવા યોગ્ય મળે તેનો યશ પરમભગવદીય જ્યોતીજી નાથજીભાઈ તથા તેમની ભગવદ્ મંડળીને ઘટે છે. ભગવદીય ભાઈ નારાયણદાસની પ્રેરણાથી અને આગ્રહથી આ કાર્યમાં જેટલો સમય ગયો તે પ્રભુચિંતનમાં ગયો છે એટલી મારા જીવનની પળો ધન્ય માનું છુ અને તે માટે પ્રકાશક ભાઈશ્રી નારાયણદાસનો આભાર માનું છુ.

| | |
|---|---|
| ડભોઈ<br>શેઠ ફળિયા<br>અધિક શ્રાવણ<br>સુદી ૧૩ | ભક્તકવિશ્રીની ચરણરજનો<br>અભિલાષી<br>ગોવિંદલાલ છોટાલાલ પરીખના<br>જય શ્રીકૃષ્ણ |

श्रीकृष्णाय नम ॥

# પ્રકાશકનું નિવેદન

પરમકૃપાળુ શ્રીદ્વારિકાધીશ પ્રભુની કૃપાથી અને શ્રીમદ્ભક્તિમાર્ગાબ્જમાર્તંડ જગદ્ગુરુ શ્રીમદ્વલ્લભાચાર્યજી તથા મહાન દયાળુ શ્રીમદ્વિઠ્ઠલેશ પ્રભુચરણ (શ્રીગુસાંઈજી)ના મહાન્ અનુગ્રહથી મહાગુજરાતના ભક્તકવિ શ્રી દયારામભાઈકૃત કાવ્યમણિમાના ભાગ ૪થાની બીજી આવૃત્તિ ઘણાજ સુધારાવધારા સાથે પ્રસિદ્ધ કરી ધર્માનુરાગી તેમજ સાહિત્યાનુરાગી જનતા સમક્ષ રજૂ કરતા મને અત્યત આનદ થાય છે

આ મણિમાના ખાસ કરીને ગુર્જર ગરબી-ગરબાપ્રેમી કોકિલકંઠી વિશુદ્ધહૃદયની બહેનોના કરમા આરોપવાનો મારો હેતુ હોવાથી કવિશ્રીના કાવ્યસમુદ્રોદધિમાથી શોધીને સ્ત્રી ઉપયોગી ધર્મનીતિ, જ્ઞાન, ભક્તિ ઉપરાન સંસાર વ્યવહારના લગ્ન જનોઈ, શ્રીમત વગેરે માગલિક પ્રસગે તેમજ તારતહેવારે ગાવાના યોગ્ય-ગરબા-ગરબી તેમજ મહાન સદ્બોધક કાવ્યો આ કાવ્યમણિમાનામા એકત્રિત કરી છપાવ્યા છે

આ સંગ્રહમા પ્રસિદ્ધ કરેલા કાવ્યોમા કેટલાક તો પ્રથમ આવૃત્તિમા પ્રસિદ્ધ નહિ થયેના, એના પણ ભક્તકવિશ્રીના હસ્તલિખિત કાવ્યોના સગ્રહમાથી તેમજ કેટલાક કાવ્યો અન્યત્ર અશુદ્ધ છપાયા હોવાથી તે કવિશ્રીના સગ્રહને આધારે કવિશ્રીના શિષ્યપુત્ર ગો વા શ્રી છોટાલાલ ગિરજાશકર જોશીએ શુદ્ધ કરેલા તથા સમ્પ્રદાયના સિદ્ધાન્તના મર્મજ્ઞ તેમજ શ્રીદયારામભાઈના કાવ્યોના અભ્યાસી ગો વા શ્રી વસતરામ હરિકૃષ્ણ શાસ્ત્રીએ શુદ્ધ કરેલા આ કાવ્યમણિમાનામા દાખલ કર્યા છે, અન્યત્ર છપાયેલા પુસ્તકોમા કેટલા અશુદ્ધ છપાયા છે તેની યાદી અમોએ શ્રીદયારામકૃત કાવ્યમણિમાના ભાગ ૪થા ની પહેલી આવૃત્તિમા થોડાક મુદ્દાઓ આપીને જણાવ્યુ છે

ગુર્જર ગિરાના કાવ્યસાહિત્ય પ્રતિ દૃષ્ટિ કરતાં આપણને માલૂમ પડે છે કે સાહિત્યની સુન્દર સેવા કરવામાં મુખ્યત્વે ભક્તકવિઓ છે. આવા ભક્ત કવિઓએ ગુજરાતી સાહિત્યને અત્યંત ઓજસ્વંતુ કર્યું છે. આદિમાં ભક્ત કવિશ્રી નરસિંહ મહેતા અને શ્રીમીરાંબાઈ છે. મધ્યમા કવિશ્રી પ્રેમાનંદ વગેરે છે અને અંતમાં ભક્ત કવિશ્રી દયારામભાઈ છે. ભક્ત કવિશ્રી દયારામભાઈના નામ અને તેમની રસમય અલૌકિક વાણીથી કોણ અજાણ્યુ છે? તેમનાં નીતિ, ભક્તિ અને દિવ્યશૃંગારના દર્શન કરાવનાર કાવ્યોએ અસંખ્ય દૈવીજીવોને રસાર્દ્ર બનાવ્યા છે. એમાં કંઈ સંશય નથી.

ભક્ત કવિશ્રી દયારામભાઈએ પોતાના જીવન દરમ્યાન પોતાની રસઝરતી કાવ્યકૃતિ દ્વારા ભારતની ગુજરાતી, વ્રજ, મરાઠી મારવાડી વગેરે ભાષાઓમાં ભગવદ્ગુણાનુવાદ ગાઈ માત્ર ગુજરાતની જ નહિ પણ ભારતની સાહિત્યાનુરાગી તેમજ ભગવદ્ગુણાનુરાગી જનતા પર મહાન્ ઉપકાર કર્યો છે. તેમને પોતાનું આખું જીવન દઢ અને અનન્યભાવથી ભગવદ્સેવા કરવામાં તથા ભગવદ્ગુણાનુવાદ ગાવામા ગાળ્યું છે.

ભક્તકવિશ્રી દયારામભાઈની વાણીનો રસાસ્વાદ એક વખત જેણે ચાખ્યો હશે તેના હૃદયમંદિરમાંથી એનો સ્વાદ કાળાંતરે પણ ભુલાતો નથી. એ ચમતકારથી ભરેલી, રસથી ટપકતી, વાણીનો જેણે મોહ લાગ્યો છે, તેને તે શ્રવણ કર્યા વિના ચેન પડતું નથી. કવિશ્રીની વાણીમાં શબ્દોનું માધુર્ય, કાવ્યોમાં રહેલાં ઉત્તમ ભાવો સાંભળનારને મુગ્ધ બનાવે છે.

ભક્તકવિશ્રી દયારામભાઈ સારા ગવૈયા હતા, અને તેમનો કંઠ સુરીલો હતો. એટલે જ્યારે તેઓ સુરીલા સ્વરે મધુર રાગ લલકારી પોતાની દૈવી વાણી લોકસમૂહને સંભળાવતા, તે વખતે સાંભળનારાઓ મંત્રમુગ્ધ

બની જતા, કવિશ્રીની વાણી સાંભળવા માટે ગુજરાત ઉત્સુક રહેતું હતું કોઈ આનંદ અને વૈરાગ્યની મસ્તીમાં કવિશ્રીના ગરબા, ગરબી રાગ, કાવ્ય મધુર સ્વરથી ગાતી હતી ત્યારે વાતાવરણ ગાજી ઊઠતું હતું અને રસ્તે ચાલનારા મનુષ્યો તે સાંભળવા ઘડીવાર થંભી જતા હતા કવિશ્રીના બનાવેલી ગરબીઓ કોકિલ-કંઠી બહેનોના મુખમાંથી સરી પડતી હતી, ત્યારે લોકોના ઝૂંડના ઝૂંડ ભેગા થઈ ચિત્રવત્ બની જતા, કવિશ્રીના ભક્તિરસ, જ્ઞાન અને નીતિના કાવ્યો કંઈ કમી નથી ભક્ત મંડળીઓમાં કવિશ્રીનાં એ કાવ્યો ગુંજી ઊઠે છે, ત્યારે તે હજારો શ્રોતાઓને આનંદમગ્ન બનાવે છે, એ કાવ્યોની જેને ચોટ લાગી છે તે ઘાયલ થઈ જાય છે, અને તેની આખી જિંદગી સુધરી જાય છે તે સંસારનું ભાન ભૂલી જાય છે આજે પણ એ દૈવી વાણીનો ચમત્કાર કંઈ ઓછો નથી શ્રી દયારામભાઈની વાણી મધુરી છે, શુદ્ધ અને શિષ્ટ છે જેવા જોઈએ તેવા શબ્દો ત્યાં સારી રીતે તેમના કાવ્યોમાં ગોઠવાયેલા છે, એમનું કોઈપણ પદ લ્યો, તેને રાગથી ગાઓ અર્થનો વિચાર કરો, અને પછી જુઓ કે તેમાં કેટલી મજા પડે છે શ્રી દયારામભાઈના કાવ્યો વાંચી જવાથી પણ આનંદ મળે છે પરન્તુ તેની ખરી ખૂબી તો રાગતાનમાં ગાવાથી અથવા તો કોઈ મધુર સ્વરે ગાતું હોય ત્યારે સાંભળવાથી જણાય છે

શ્રીદયારામભાઈએ શ્રીકૃષ્ણલીલાના રસમાં જ લેખકોને તરબોળ કરી દીધા હતા

શ્રી દયારામભાઈનો યુગ તે ખરી રીતે કલિયુગ નહિ પણ સત યુગ હતો સ્વામીનારાયણ સમ્પ્રદાયના સંસ્થાપક શ્રીસહજાનંદ સ્વામી પોતાના યોગબળનો પ્રભાવ ગુજરાત, કાઠિયાવાડમાં દર્શાવી રહ્યા હતા. એ સંપ્રદાયના અનુયાયી, પ્રેમાનંદ, બ્રહ્માનંદ, નિષ્કુળાનંદ, વગેરે સાધુ

કવિઓ ઉત્તમોત્તમ ભજનો બનાવી તે દ્વારા અજ્ઞાનાંધકાર દૂર કરી લોકોને જાગૃત કરી રહ્યા હતા. ધીરો, નિરાંત બાપુ કબીર અને મીરા બાઈના પદો ભક્તમંડળીઓમાં ગામે ગામ ગવાઈ રહ્યા હતા. ભજનની મસ્તાકો થતી, એવા યુગમાં કવિશ્રી દયારામભાઈ આદિ કવિ શ્રીનરસિંહ મહેતાની માફક ભક્તિરસની વૃષ્ટિ ગુર્જર સાહિત્યવાટિકામાં એમના કાવ્યોથી કરી અને લોકહૈયાને ભક્તિરસથી આર્દ્ર બનાવીને પ્રફુલ્લ કર્યાં હતાં. ડભોઈ પાસે બહાધરપુરમાં નાગરના જ્ઞાતિના ભગવદીય શ્રી વલ્લભદાસભાઈ કપડવંજમાં, ભ. ફૂલકુંવરબાઈ જૂનાગઢમાં, ભ. રામકુંવરબાઈ, દેવગઢબારિયામાં, ભ. કેમરબાઈ ભરૂચમાં, ભ. શ્રીજગજીવનદાસભાઈ અને આનન્દસમાગરીય શ્રીકેશવદાસભાઈ આદિ શ્રીગોકુલેશરસરૂપાસક્ત ભક્તરવિ ભક્ત કવિ રત્નો શ્રીપુષ્ટિમાર્ગીય કવિઓ કાવ્યની પ્રસાદિ વૈષ્ણવ સૃષ્ટિને આપી રહ્યા હતા. વિક્રમની ઓગણીસમી શતાબ્દી સંત તથા ભક્તપુરુષોથી ઉજ્જવલ બની હતી, તે સમયમાં કવિશ્રીનું પ્રાકટ્ય થયું હતું.

ભક્ત કવિશ્રી દયારામભાઈના કાવ્યોનો ઘણો મોટો ભાગ અપ્રસિદ્ધ હતો. તેમાંથી કેટલોક ભાગ ભક્તકવિશ્રીના શિષ્યપુત્ર ગો. વા. પ. ભ. શ્રીનાથજીભાઈ (છોટાનાનાભાઈ) ગિરિજાશંકર જોષી પાસેથી મેળવીને ભક્તકવિશ્રીના કાવ્યોના અભ્યાસી અને સમ્પ્રદાયના સિદ્ધાન્તના મર્મજ્ઞ જાણીતા વિદ્વાનો પાસે સંશોધન કરાવીને શ્રીદયારામકાવ્યમણિમાના ભાગ ૧–૨–૩–૪–૫–૬ મા (જુદા જુદા પુસ્તકરૂપે દરેક ભાગમાં જુદા જુદા કાવ્યો લઈ) ભગવત્કૃપાથી અત્યાર સુધીમાં અમોએ પ્રકટ કર્યા છે.

તે ઉપરાન્ત (૧) ભક્તકવિશ્રી દયારામભાઈનું સપ્રમાણ શુદ્ધ સચિત્ર જીવનચરિત્ર અને (૨) ભક્તકવિશ્રી દયારામભાઈનું આંતર જીવન અથવા દિવ્યઅક્ષરદેહ મળી કુલ આઠ પુસ્તકો મારા થકી પ્રકટ કરાયા છે. અને તે પછી શ્રીદયારામકાવ્યમણિમાલા ભા. ૧ લાની, ભાગ ૩ જાની

અને ભાગ ૪ થાની બીજી આવૃત્તિઓ ભક્તકવિશ્રીની કાવ્યાનુરાગી જનતાની અવારનવાર માગણી થતી હોવાથી ફરીથી છપાવી છે તેમા ભક્તકવિશ્રીના સમ્પ્રદાયના સિદ્ધાન્તોને સારીરીતે સમજાવતા નાના મોટા ગ્રન્થો તથા ભક્તિ, નીતિ, જ્ઞાન અને ભગવાનની અનેક પ્રકારની દિવ્ય લીલાનુ વર્ણન કરતા ભગવદ્દ્લાવવર્ધક ગરબી, પદ, ધોળ વગેરે જુદા જુદા ભાગોમા પ્રકટ કર્યા છે.

શ્રીદયારામકાવ્યમણિમાળાના આ ચોથા ભાગમાં શ્રીરુક્મિણી વિવાહ, શ્રીસત્યભામા વિવાહ, શ્રીનાગ્નજિતી વિવાહ,અષ્ટપટરાણી વિવાહ, શ્રીરુક્મિણી સીમત, કુવરબાઈનુ મામેરુ, શ્રીકૃષ્ણ ઉપવીત, મીરા ચરિત્ર, કાત્યાયનીનો ગરબો, પદર તિથિ, શ્રીરાધાજીનો વિવાહખેલ, વાલાજીના મહિના, રાસલીલા, બાળલીલા, વિરહવિલાસ, પારણુ, શ્રીરાધિકાજીનુ સ્વપ્નુ, શ્રીરાધિકાના વખાણ, શ્રીકૃષ્ણ જન્મ, શ્રીકૃષ્ણના ધ્યાનનું ધોળ, ચોવીસ અવતારનુ ધોળ અને તે ઉપરાત નીતિભક્તિના અનેક પદો તેમજ ગરબીઓ પ્રસિદ્ધ કર્યા છે.

ભક્તકવિશ્રી દયારામભાઈના કાવ્યાનુરાગી રાજનગરવાળા નિ લી. ગો શ્રી ૧૦૮ શ્રીરણછોડલાલજી મહારાજશ્રી પોતે કવિશ્રીના પદો અવારનવાર નિત્ય ગાતા અને તે કાવ્યોના અભ્યાસી ગો વા. શ્રીવસંતરામ શાસ્ત્રીજી પાસે ગવડાવતા, તેઓશ્રી થોડા વર્ષો પહેલા મુબઈ પધાર્યા હતા ત્યારે આવુ પ્રચલિત રોજ ગવાતા કાવ્યો નહિ મળતા ભાગો છપાવવાની આજ્ઞા કરી હોવાથી અમોએ ભાગ ત્રીજો આજથી બે વર્ષ પહેલા પ્રસિદ્ધ કર્યો હતો અને ભાગ ૪થો આ વર્ષ પ્રસિદ્ધ કરાય છે. આ બન્ને ભાગો પ્રકટ થવા પહેલા પૂ પા ગો. શ્રીરણછોડલાલજી મહારાજ નિત્યલીલામાં પધાર્યા પરતુ જો આપશ્રી અત્યારે ભૂતલ પર બિરાજતા હોત તો આ બન્ને ભાગો જોઈને

પ્રસન્ન થાત. તેવી જ રીતે શ્રીનરસંતરામ શાસ્ત્રીજી ગોલોકવાસી થયા અને આ ભાગ ૩-૪માંનું સાહિત્ય તેમના થકી સંપૂર્ણ સંશોધન કરી શકાયુ નથી તેનું અમારા હૃદયમાં દુઃખ થાય છે. પરંતુ હરીચ્છા બળવાન છે.

ભક્તકવિશ્રીએ પોતાનાં કાવ્યોમાં હૃદયની ઉર્મિઓ ઉપરાંત ભાવના દ્વારા ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યે શ્રીગોપીજનોની ભાવના વ્યક્ત કરી છે તે વાણી પ્રામાણિક અને ભગવદ્દભાવ વધારનારી હોવા ઉપરાંત અનુભવની છે, કારણકે કવિશ્રીને ભગવત્સાક્ષાત્કાર થયો હતો તે તેમનાં કાવ્યોદ્વારા વાંચકને દૃષ્ટિગોચર થાય છે. તે સિવાય તેમણે પોતાને થયેલા અનુભવો 'અનુભવમંજરી' નામના વ્રજભાષાના ગ્રંથમાં લખ્યા છે. જો ગ્રન્થ હજી અપ્રસિદ્ધ છે.

ભક્તકવિશ્રી દયારામભાઈએ ગુજરાતી, હિન્દી, વ્રજ, મરાઠી, મારવાડી, ઉર્દુ અને સંસ્કૃત વગેરે અનેક ભાષાઓમાં ગ્રન્થો રચ્યા છે. ગરબા, ગરબી, છંદ, પ્રબન્ધ, કવિત, સાખી, સોરઠા, દુહા, અને ધોળ વગેરે નાનાં મોટા સંખ્યાબંધ કાવ્યો કર્યાં છે, તેમાં મોટો ભાગ ગુજરાતી, વ્રજ, હિન્દી ભાષામા છે.

હું વ્યાપાર અર્થે મુંબઈમા ઘણાં વર્ષોથી રહું છું અને ભગવત્કૃપાથી સુખી છુ. પ્રથમ હું નોકરી કરતો હતો પણ છેલ્લાં ૨૪ વર્ષથી મુંબઈમાં દયારામભાઈનાં કાવ્યના પ્રેમી પૂનાવાળા શેઠ કીશનદાસ પુરૂષોત્તમદાસ સુગંધી કે જેમની અગરબત્તી, અત્તરો વગેરે સુગંધી માલની દૂકાન શેઠ મફતજી જેઠા કાપડ મારકીટની સામે છીપી ચાલીમાં છે તે દૂકાનમા તેમની સાથે ભાગીદારીમાં જોડાયેલો છું, તેમાં પણ પ્રભુની તથા ભક્તકવિશ્રીની કૃપા હોવાનું હું માનું છું

હવે પછી ભક્તકવિશ્રીનું જીવનચરિત્ર કે જે ઘણા મહત્વ

મળતુ નથી, તે પુન છપાવવા તેમજ તેમના અપ્રસિદ્ધ ગ્રંથો 'શ્રીદયારામ કાવ્ય મણિમાલા ભાગ ૭મો' છપાવવાનો વિચાર ઘણા સમયથી છે તે ભગવદ્કૃપાથી પાર પડે એમ ચાહુ છુ

ભક્ત કવિશ્રી દયારામભાઈની વાણી પુરુષ વર્ગને જેટલી ચિત્તાકર્ષક નીવડી છે તેથી પણ અધિક સ્ત્રીવર્ગને નીવડી છે

ભક્તકવિશ્રી દયારામભાઈને આપણે સર્વે જાણીએ છીએ કારણ કે તેમણે જીવન પર્યન્ત ભગવદ્ ગુણાનુવાદ ગાઈ શ્રીકૃષ્ણભક્તિનો પ્રચાર કરી શ્રીમદ્ વલ્લભાચાર્યજી (શ્રીમહાપ્રભુજી) પ્રકટિત શ્રીપુષ્ટિમાર્ગના દિવ્ય સિદ્ધાન્તોનો તથા ગુર્જર સાહિત્યનો સુન્દર રીતે પ્રચાર કરી ભગવદ્ પ્રાપ્તિ માટે માર્ગદર્શન કરાવ્યુ છે, માટે તેને અનુસરીને આપણે પણ આપણા જીવનનુ સાર્થક કરીએ

ભક્તકવિશ્રી દયારામભાઈનુ સ્મારક કરવા માટે ઘણા વર્ષોથી ભાવના હોવાથી તે ભાવના મે શ્રી દયારામ કાવ્યમણિમાલાના ભાગ ૬, શ્રીદયારામભાઈનુ જીવનચરિત્ર અને કવિશ્રીનો દિવ્ય અક્ષરદેહ અને આન્તરજીવન એ આઠ પુસ્તકોમા પ્રકટ કરેલી છે, તેમા મારી પ્રસ્તાવનામા તે બાબતની વખતોવખત સૂચનાઓ કરી છે અને લગભગ ૩૦-૩૫ વર્ષથી પ્રત્યેક વરસે મુબઈમા ભક્ત કવિશ્રીની જન્મ જયતી ઉજવાય છે તેમા પણ કવિશ્રીના કાયમી સ્મારક માટે મે તથા વિશિષ્ટ વ્યક્તિઓએ સૂચના કરી છે

ભક્તકવિશ્રીનું સાચુ સ્મારક તેમના અમૂલ્ય ગ્રંથો અને કાવ્યો છે તેનો તથા જીવનચરિત્રનો જનતામા વિશેષ પ્રચાર થાય અને તે સાહિત્યનો અભ્યાસ કરી પોતાના જીવનમા ઉતારી પોતાનુ આત્મકલ્યાણ કરે તે જ છે

ભક્તકવિશ્રીની જન્મ શતાબ્દી ભોઈવાડા ચાર રસ્તા ઉપર મોટા

સમારોહથી ઉજવાઈ હતી. ત્યારે તે પ્રસંગે મહાગુજરાતના અનેક સુપ્રસિદ્ધ સાક્ષરો, વિદ્વાનો અને શ્રીઃયારામભાઈના ગુણાનુરાગી તેમજ કાવ્યાનુરાગી સદ્‌ગૃહસ્થો મોટા પ્રમાણમાં આવેલા. તે સમયે ભકત કવિશ્રીના સ્મારકમાં એક દળદાર શતાબ્દીસ્મારક ગ્રન્થ પ્રકટ કરવાનો નિર્ણય કરેલો અને તેને માટે ફંડ પણ કરેલું. તે ગ્રન્થ હજુ સુધી પ્રકટ થયો નથી. તો તે ગ્રન્થ પ્રકટ કરવાની જરૂર છે.

તેવી જ રીતે ઓલઇન્ડીયા રેડીઓ તરફથી ભકત કવિશ્રીનાં અમુક પદો તથા ગરબીઓ પસંદ કરીને ત્રણેક વર્ષ ઉપર ડભોઈમાં પ. ભ. શ્રીજમનાદાસ માણેકલાલ શાહના ગોરવાળાજીનમાં આવીને ઉતારી ગયા હતા. તે પદો અને ગરબીઓ હાલમાં કોઈ કોઈ વખત રેડીઓમા ગવાય છે. પણ ભકતકવિશ્રીની પ્રાસાદિક વાણીનો જનતાને અધિક લાભ મળે એ દૃષ્ટિએ ઓલઇન્ડીયા રેડીઓ સ્ટેશનેથી તેમની વધુ ને વધુ કૃતિઓ દરરોજ રજુ થાય એ પ્રકારની મારી તે ભાવનાને પ્રભુ પાર પાડે એમ હું ઇચ્છું છું.

આ પુસ્તકના પ્રકાશન કાર્યમાં ઉત્તેજનાર્થે ગો વા. શેઠ નારણદાસ તથા જેઠાનંદ આસનમલ ટ્રસ્ટફંડના ટ્રસ્ટીઓ તરફથી રૂ. ૧૫૧] એકસો એકાવન મળ્યા છે, તથા શેઠ હરજીવનદાસ પુરુષોત્તમદાસના ટ્રસ્ટફંડના ટ્રસ્ટીઓ તરફથી પણ રૂા ૧૦૦] એકસો આપવા જણાવ્યું છે. તથા શેઠ હરિદાસ મોતીલાલ પેટલાદવાળા, તથા એક વૈષ્ણવ ગૃહસ્થે તથા શેઠ મનહરલાલ મઠુભાઈ સોલીસીટરે આ પુસ્તકોની અમુક નકલો લઈને ઉત્તેજન આપ્યું છે. તે માટે તે બધાઓનો આભાર માનું છું. તથા મુંબઈના શેઠ નટવરલાલ વાડીલાલ દલસુખરામ તથા શેઠ દ્વારકદાસ ત્રિભોવનદાસ જે. પી. વિગેરેએ આ પુસ્તકની નકલો લઈને ઉત્તેજન આપવા જણાવ્યું છે. એ રીતે ગુજરાતના આ મહાન કવિ શ્રીદયારામ-

ભાઈની વાણી પ્રત્યે અનન્ય પ્રીતિ અને ભક્તિભાવ દર્શાવ્યો છે તે માટે હું તે સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. આ ઉપરાંત જે જે ભાઈઓએ આ કાર્યમાં આર્થિક કે બીજી રીતે જે કંઈ મદદ કરી છે. તેમનો પણ આભાર માનું છું.

આ પુસ્તકમાં પ્રકટ કરવા માટે આમુખ લખી આપવા માટે સાહિત્યરસિક માજી પ્રેસિડેન્સી મેજીસ્ટ્રેટ શ્રીમંગળદાસ ગોરધનદાસ એડવોકેટ B. A. LL., B.નો, ઉપોદ્ઘાત લખી આપવા માટે સંપ્રદાયના જાણીતા વિદ્વાન અને ભક્તકવિ શ્રીદયારામભાઈના સાહિત્યના અભ્યાસી અમદાવાદની મહિલા કોલેજના પ્રિન્સીપાલ શ્રીજેઠાલાલ ગોવરધનદાસ શાહ. એમ. એ. નો તથા કવિશ્રીનાં કાવ્યોને ચૂંટી આપી માર્ગદર્શન કરાવવા માટે તથા ગ્રંથ પરિચય તથા શુદ્ધિપત્રક જલદીથી તૈયાર કરી આપવા માટે શ્રીદયારામભાઈના સાહિત્યાનુરાગી વાડીયાવાલા પ.ભ.ભાઈ શ્રીગોવિંદલાલ છોટાલાલ પારેખ વકીલનો તથા અનુક્રમણિકા તથા પ્રુફોનું સંશોધન કરી આવશ્યક સલાહ આપવા માટે શ્રીગિરધરલાલ જગજીવનદાસ શાહ (મુંબાઈ)નો અને શ્રીદયારામભાઈનું જીવનદર્શન કવિશ્રીના શિષ્ય પ્ર. પૌત્ર ભાઈશ્રી જીવણલાલ છગનલાલ જોષીએ તૈયાર કરેલું તે આ પુસ્તકમાં આપ્યું છે એ માટે એ સર્વેનો આભાર માનવામાં આવે છે. ઉપરાંત વે. શા. સં. શ્રીલક્ષ્મીનારાયણ કાંકરોલીવાલા શાસ્ત્રી, શ્રીલક્ષ્મીરામ કૃષ્ણદાસ શાસ્ત્રી બેટવાલા, ભાઈશ્રી દલસુખભાઈ પરમાનંદદાસ,શ્રીનાથજીના પેઢીના મુનીમ છોટુભાઈ, રમણલાલ હીરાલાલ ઝવેરી, જેઠાલાલ ચુનીલાલ, ચીમનલાલભાઈ પંચવાલા, જગમોહનદાસ જગજીવનદાસ, રતનલાલ છગનલાલ શાહ, ભાઈલાલ છગનલાલ મુખીયાજી, કાંતિલાલ હરિલાલ શ્રોફ, કીશનદાસ પુરોત્તમદાસ સુગંધી, ઇશ્વરલાલ મગનલાલ શાહ તથા શાસ્ત્રીજી દેવશંકરભાઈ વગેરેએ કેટલીક સૂચનાઓ આપી છે તે માટે

તેમનો તથા આ પુસ્તકને સારી રીતે ચીવટથી જલદી છાપી આપવા માટે 'મોહન પ્રિન્ટરી' સુરતના સંચાલક શ્રી જેકીશનદાસ નાનાભાઈ રાણાનો તથા પ્રેમના માણસોનો અને અન્યપ્રકારે સલાહ સૂચના તથા સહકાર આપનાર દરેક શ્રીદયારામ પ્રેમી ભાઈ-બહેનોનો આ તકે આભાર માની વિરમું છું.

મુદ્રણમા રહી ગયેલી મહત્વની ભૂલોનું શુદ્ધિપત્રક છેવટે આપવામા આવ્યું છે તે પ્રથમથી સુધારીને વાચવા વિનતિ છે. એ શિવાયની કોઈ અશુદ્ધિ રહી ગયેલી કોઈ વાચક સૂચવશે તો તેનો ઉપકાર સાથે સ્વીકાર કરવામા આવશે.

મુંબઈ સરકારના કેળવણી ખાતાએ સાહિત્યપલ્લવ ભાગ બીજામા શ્રીદયારામભાઈ માટેનો એક પાઠ કવિ નર્મદાશંકરે લખેલા પુસ્તકમાથી લીધેલો, તે અશિષ્ટ ભાષામા લખાયેલો હતો. એટલુ જ નહિ પણ અસત્ય હકીકત રજૂ કરતો હોવાથી કવિશ્રીને અન્યાય કરનારો હોવાથી સ્કૂલોમાં ભણતા વિદ્યાર્થીઓના કુમળા મગજ ઉપર કવિશ્રીના જીવન માટે ખોટો ખ્યાલ આપતો હતો, તેથી તેને રદ કરાવવા અને તેને ઠેકાણે વાસ્તવિક હકીકત રજૂ કરતો પાઠ દાખલ કરાવવા મુબઈના ધારાસભાના સભ્ય અને કાયદા શાસ્ત્રી શ્રી. અંબાલાલ છોટાલાલ વકીલ ડભોઈવાળા મારફત કેળવણી પ્રધાન શ્રી. દિનકરરાય દેસાઈને મળી તે બાબત તેમને સમજાવી તા. ૧૦-૧૦-૫૬ના દિને તે પાઠ રદ કરાવવાનો સ્કૂલોમા ચલાવવાનું બંધ કરવાનો અને નવી આવૃત્તિમા તેમાથી તેને કાઢી નંખાવવાનો હુકમ થયો છે. અને તેને બદલે અમદાવાદના આહિત્યકાર શ્રી. મૂળજીભાઇ પી શાહે શ્રીદયારામભાઈ માટેનો વાસ્તવિક હકીકત દર્શાવતો લખેલો પાઠ દાખલ કરવાની અરજી કેળવણી પ્રધાનને લખી મોકલાવી છે.

મારો ધંધો પુસ્તકો છપાવવાનો કે વેચવાનો નથી, પરંતુ નમ્ર કવિશ્રી દયારામભાઈની જન્મભૂમિ ડભોઈના વતની હોવા ઉપરાંત અમારા શ્રીપુષ્ટિમાર્ગના મહાન ભક્તકવિ હોવાથી મને તેમના કાવ્યો પ્રત્યે પહેલેથી જ આકર્ષણ હતું. તેથી તેના પદો, ગરબીઓ હું સાંભળતો ત્યારે મને ઘણો જ આનંદ આવતો હોવાથી તેમના શિષ્યપુત્ર [illegible] નાથજીભાઈ પાસે શ્રીદયારામભાઈના કાવ્યોનો હસ્તલિખિત મોટો સંગ્રહ જોયો ત્યારથી તેને છપાવી પ્રસિદ્ધ કરવાની ઉત્કંઠા થઈ, પરંતુ એકીસાથે એ બધું સાહિત્ય પ્રકટ કરી શકું એવો હું સાધનસંપન્ન નહિ હોવાથી ભગવત્કૃપાથી જેમજેમ અનુકૂળતા પ્રાપ્ત થતી ગઈ તેમતેમ તેમના કાવ્યો શ્રીદયારામ કાવ્યમણિમાળા ભાગ ૧થી ૬ તથા બીજા ૭ પુસ્તકો દ્વારા પ્રસિદ્ધ કરવા નમ્ર પ્રયાસ કર્યો છે, તે પણ એ બધું ભગવત્કૃપા ઉપરાંત શ્રીદયારામભાઈની કૃપાને જ આભારી છે અને તેથી હું મને ભાગ્યશાળી માનું છું. હજુ પણ ભક્ત કવિશ્રીનું અપ્રસિદ્ધ કાવ્ય-સાહિત્ય ઉપરાંત પ્રથમ છપાયેલું તે પૈકી ઘણામાં અપ્રાપ્ય છે તે સાહિત્ય અને ભક્ત કવિશ્રી દયારામભાઈનું સપ્રમાણ જીવનચરિત્ર છપાવવાની ખાસ આવશ્યકતા છે તે ભગવત્કૃપાથી મારા જીવન દરમ્યાન હું કરી શકું, એવી મારી અંતિમ અભિલાષા છે. મારો મુખ્ય હેતુ તો દયારામભાઈની વાણીનો જનતામાં પ્રચાર કરવાનો છે કે જેથી લોકજીવન સંસ્કારી અને ભક્તિરસથી સમૃદ્ધ થાય.

મુંબઈ
અધિક શ્રાવણ સુદી ૧
સંવત ૨૦૧૪

લિ. દાસાનુદાસ
**નારાયણદાસ પરમાનંદદાસ શાહ**
ડભોઈવાળાના
સર્વ વાચકોને સપ્રેમ જયશ્રીકૃષ્ણ

અ. સૌ. ગોલોકવાસી સુમિત્રાબેન તે શેઠ
દીપકલાલ મગનલાલ કાગવાલાના ધર્મપત્ની



| જન્મ | ગોલોકવાસ |
|---|---|
| વિ. સં. ૧૯૭૬ | વિ. સં. ૨૦૧૨ |
| પોષ વદ ૧૦ ગુરુવાર | માગશર વદ ૮ ગુરુવાર |

આ પુસ્તકના પ્રકાશનના કાર્યમાં ગોલોકવાસી સુમિત્રાબેનના સ્મરણાર્થે શેઠ દીપકલાલ મગનલાલ કાગવાલા તરફથી આર્થિક સહાય મળી છે તે માટે તેમનો અત્રે આભાર

શ્રીયુત શેઠ છગનલાલ વલ્લભદાસ પારેખનાં
ધર્મપત્ની



**શ્રીમતિ ગજરાબેન**

આ પુસ્તકના પ્રકાશનમાં શેઠ છગનલાલ વ નનદાસ પારેખ તરફથી આર્થિક સહાય મળી છે તેથી તેમનો આભાર માનવામાં આવે છે

શ્રીયુત શેઠ. રમણલાલ નગીનદાસ થાણાવાળાનાં
ધર્મપત્ની.



શ્રીમતિ ઇન્દિરાબેન

આ પુસ્તક છપાવવામાં શેઠ રમણલાલ નગીનદાસ થાણાવાળા તરફથી આર્થિક મદદ મળી છે. તેથી તેમનો આભાર માનવામાં આવે છે

ગ. સ્વ. લલિતાબાઈ જમનાદાસ ગોરધનદાસ.



આ પુસ્તકના પ્રકાશનમા તેમના તરફથી આર્થિક સહાય મળી છે, તેથી તેમનો આભાર માનવામા આવે છે



ગો લો ક વા સી

પ. ભ. ગ. સ્વ. રૂક્ષ્મણીબાઈ પરમાનંદદાસ શાહ ડભોઈ.

[ આ પુસ્તકના પ્રકાશકના પૂજ્ય માતુશ્રી ]

श्रीहरिः।

## ગોલોકવાસી

## પરમ પૂજ્ય ગંગાસ્વરૂપ શ્રીરૂક્ષ્મિણીબાનું જીવનચરિત્ર

રાજપીપળા (નાંદોદ)માં શ્રીહરિવલ્લભ મંપારાની ખડકીમાં શ્રી. શિવલાલ નરસીદાસને ત્યાં શ્રીરૂક્ષ્મણીબાનો જન્મ થયો હતો. તેમનાં માતુશ્રીનું નામ ગંગાબા હતું.

વૈષ્ણવ માતાપિતાના ધાર્મિક સંસ્કાર શ્રીરુક્મિણીબાના જીવનમાં બાલ્યકાળથી જ પડ્યા હતા. નાનપણમાં માતા સાથે દર્શને જવું, ભજન કીર્તન સાંભળવાં વગેરે સુસંસ્કારો બાળપણમાં જ પડ્યા હોવાથી સમજણ આવતાં તે સંસ્કારો ખીલ્યા અને રાજપીપળામાં મંપારાની ખડકીની સામે આવેલા શ્રીરણછોડજીના મંદિરમાં દર્શને જવુ, ફૂલની માળાની સેવા કરવી, ગાયોની સેવા કરવી. શ્રીભાગવતની કથા સાંભળવી, એકાદશી વગેરેનાં વ્રતો કરવાં તથા જ્યાં ભજન-કીર્તન થતાં હોય તે સાભળવા જવું, તદુપરાંત માતાપિતાની સેવા કરવી, કુટુંબના દરેક માણસો સાથે પ્રેમથી હળીમળીને રહેવું અને કોઈના પ્રત્યે ઈર્ષા-અદેખાઈ ન કરવી પરંતુ સદ્ભાવ રાખવો. આ તેમનો કાર્યક્રમ હતો.

ઉંમર લાયક થતાં તેમના લગ્ન ડભોઈવાળા ગાંધી પ્રેમાનંદદાસ (પરમાનંદદાસ) નાનશા ગાંધીની સાથે થયાં. બાદ કાંકરોલીવાળા તૃતીય ગૃહાધીશ પૂજ્યપાદ ગો. શ્રી. ૧૦૮ શ્રીબાળકૃષ્ણલાલજી મહારાજશ્રી પાસે બ્રહ્મસંબંધ મંત્ર ગ્રહણ કરી વૈષ્ણવી દીક્ષા લીધી. ત્યારથી ડભોઈમાં સાહોદરા વાગામાં આવેલ શ્રીગોવર્ધનનાથજીના પ્રાચીન મંદિરમાં દરરોજ દર્શન કરવા જતાં ત્યાં ફૂલપાન વગેરે સેવા કરતાં હતાં, તથા ગાયોની નિષ્કામભાવથી સેવા કરતાં. બગીચામાંથી ફૂલ લઈ લાવી દરેક મંદિરમાં પધરાવતાં. ફૂલની માળાની સેવા કરતાં. ભગવદ્

નામસ્મરણ કે કથાકીર્તનાદિ જ્યાં થતાં હોય ત્યાં હાજરી આપતાં અને ભગવદીયોના સત્સંગમાં અવારનવાર અનુકૂળતાનુસાર અધિક પ્રમાણમાં રહેતાં હતાં. તે જ અરસામાં ડભોઈના પરમભગવદીય નાથાભાઈ ગિરજાશંકર જોષીને ત્યાં દરરોજ સત્સંગ થતો હતો, ત્યાં નિત્ય નિયમપૂર્વક જતાં હોવાથી ભગવત્કૃપા અને જોષીજીના આશીર્વાદથી તેમનામાં ભગવદાશ્રય દૃઢ થયો અને હરિ, ગુરુ તેમજ વૈષ્ણવની ટહેલ (સેવા) કરવાની ભાવના વધી અને ભક્ત કવિશ્રીદયારામભાઈનાં જ્ઞાન, ભક્તિ, નિતિ, અને ભગવદ્લીલાનાં પદો અવારનવાર કામ કરતાં ગાતાં અને તે દ્વારા દિવ્ય આનંદાનુભવ કરતાં અને મુશ્કેલીમાં પણ ન મુંઝાતાં ભગવદ્નામકીર્તનમાં મગ્ન રહેતાં હતાં.

તેમને ભક્ત કવિશ્રીદયારામભાઈનાં ઘણાં પદો કંઠસ્થ હોવાથી નીચેનાં પદો અવારનવાર મધુર સૂરે ગાતાં અને ભગવત્સેવામાં તથા ગાયો અને વૈષ્ણવોની સેવામાં કાળ વ્યતીત કરતાં.

સાચા સગા સમર શ્રીગિરિધર કોઈ સમે ના મૂકે,
આફત વેળા કોઈ સહુ રહે અળગા કોઈ ના આવે ઢૂંકે રે.

\+ + +

મન મોહનને ના ભૂલતું, દેખી માયાનો રંગ,
અંતે પસ્તાવો બહુ થશે, કોઈ નહિ આવે રે સંગ.

\+ + +

શ્રીવલ્લભ વિટ્ઠલ શ્રીજી સ્વામી શામળિયા વહાલા.

\+ + +

પામો પ્રેમરસ પ્રાણજીવનરે દીન થઈ જાચું રે.

\+ + +

ધન્ય જેણે હરિ ગુણ ગાયા સંસારમાં.

મજ વહાલું રે વૈકુંઠ નહિ આવું.

\+ + +

નિત્યેના મહેલમાં વસે મારો વાલમો.

\+ + +

શોભા સલૂણા શ્યામની તું જો ને સખી.

\+ + +

શ્યામ રંગ સમીપે ન જાવું મારે આજ થકી.

એ પદો ગાતાં પોતે અનેરો આનંદ લેતાં અને તે સાંભળનારને પણ આનંદ આપતાં અને વડોદરામાં રહેતા ત્યારે શ્રીકલ્યાણરામજીના મંદિરમાં તે મુંબઈમાં રહેતાં ત્યારે શ્રીનૃસિંહલાલજી (શ્રીલાલજી)ના મંદિરશ્રીના ફૂલઘરમાં જતાં અને ફૂલની માળાની સેવા કરતાં શ્રીહરિ ગુરુ અને વૈષ્ણવ પ્રત્યે પ્રેમ રાખતાં. હૃદયના ભોળાં, ભાવિક અને દયાળુ હોવાથી કોઈનું દુખ જોઈ ન શકતાં. તેમણે પોતાના જીવન દરમિયાન શ્રીનાથજી, કાંકરોલી, શ્રીગોકુળ, મથુરા, કાશી, હરદ્વાર, ચંપારણ્ય, શ્રીજગન્નાથજી, પંઢરપુર, ડાકોર વગેરે તીર્થસ્થાનોની બે–ત્રણ વખત યાત્રા કરી હતી. તેમાં એક વખત જોષી શ્રીનાથજીભાઈ સાથે શ્રીવ્રજયાત્રા કરી હતી. ભગવાનમા પુર્ણ શ્રદ્ધા હોવાથી અને મનનાં નિખાલસ હોવાથી પ્રભુએ બે–ત્રણ વખત તેમનુ રક્ષણ કરેલુ. આશરે ૫૫ વર્ષની ઉંમરે તળાવ પર કપડાં ધોવા ગયેલા ત્યા પગ ખસી જવાથી તળાવમાં પડી ગયાં હતાં પરંતુ ભગવત્કૃપાથી કોઈપણ પ્રકારની મુશ્કેલી વિના બહાર નીકળી આવ્યાં હતાં. તેવી જ રીતે એક વખત કૂવા પર જળ ભરતા ઉથળી જવાથી કૂવામાં જઈ પડેલાં અને એક વખત ચાંદોદ નર્મદાજીના પગથીઆ ઉપરથી શ્રીનર્મદાજીમાં તણાયાં. પરંતુ તે સમયે પણ ઇશ્વરી સહાય મળતાં તેઓ બચી ગયેલાં. કોઈ

નિરાધાર કે બીમાર વૈષ્ણવની સેવા-શુશ્રૂષા કરવામાં ઉત્સાહ રાખતાં અને તેને ભગવદ્ગુણાનુવાદ સંભળાવી તનું ભૌતિક દુઃખ ઓછું કરતાં. વૃદ્ધાવસ્થામાં શરીર અશક્ત હોવા છતાં તેમનો ભગવદ્દર્શન નામકીર્તન સ્મરણનો અનુરાગ પહેલાના જેવો જ હતો. સં. ૧૯૯૭ના શ્રીગોપાષ્ટમી લગભગ વડોદરાથી માંદાં રહેવા લાગ્યા અને વૃદ્ધાવસ્થાને લીધે નબળાઈ જણાતી હોવાથી પ્રબોધિની એકાદશીને દિવસે અમારા મોટાભાઈ હસમુખરામ અમને ગાડીમાં બેસાડી શ્રીમોટા (શ્રીદ્વારકાનાથજી)ના મંદિરે શ્રીઠાકુરજીનાં દર્શન કરવા લઈ ગયા ત્યારે પ્રભુનાં દર્શન કર્યાં બાદ દર્શને આવેલા બધા વૈષ્ણવોને બે હાથ જોડીને જયશ્રીકૃષ્ણ કર્યા અને જણાવ્યું કે મારા વહાલા વૈષ્ણવો મારી ટીકિટ આવી ગઈ છે, અને હવે હું શ્રીના (પ્રભુના) દરબારમાં જવાની છું. આ પ્રકારે પોતાના અંતિમ સમયની તેઓ નિખાલસ અને ભગવદ્પ્રેમી હોવાથી તેમને ખબર પડી ગઈ હોવાથી આગાહી ભાખ્યા બાદ પંદરેક દિવસ સુધી રાત્રિ-દિવસ ભગવદ્ ભજન કરતાં, ભગવદ્ગુણાનુવાદ ગાતાં રહ્યાં અને સં. ૧૯૯૭ના કાર્તિક વદ ૧૦ દિને સવારના નવના સમયે સૌને ભગવત્સ્મરણ કરી પ્રભુનું નામ લેતાં આ ભૌતિક દેહનો ત્યાગ કરી શ્રીના ચરણારવિંદમાં પહોંચી ગયાં.

મારાં માતુશ્રીના મુખથી કવિશ્રી દયારામભાઈનાં નીતિભક્તિનાં પદો સાંભળીને મારું મન પણ પ્રભુ તરફ વળ્યું. અને કવિશ્રીનાં કાવ્યો પ્રસિદ્ધ કરવાની મને ઇચ્છા થઈ. એ મારાં પરોપકારી અને મહાન દયાળુ માતુશ્રીના ઋણમાંથી મુક્ત થઈ શકાય અને કંઈક અંશે તેમના મહાન ઉપકારનો બદલો વળી શકે તે હેતુથી આ પુસ્તકમાં તેમની છબી તથા જીવનચરિત્ર મૂકી વિરમું છું.

—પ્રકાશક

# * અનુક્રમણિકા *

## પદ—ગરબા—ગરબી—ઘોળ

## વ્રજભાષાનાં પદ

(ઉપદેશ, માહાત્મ્ય, દીનતા અને આશ્રય)

## ✽ શુદ્ધિપત્રક ✽

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮ | ૧૦ | વિહીવા | વેહેવા | ૧૨૮ | ૨૧ | અલબેલો | અલબેલોજી હતા |
| ૨૯ | ૬ | ગમાળો | ગરમાળો | ૧૩૧ | ૧૮ | ગોધનના | ગોવરધનના |
| ૩૦ | ૩ | શેવ શીરો સુંવાળી | શેવ સુંવાળી શીરો | ૧૪૩ | ૧૬ | પિયુ ઘેર આવ્યા | પિયુ ઘેર નાવ્યા |
| ૩૦ | ૧૮ | કદમક | દ્રમક | ૧૫૩ | ૧૫ | પાકી મારે | તાકી મારે |
| ૩૬ | ૧૪ | પ્રાહુ | પૌઢું | ૧૫૩ | ૧૬ | મારા તનનડામાં | મારા તનડામાં |
| ૩૮ | ૧૫ | અન્યાયા | અન્યાયી | ૧૫૭ | ૨ | ઉપનિષદોની ચોક | ઉપનિષદો નીચોડ |
| ૪૮ | ૭ | પણ એક | પળ એક | ૧૬૨ | ૨૧ | પોતે | પહોંચે |
| ૪૮ | ૭ | સુનો | સુણો | ૧૬૩ | ૩ | નિરંજન | અનુપમ |
| ૫૭ | ૧૨ | જય જય વેદો | જય જય વદો | ૧૭૨ | ૧૧ | ચંદ્રભાગાજી | ચંદ્રભાણજી |
| ૧૨૦ | ૧૧ | તુજમાં | આપમાં | ૧૭૩ | ૧૩ | અમિત | અચિંત્ય |
| ૧૨૭ | ૮ | ભળે | મળે | ૧૯૨ | ૧૩ | નિ સાધન | નિઃસાધન |
| ૧૨૭ | ૨૦ | રસલીના | રસલીલા | ૧૯૯ | ૧૦ | પરતા | ધરયાં |
| ૧૨૮ | ૧૦ | કઃમખડી | કદમખંડી | | | | |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૨ | ૧૭ | શ્રીયસુનાજી | શ્રીયમુનાજી |
| ૨૦૫ | ૧૧ | સંદર | સુંદર |
| ૨૦૫ | ૧૧ | ચરણ લંગડી | ચરણ લંગરી |
| ૨૦૭ | ૩ | નિજ તમે | નિજના તમે. |
| ૨૦૭ | ૮ | નિજ જન દમે | નિજ જનને ના દમે |
| ૨૦૭ | ૧૨ | વિનતિ પણ | વિનતિ વણ |
| ૨૦૮ | ૧૬ | મન કર્મ વચન ભજે | મન ક્રર્મ વચન જનમન |
| ૨૦૮ | ૧૭ | સમેં | સમે |
| ૨૦૯ | ૭ | કોઇ | કોઈ |
| ૨૧૦ | ૧૮ | અતિ | વતિ |
| ૨૧૦ | ૨૧ | અઘભજે | સઘભાજે |
| ૨૧૦ | ૨૨ | પાકું પીડ | પાકું પીંડ |
| ૨૧૪ | ૧૦ | અઘ | અધ |
| ૨૧૫ | ૯ | ફોડી | ફોડીને |
| ૨૧૭ | ૧૦ | તોરે | તોએ |
| ૨૧૮ | ૧૨ | કહું | કહ્યું |
| ૨૧૮ | ૧૨ | દયા પ્રીતમજી રે | દયાના પ્રીતમજીએ |
| ૨૧૮ | ૧૭ | આનંદ પામેત | શિત ન વામે |
| ૨૨૧ | ૧૦ | બ્રહ્મા | બ્રહ્મ |
| ૨૨૨ | ૪ | વિધિ | નિધિ |
| ૨૨૪ | ૯ | કર્યાં | કર્યાં |
| ૨૨૪ | ૧૦ | દર્યાં | દર્યાં |
| ૨૨૫ | ૧૯ | પિતાશ્રી | પિતાની |
| ૨૨૬ | ૬ | મોટી | મોંઘી |
| ૨૨૬ | ૧૭ | શે | શેં |
| ૨૨૭ | ૧૬ | સોપ્યે | સોંપ્યો |
| ૨૨૮ | ૧૮ | ચતુર્બાહ | ચતુર્બાહુ |
| ૨૩૦ | ૪ | ઓચિંતે | ઓચિંતા |
| ૨૩૦ | ૭ | કે તું મૂકી જાશ | કે તે તું મૂકી જાશ |
| ૨૩૧ | ૧ | સહું | સહુ . |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૨૩૧ | ૧૬ | અભયંકર | અભયકર | ૨૪૨ | ૬ | ઝડ | જડ |
| ૨૩૨ | ૧૦ | સર્વાત્મક | સર્વાત્મા | ૨૪૩ | ૧૮ | ઝલ | ઝાલ |
| ૨૩૬ | ૧૩ | કરૂણામધ્યે | કરુણામય | ૨૪૭ | ૨૦ | લઇ | લહી |
| ૨૩૭ | ૨૩ | તત્સગીરા | સતાગિરા | ૨૪૯ | ૧ | રંક | રહું |
| ૨૩૮ | ૩ | આવું | અહાવું | ૨૫૧ | ૧૮ | યક્ષ | યજ્ઞ |
| ૨૩૯ | ૧૧ | કનકવર્મ | કનકવર્ણ | ૨૫૩ | ૧૧ | મુગત | મુગટ |
| ૨૪૦ | ૫ | ભટ | ઝટ | ૨૫૩ | ૧૬ | જાન | જન |
| ૨૪૦ | ૧૪ | ધનાર | ધનરે | ૨૫૪ | ૧૪ | ધામરે | ધામ હૈ |
| ૨૪૧ | ૧૫ | ધરીયે | ધારિયે | ૨૫૬ | ૧૯ | મો | અસ |



# દયારામભાઈની રામાયણની લાવણી

રામ હી લછમનકા જોડા, લંકાગઢ ઇનને હી તોડા.
લાગ હો બનમાંહી લાગા, સીતાકુ રાવણ લે ભાગા.
અરાડે પદ્મ દલ મિલા, તોડના કંચનકા કિલ્લા.
સરેહો સાગરને સાંધ્યા, કેતુ 'સગ સિંધુકે બાંધ્યા.
કીયા મગ રસ્તાકી સુધર્યાં, કુંદનકે બંદર સબ ઉતર્યાં.
ચલિત વહાં બાણ અસ્ત્રધારા, દૈત્ય વહાં અસંખ્ય હી માર્યા.
રણમેં ઈંદ્રજીત કડકા, બડા થા રાવણકા લડકા.
ઉસીકો લછમણને માર્યો, ચલિત વહાં શોણિતકી ધારા.
વીર સંગ્રામ હુવા ધાડા, જીતકા નિશાન હી ધાર્યા.
તુમેરૂ શીશ રહિત ડોલ્યા, કે બનમેં હી રાવણ રોળ્યા.
રણમેં રાવણહી રોળ્યા, સીતાકા બિજોગ હી તોડ્યા.
કરમ તો રાવણકા ફૂટ્યાં, ચૂડા નવ લાખોકા તૂટ્યા
દયા તું તેરા હી કરના, માગું મેં રામશરણ પડનાજી.

## સત્સંગનું પદ

સુખ કહ્યાં ન જાય સત્સંગના રે, અંગ આડે શીતલ થાયે સુખ.
સુખ બ્રહ્મલોકથી ભારે ગણાયે રે, વૈકુંઠથી વધતાં જાય.
સુખ ઈંદ્રપુરીથી અધિક છે રે, એનો વેદ કરે છે વખાણ.
આશા-તૃષ્ણા-નિંદા ને ઈર્ષા રે, સતસંગ કરે અળગાં થાય.
એવાં અડસઠ તીર્થ ઘરને આંગણે રે, જ્યાં હરિજન હરિગુણ ગાય.
રાજા રહુગણ અને ભરતજી ભેટીયારે, એક પળમાં પૂર્ણ ગતિ થાય.
વશિષ્ઠ મુનિ વિશ્વામિત્રને સમાગમ થયો રે, સુખ શેષથી ત્રાજવે તોળાય.
સુખ ગોપી તે જનને મળ્યાં ઘણાં રે, એમણે ભક્તિ કરી છે નિયમ રાન.
દાસ દયો કહે છે સતસંગને રે, તેના જન્મમરણ દુઃખ જાય.

श्रीहरिः ।

# "ભક્તકવિ શ્રીદયારામભાઈ !"

( સંપાદક : 'સત્યપ્રિય'—મુબાઈ )

કવિરત્ન ગુર્જર દેશના સાહિત્યના જ્ઞાતા હતા,
કાવ્ય—કુંજે મૃદુલ મુરલી નાદને ગજાવતા;
ભક્તિતણી સ્રોતસ્વિનીમા સ્નાન એ કરતા હતા,
આદર્શ–ભક્ત દયા અનુગ્રહ–માર્ગથી જ જતાં હતા.—૧

વિભુ–વિરહ–વહ્નિતણા સિદ્ધાન્તથી અવગત હતા,
વિભુ–વિરહ–વહ્નિતણા એ તો કૃપા–ભાજન હતા;
દઢ આગ્રહી કવિવર દયા શ્રીકૃષ્ણ–આશ્રયના હતા,
શ્રીકૃષ્ણની સેવા સદા અતિભાવથી કરતા હતા—૨

કવિતા–કુસુમ–સુરભિ બધે ફેલાવનારા એ હતા,
શ્રીકૃષ્ણ–પાદસરોજ—મધુમકરંદના લોલુપ હતા;
જ્યા જ્યાં જતા ત્યાં ત્યાં બધે પ્રતિભા અનેરી પાડતા,
શુદ્ધ—અદ્વૈત—અંશુથી દેદીપ્યમાન થયા હતા.—૩

સાહિત્ય–ગુર્જર–ઉપવને, લાલિત્ય અર્પીને ગયા,
કવિતા-સુમન-કલિકા વિકાસી, ભક્તિ-સુરભિ ભરી ગયા;
શ્રીકૃષ્ણની રસ—રાસ-લીલા દર્શનાર્થે સંચર્યા,
શ્રીકૃષ્ણના ચરણારવિન્દે એ તિરોહિત થઈ ગયા.—૪

"પરાગ"

( શ્રી નિત્યલીલાસ્થ ગોસ્વામી વ્રજલાલજી મહારાજ )

श्रीगीतगोविंदकविवमस्तु ॥७॥ इत्थं के
लितती विहृत्य यमुनाकूले समं राधया तद्रो
मावलिमौक्तिकावलियुगे वेणीभ्रमं बिभ्र
ती ॥ तत्राह्लादिकुचप्रयागफलयोर्लिप्सा
वतोर्हस्तयोर्व्यापाराः पुरुषोत्तमस्य ददतु
स्फीतां मुदं संपदं ॥५॥ इति श्रीगीतगोविं २श्लो॥०
दे जयदेवकृतौ स्वाधीनभर्तृकावर्णने प्रीत
पीतांबरो नाम द्वादशः सर्गः ॥ संवत १८
५८ वर्षे फाल्गुण शुदी १३ ॥ भौमवारे उन्मु
૭ कॅमधे चंडीग्रामवास्तव्य नर प्रचुरीमात्मा
जं दयाशंकरेण लिखितं श्रीगीतगोविंदामि

ભક્ત કવિ શ્રી દયારામભાઇના હસ્તાક્ષર

॥ श्रीमदनमोहनो जयति ॥

॥ श्रीकृष्णाय नमः ॥

શ્રીદયારામકૃત

# કાવ્યમણિમાલા.

## (ભાગ ૪થો.)

### મંગલાચરણ

ધ્રુપદ—રાગ કલ્યાણ

મહામંગલ રૂપ શ્રીગુરૂદેવ શ્રીમહાપ્રભુજી
જાકે પાય પદ્મકો પ્રથમ શીર નાઇએ—મ૦ ૧

નામ લેત ઉદય હોત પરમ આનંદ કંદ
પાપ તાપ ટરત છબ ધ્યાઇએ—મ૦ ૨

બ્રહ્મા શિવ વિષ્ણુ પરબ્રહ્મ સો શ્રીગુરુરાઈ
સકળ તીરથ આદિ અંઘ્રિરજ નાઇએ—મ૦ ૩

દયો કરે આચારજ અધિક કો દૂજો નહિ
ગુરૂસેવા ચિંતામણિ ઇચ્છિત ફલ પાઇએ—મ૦ ૪

# શ્રીરુક્મિણિ વિવાહ

## ઢાળ ૧ લું.

પ્રથમે હું પ્રણમું શ્રી ગુરૂપદ પ્રીતે, શ્રીકૃષ્ણરૂપ હૃદે ધરૂં રે;
શ્રી રૂક્મિણીજીનો વિવાહ સંક્ષેપે, પદબંધ પ્રેમ ધરી કરૂં રે. ૧
શ્રી ભાગવતદશમસ્કંધ મધ્યે, ત્રેપનમારે અધ્યાય વિષેરે;
શુકજી કહે છે સુણો રાય રૂક્મિણીજીનું,હરણ કર્યું દ્વારિકાધીશેરે. ૨
વૈદર્ભ દેશ વિખ્યાતરે રાજાજી, કુંદનપુર ત્યાં કોડામણૂં રે
રાજ્ય રૂડું ભીમકરાયરે ભૂપતજીનું, ભાગ્ય શું વર્ણવું તે તણૂં રે. ૩
પાંચ પુત્ર તેમાં જ્યેષ્ટ રૂકમૈયો, ને પુત્રી છે એક શ્રી રૂક્મિણીરે;
તેતો પ્રગટ્યાં છે શ્રીમહાલક્ષ્મીજી પોતે,ગુણ શા શકું હું તેના ભણીરે.૪
કન્યાકાળ કુંવરીજીને આવ્યો, ત્યારે માતપિતા બંધુ ધારિયુરે;
રૂપ ગુણે સમોવડ સહુ રીતે, શ્રી કૃષ્ણ વર એ વિચારિયુંરે. ૫
કુટુંબ સહોદર સહુકોને ભાવ્યું, પણ એક રૂકમૈયાને ના ગમ્યું રે;
એરે ગોવાળ કેમ વરે મારી ભગની,કન્યા દીધી ત્યાં ઠર્યું નમ્યુરે. ૬
દમઘોષનો સુત શિશુપાળ રાજા, કુળવંત છે જગનામનારે;
તેની સંગે મારી બેન પરણાવું તો, સમરથ કો સમે કામનારે. ૭
એમ કહી તતકાળજ ઉઠ્યો, વેગે કહાવ્યું શિશુપાળનેરે.
લગન ઉપર જાન લઈ વેહેલા આવો,સંગે લાવો બહુ ભૂપાળનેરે. ૮
સુણી એમ સનમના થઇ સહુ ઊઠ્યા,ને ઉદ્યમ માંડ્યો વહેવાતણોરે;
રાણી રૂક્મિણીજીને તો ઝેર લાગ્યુ, ઉર પરિતાપ થયો ઘણોરે. ૯
જે જે દેશથકી જે દ્વિજ આવે, તે સહુંને પૂછીને નિશ્ચે કર્યું રે;
સરવે કહ્યું નથી કો કૃષ્ણ તોલે, સાંભળીને ચિત્ત ત્યાં ઠર્યું રે.૧૦
નારદે પણ કહ્યું સૌ ગુણ પૂરણ, એક શ્રીકૃષ્ણ નિશ્ચે કરીરે;
એમ સુણીને દેહ આત્મા પોતાનો, મનથકી અર્પ્યો શ્રીહરિરે.૧૧

અન્ન ન ભાવે ને નિદ્રા ના આવે, કેહેવાય નહિ દુઃખ કોઇનેરે,
(એતો) નાથ સંભારે ને નિશ્વાસે મુકે, રાત દિવસ કહાડે રોઇનેરે. ૧૨
એવામા જાન લઈ શિશુપાળ આવ્યો સંગે છે રાજા બીજા બહુરે;
કાશીરાજ દંતવક્ર જરાસંઘ, શાલ્વ સહિત મેન્યા સહુરે ૧૩
સામા જઈને ભૂપે સન્માન કરીને, લાવી ઉતાર્યા છે બાગમારે;
(એતો) આવ્યો છે કોડે પણ જશે માથે ખોડે, ધિક્કાર ફટ એના ભાગ્યમારે. ૧૪
દુષ્ટ આવ્યો સુણીને કુંવરીજીને, તાલાવેલી લાગી તનમારે,
કયમરે કરુને કોહોની સંગે હુ કહાવુ, ધારે વિચારે છે મનમારે.૧૫
એવામા એક આશ્રિત દ્વિજ ઘરનો, આવ્યો દેખીને ધાર્યું ચિત્તમારે
સાન કરીને તેડ્યો સુકુમારીએ આવો ગુરુજી એકાતમારે ૧૬
તેડી બેસાડીને કહ્યા મનસૂબો, પત્ર લખીને એક આપીયુંરે,
દ્વારામતીપતિને જઈ આપો, ને કેહેજો દુઃખ જેહેવું વ્યાપીયુરે ૧૭
ત્રણ દિવસમા છે લગન તે કહેજો, વેહેલા વળજો પેખૂં પંથનેરે,
અંબિકા પૂજી પાછી વળું ત્યાથી, મુજને હરે કેહેજો કંથનેરે ૧૮
શિખવી સંદેશો ને વિપ્ર વળાવ્યો, તે વાડવ ચાલ્યો વેગે કરીરે,
(એતો) વાત છે ગમતી તે એક દિવસમા, દ્વારિકા દેખાડી શ્રીહરિરે. ૧૯
નિરખંતો નગ્ર શોભા દ્વિજ ચાલ્યો, જોતા પ્રસન્ન ઘણુ થયોરે;
પૂછંતો પૂછંતો હરિ મહેલે આવ્યો, ને દ્વારે આવીને ઉભો રહ્યોરે ૨૦
પ્રભુજીને કહાવ્યુ પ્રતિહાર સાથે જે, કહો કોઇ બ્રાહ્મણ આવિયોરે,
આજ્ઞા જો હોય તો મેહેલ મધ્યે આવે એ, પત્ર કોઈએકનું છે લાવિયોરે ૨૧
દ્વારપાળે સંભળાવ્યુ શ્રી પ્રભુને, પત્રની વારતા સાભળીરે;
નાથ કેહે લાવો તે દ્વિજ રખે ખાળો, અંતરજામી પામ્યા કળીરે. ૨૨

૧૪ પાઠાંતર—"જશે મોટી ખોડે."

સાંભળ્યું વચન ને સેવક દોડ્યા, તે ભટજીને ભુવનમાં લાવીયારે;
દેખી પ્રભુ સિંહાસન થકી ઉઠ્યા, દ્વિજવર ત્યાં પધરાવીયારે. ૨
અર્ધ્યપાદ્ય સહ પૂજા કરી વિધિયે, વંદન કીધું વિશ્વંભરેરે;
ભોજન કરાવીને તંબોળ આપ્યુ, પોરાઢ્યા ચારુ સજ્જાપરેરે. ૨
પાસે બેઠા એક શ્રીહરિ પોતે, અવર નહિ કોઈ તેણે સમેરે;
હસ્ત જોડીને શ્રીહરિ એમ બોલ્યા, ધન્ય ભાગ્ય પધાર્યા તમેરે. ૨
તમ સરિખા મુનિવર માહા દુર્લભ, સંતોષી સંત તપોનિધિરે;
વિનય વિવેક મધુર વચનેથી, આગતા સ્વાગતા બહુ કીધીરે ૨
કહો ઋષિ કારણ પધાર્યાનું હાવાં, તમો કોણ દેશથકી આવિયારે;
વૈદર્ભદેશ વિષે અમો વસીએ, ને પત્ર આપ્યો એક લાવિયારે. ૨
તે આદર સહિત પત્ર લીધું પ્રભુજીએ પ્યારીનું છે ઉર ચાંપિયુંરે;
જોતાં અશ્રુનાં બિંદુ માંહે દીઠાં, વિરહમુદ્રા જાણે છાપિયુંરે. ૨
પ્રીત પ્રિયાની દેખી નેત્ર ભરીયાં, ગદગદ કંઠ થયા ઘણુંરે;
(તેથી)પત્ર આપ્યું પાછું ભટજીના કરમાં, વાંચો તમો ને અમો સુણુંરે.૨
(હાવાં)વાંચે છે વિપ્રશ્યામ ધરે શ્રવણે, પ્રથમ લખ્યુંએમ પ્રેમદારે;
સ્વસ્તિશ્રી દ્વારિકાનગરીના નાયક, રાજરાજેશ્વર છો સદારે. ૩
ત્રિભુવનનાથ અનાથના બંધુ, સમ્રથ ચતુર ચિંતામણિરે;
કુંદનપુરથકી લખિતંગ તમપદ-પંકજકિંકરી રૂકિમણીરે. ૩
પ્રાણપતિ અભિવંદન મહારા, અગણિત સેવામાં લાવજોરે;
જત અત્રરાખી છું તેમ રહી છું, કુશળ સહિત વેહેલા આવજોરે. ૩
અપરંચ એજ લખ્યા કારણ છે, સહુ ગુણનિધિમાં સુણ્યા હરિરે;
તે થકી ચિત્ત મ્હારૂં તમમાં લોભાણું, મનથકી હું તમને વરીરે. ૩
આપ કેહેશો જે કુળવંત કન્યાને, ના ઘટે સામું કેહેવું કંથને રે;
તે પણ સત્ય લૌકિકની રીતે, પણ ના હોય તમ પંથને રે. ૩

હું તો તમારી સદા છું વિચારો, તે માટે મન તમમાં ઠરે રે;
(પણ)કીરતિ સુણી વિશ્વમાં વનિતા કોણ, એવી જે તમને ના વરે રે. ૩૫
માટે સો વાતની એકજ કહું છું. આવ્યો સમો રખે ચૂકતા રે;
ત્રણ દિવસમાં છે લગ્ન પારવતીજી, પૂજું ત્યાંથી રખે મૂકતા રે ૩૬
તેડ્યો રૂકમૈયાનોશિશુપાળ આવ્યો,(બાકી)બિજાં સહુને તમોભાવતા રે
(એતો)સિંહનો ભાગ શીયાળ ન પામે, જોજો આળસ ઉર લાવતા રે ૩૭
આળસ કરશો જો જીવન માહારા, તો માહારા પ્રાણ નિશ્ચે જશે રે
જન્મો જનમ તમને નહિ ભૂલુ, જ્યારે મળશો સુખ ત્યારે થશે રે ૩૮

વલણ

સુખ થશે પ્રીતમજીરે, જ્યારે ગ્રેહેશો હાથ;
દાસી જાણી દયા કરજો, હે પ્રભુ દીનાનાથ ૧
તમો સમોવડ હું નથીરે હે માહારા અંતરજામી !
જેવી તેવી પણ તમારે શરણ, આવી છું હું સ્વામી. ૨

卐

## મીઠું રજું

વળતા શુકજી તો એમ બોલીયા. સાંભળ ભૂપતિ રે;
એહેવું સાંભળી પ્યારીનું પત્ર, વિકળ થયા પતિ રે. ૧
પ્રભુ કહે શું કહીએ રે ભૂદેવ, અમારી પણ એ ગતિરે;
એ રાજકુમારીને માટે, નિંદ્રા નથી આવતીરે. ૨
અમો પણ પત્ર વાટ જોતા હતા વિલંબ નથી કશીરે;
એહેવું કહીને ઉઠ્યા તતક્ષણ, કે ચિંતા મન વસીરે. ૩
કહ્યું સારથીને રથ લાવ્ય, માહારો શીઘ્રે સજ કરીરે;
કેહેતામાં આણ્યો તતખેવ, આરૂઢ થયા હરિરે. ૪
માંહે બ્રાહ્મણને પણ બેસાડ્યો, ચતુર શિરોમણિરે;

તમોપાખે ત્રિયાને કોણ, કહેશે જઈ વધામણીરે. ૫
એવું કહી રથ ત્યાંથી ખેડાવિયો, વાયુવેગે કરીરે;
થોડીવારમા પોહોચ્યા તાહે, કે જયાંહાં છે કુંદનપુરીરે. ૬
નથ દીઠુ ને બ્રાહ્મણ મોકલ્યો જઈ કહો વધામણીરે;
હાવાં ત્યાંહાં પણ થાય શુકન, શ્રીઅંગે રૂક્મિણીરે. ૭
વામ ઉરને બાહુ ફરકી આંખડી, જોઈને વિચારતાંરે;
એહેવામાં દીઠો આવતો વિપ્ર, વિમાસણ ધારતાંરે ૮
બોલ્યો ગોરજી બાઈજી વધામણી છે, પ્રભુ આવિયારે;
એહેવું સાંભળી હરખ ના માય, બોલ્યાં પ્રાણ લાવિયારે. ૯
મુનિ કહે પુર સમીપે પધાર્યા, પછી મુને મોકલ્યોરે;
કહાવ્યું છે હાવાં રહેજો પ્રસન્ન, દિવસ આવ્યો ભલોરે. ૧૦
પછી બહુ ધન વિપ્રને આપીયું, તે પણ કહું કથીરે;
પધરાવ્યા છે પ્રાણજીવન, તે સમ તો કશું નથીરે. ૧૧
પછી પ્રેમશું કીધો પ્રણામ, શ્રી જગદંબા રૂક્મણીરે;
દીધી આશિષ પ્રસન્ન થઇ ઋષિ, ચાલ્યા મંદિર ભણીરે ૧૨
હાવાં દ્વારિકામાં કેમ નિપન્યું. તે પણ કહુ કથીરે;
બળદેવજી કહે પ્રભુ કયાંહાં, પધાર્યા દીસતા નથીરે. ૧૩
પછી ખબર થઈ જે પોતે તો, પધાર્યા કુંદનપુરીરે;
સુણી હળધર થયા તૈયાર, સેન્યા સહુ સજ કરીરે. ૧૪
જાણ્યું બંધવ એકલા કુંમકે, પોતે પુકળ પળ્યારે;
બહુ શીઘ્રતાએ બળભદ્ર, પ્રભુને આવી મળ્યારે. ૧૫
હાવાં ખબર પધાર્યાની ભીમક, રાજાએ સાંભળીરે;
સામા આવી કર્યું સન્માન, પ્રીતેથી હળીમળીરે. ૧૬
પછી પધરાવ્યા પુર માંહે, ઉતાર્યા તે સ્થળેરે;

જ્યાંહાં ધાયો હુતો જાનીવાસો, થયું તે ઇચ્છાબળેરે ૧૭
કીધું પૂજન બહુ વિધિ કૃષ્ણનું, રામનું પણ કર્યુંરે;
ઘણાં આપ્યા આભૂષણ વસ્ત્ર, રાજાજીનું મન ઠર્યુંરે. ૧૮
કીધી આગતાસ્વાગતા બહુ વિધિ, ને રાયજી વળ્યારે;
સમાચાર જાણી પુરલોક સહુ જોવા મળ્યારે. ૧૯
જોઈ સ્વરૂપ સુઘડતા શ્રીકૃષ્ણની મોહ પામ્યા સહુરે;
આ તો વર છે શ્રીરૂકિમણી જોગ, જોડું શોભે બહુરે. ૨૦
અમારાં કાંઈ સુકૃત હોય તે, આવીને આહા ફળોરે;
તેથકી પણ આ વર રૂકિમણીને, નિશ્ચે મળોરે. ૨૧
હાવાં નગરમાહે ઘેર ઘેર તોરણ, કદળી સ્તંભ છેરે;
પુર શોભા કહી નવ જાય, વિવાહ આરંભ છેરે. ૨૨
હાવાં કન્યાને પીઠી ચોળાય છે, મંગળ ગવાય છેરે;
પેલે શિશુપાળે ચોળી છે રાખ કે, પીઠી કેહેવાય છેરે ૨૩
પછી અંબિકા પૂજવા કન્યા ચાલ્યા, ત્યાં શોભા બણીરે,
મધ્યે ચરણે ચાલે છે આપ, વીટી વળી સ્ત્રી ઘણીરે. ૨૪
દેશ દેશના ભૂપ આવ્યા તે, સાથે સહુ સજ થયારે;
તેણે ઉઘાડાં ધર્યાં છે ખડ્ગ, શસ્ત્રઅસ્ત્ર મ્હાંકી રહ્યારે. ૨૫
કન્યા પારવતીજી પૂજ્યા, ને ગોરાણી પુજાવિયાંરે;
ધૂપ દીપ કર્યું નૈવેદ્ય, તંબોળ ધરાવિયારે. ૨૬
પુષ્પમાળા ધરી કરી આરતી ને પાયે લાગિયારે;
મુજને મળજો શ્રીકૃષ્ણ ભરથાર, એ ફળ માગિયારે. ૨૭
ગુરૂ પત્નીને મુખદ્વારે બોલીને, ઉમયાયે એમ કહ્યુંરે;
તુજને ઇચ્છાવર મળશે તે, કારજ જાણે સિદ્ધ થયુંરે. ૨૮
સુણી એવું વળ્યા સુકુમારી, સખીકર કર ગ્રહીરે;

તે સમે નથી શોભાનો પાર, તે કેમ શકું કહીરે. ૨૯
લાબી વાસુકી સરખી છે ચેણ, સચીકણ શ્યામળીરે;
અર્ધચંદ્રાકારે છે કપાળ, નાસા જાણે શુક વળીરે. ૩૦
કોટી શશી ને સુરજ ઝાંખા પડ્યા, મુખ એવું નિરખતાંરે.
દંત પંગત કુંદ કળી, પુષ્પ વરસે છે હરખતાંરે. ૩૧
મોટી અણિયાળી ચંચળ આંખડી, ત્રાજુંડું શોભીયેરે;
હૃદે કર કટી સિંહ સમાન હરિમન લોભીયેરે. ૩૨
ચાલે મંદગતિ ગજ સરીખડી, નૌતમ વસ્ત્ર છેરે;
શોભે નખશિખ આભ્રણ અત્ય, દુષ્ટ ઉર શસ્ત્ર છેરે. ૩૩
હાવાં પ્રાણપતિ દીઠા સન્મુખ, નિરખવા કારણેરે;
વામ હસ્તે ઊંચા કીધા કેશ, તે લટકાને વારણેરે. ૩૪
એવી શોભા જોઇને મુરછિત, થયા સહુ ભૂપતિરે;
પ્રભુ જોતાં સહુ સ્ત્રીજનની, પણ થઈ એ ગતિરે. ૩૫
પછી તે સમે તારૂણી નેત્રવડે, નાથ તેડીયારે;
પ્રભુજી કેહે સમો છે હાંક, કેહેતાં અશ્વ ખેડીયા રે ૩૬
નિજ રથ દંડ ગ્રહી ઉભાં રૂક્મિણિ, રથ ત્યાંહાં આણ્યો સહીરે.
પ્રભુએ પોતાના રથ માંહે, ખેંચી લીધાં કરગ્રહી રે; ૩૭
પાસે બેસાડીને રથ હાંકીયો, આનંદ અતિ થયો રે;
જે જે શબ્દ કરે સુરીજંન, રૂક્મિણિકર હરિ ગ્રહ્યો રે ૩૮

વલણ

હરિ ગ્રહ્યો કર જાણીનેરે, હરખ્યાં સરવ સ્વજંન;
પેલા રાજાઓની મુરછા વળી, થઈ ગયાં શ્યામ વદન. ૧
અરે આ શું થયું, કૃષ્ણે કર્યું કન્યાનું હરણ;
શું મોહોડું કોઈ ને દેખાડીશું, આ થકી સારૂં મરણ. ૨

卐

# મીઠુ ૩ જુ

વળતા શુકજી તે વાણી એમ ઉચ્ચર્યા, સાભળ પરીક્ષિત રાય,
હોવા ત્યાર પછી કયમ નિપન્યૂ, તુજને કહુ તે કથાય,
જે જે બોલો શ્રી રૂકિમણીનાથની ૧
વર કન્યા તો આગળ પધારીયા, પુઠળ સેન્યા બળગામ,
પાછળ શત્રુનુ દળ દીઠુ આવતુ, ઉભા રહ્યા તેણે ઠામ-જે જે૦ ૨
માનભગ થયારે સરવે ભૂપતિ, તેણે ધારી એ બુદ્ધ,
પાછા વળતા તો નાક છેદાય છે, કન્યા લ્યો કરી જુદ્ધ-જેજે૦ ૩
આવ્યા બાણનો મેહ વરસાવતા રીસે બળતા સહુ રાય,
જાદવ સેન્યા ઢાકી લીધી શર વડે દત પીસતા જાય-જેજે૦ ૪
વળતા જાદવ જુદ્ધને વિફર્યા વિંધ્યા સહુના શરીર,
સેન્યા મારી સુવાડીરે સાથરે, નાઠા વીર મૂકી ધીર-જેજે૦ ૫
રૂકમૈયો બોલ્યો શિશુપાળશુ, સાભળ માહારૂ પણ એક,
જો હુ રૂકિમણી પાખે પાછો ફરૂ, પુરમા પેસુ નહિ છેક-જેજે૦ ૬
બીજે મારગે કૃષ્ણ પૂઠે પળ્યો, બકતો બકતો બહુ જોર,
ઉભો રહે ઉભો રહે કયાહા જાય છે અલ્યા માહારી
ભગિનીનાચોર-જેજે૦ ૭
એવુ કહી ત્રણ બાણ ત્યાહા મૂકીયા, છબીલે છેદ્યા તતકાળ,
દેખી પાચ ફેકયા બીજા પાપીયે તે પણ ભાગ્યા શ્રીગોપાળ-જેજે૦૮
પછી શ્રીકૃષ્ણે ત્રણ શર છોડીયા, છેદ્યું સારથિનુ શીશ,
રથ ભાગ્યો ધનુષ ત્રોડી નાખિયું, એહેવુ કીધુ શ્રી જુગદીશ-જેજે૦૯
બીજુ કોદડ ગ્રહ્યુ તે પણ કાપિયુ ત્રીજાની પણ એ ગત્ય,
વળતો ખડગ ચરમ લઈ દ્રોડઓ, રીસે દાઝ્યો છે અત્ય-જેજે૦૧૦

પ્રભુએ પણ વિદ્યાધર ખડ્ગ કાહાડીયુ, સામા ધસ્યા કરી ક્રોધ,
જેહેવે મસ્તક છેદે છે શ્રીહરિ, કીધો રુકિમણીએ રોધ–જેજે૦ ૧૧
એ ના ઘટે નાથ ચતુરશિરોમણિ, અપજશ જગતમા થાય,
જેવો તેવો પણ ભાઇ એ માહારો સાળો તમારો કહેવાય–જેજે૦ ૧૨
પ્રભુએ ધાર્યુ જે ગણી રૂએ નહી, ધાર્યું મારૂ પણ થાય,
માર્યા સરીખો કહેવાય રહે જીવતો એહેવો રચો ઉપાય–જેજે૦૧૩
ડાઢી મુછ મુડીને પગ પાડીયા, હસે કરીને શ્રીનાથ,
રથની સાગી પુથળ લટકાવીયો, વસે બાધ્યા બેહુ હાથ–જેજે૦ ૧૪
એહેવે બળભદ્ર પુઠળથી આવીયા, જીતીને સહુ ગાય,
દીઠો રૂકમૈયાને રથે બાધીયો, . ઘણું લજવાતો જાય–જેજે૦ ૧૫
હા હા આ શુ કર્યું ભાઇ ના ઘટે આ શો કીધો કદૂપ,
એહેને મરણથકી અધિકુ થયુ એ છે અહકારી ભુપ–જેજે૦ ૧૬
રૂકિમણીજીને રૂડું મનાવવા કીધો વચન વિવેક,
છોડી મૂકયો રૂકમૈયાને હળધરે, ન ધે બધવ એક–જેજે૦ ૧૭
પછે રૂ મૈયો પુરમા પેઠો નહીં, વાસ્યું ભુજ કચ્છ શેહેર,
પણ લીધાનું ફળ એ પગ પડ્યા, જવાયુ નહી ઘેર–જેજે૦ ૧૮
હાવા શિશુપાળની શી શોભા થઈ, થોડી સરખી હુ કેહેશ,
હાલો ચાલ્યો તે નાક છેદાઈ ગયુ, અગે પીઠી મુખે મેશ–જેજે૦ ૧૯
નગારા ને નિશાન સંતાડીયા, મુખે પડી ગયા શોષ,
સહુકો શમશાનીયા સરખા સનમન્યા જાણે મુઓ દમઘોષ–જેજે૦ ૨૦
જરાસધે ત્યાહા આશ્વાસના કરી, હું પણ હાર્યો સત્તરવાર,
તોહે મે કાઈ દુ ખરે ન્હોતું ધર્યું એહેવો ધારવો વિચાર–જેજે૦ ૨૧
હાવા દ્વારામતી પ્રભુ પહોચીયા, સેન્યા સહિત બળરામ,
સામા ઉગ્રસેન આવ્યા શોભા ભર્યા, પધરાવ્યા નિજધામ–જેજે૦ ૨૨

જોશી તેડાવ્યા શ્રી વસુદેવજી, લગ્ન લીધું શુભ સાર;
લખી સ્વજન સરવને કંકોતરી, તેડાવ્યાં તેણીવાર-જેજે૦ ૨૩
મોહોટો મંડપ રચ્યોરે સોહામણો, વાજાં વાજે અપાર;
મંગળ ગાન કરે સરવે માનુની, થઇ રહ્યા છે થેઈ થેઈ કાર-જેજે૦ ૨૪
વરકન્યાને પીઠી ચોળાય છે, ગોત્રજ દેવ્યા પૂજાય;
વૃદ્ધ શ્રાદ્ધ કીધું છે વસુદેવજી. દેવકી હરખ ન માય-જેજે૦ ૨૫
વરવધુને મંડપમાં પધરાવીયાં, વિપ્ર કરે વેદગાન;
કોઇ એક કન્યાના માત પિતા થયાં, તેણે દીધું કન્યાદાન-જેજે૦ ૨૬
હસ્તમેલાપ થયો ને મંગળ ફેરા ફર્યાં, કીધા સર્વ પ્રકાર;
લાડકોડ રીતેભાતે દંપતી, આરોગ્યા છે કંસાર-જેજે૦ ૨૭
સહુને કંસાર ભોજન કરાવીયાં. સંતોષ્યા સહુ જન;
બેહેન ભાણેજ પૂજ્યને પોખીયા, હરખ્યું સહુકોનું મન-જેજે૦ ૨૮
કુળની રીતે છોડ્યા પછી દોરડા, આનંદ વરત્યો અપાર;
રાણી રૂકિમણી પરણ્યાં શ્રીકૃષ્ણને, થઇ રહ્યો જેજેકાર-જેજે૦ ૨૯
કવિજનને કૃપા કરી શ્રી હરિ. કીધાં દુઃખ સહુ ભંગ;
અંગ સહિત આપી પ્રેમલક્ષણા ભક્તિ, નિત્યે સતસંગ-જેજે૦ ૩૦
ગુર્જરદેશમા શ્રી નર્મદાજી તટ, ચંડીપુર ચારૂ ગ્રામ;
જ્યાંહાં શ્રી શેષશાયી પ્રભુ વસે, ત્યાંહાં કવિનો વિશ્રામ-જેજે૦ ૩૧
જ્ઞાતિ વિપ્ર નાગરરે સાઠોદરો, ભટ દયાશંકર નામ;
વૈષ્ણવ વલ્લભી શ્રી ગુરૂ પ્રતાપથી, ગાયા ગુણ ઘનશ્યામ-જેજે૦ ૩૨
ત્રણ મીઠે શ્રી રૂકિમણીહરણ કથ્યુ. એક સો પંદર પદ સાર;
શ્રી ભાગવત અનુસારે સંક્ષેપે કહ્યું, જેનો મહિમા અપાર-જેજે૦ ૩૩
જે કો ગાયે શીખે ને રે સાંભળે, પુરે મન વાંછિત કામ;
પ્રેમે પાઠ કરતાં મળે શ્રીહરિ, એમ કહે દયારામ-જેજે૦ ૩૪

વલણ

દયાશંકર કહે કથારે, સુંદર સાર ચરિત્ર;
શ્રવણથી સુખ થાય સહુને. પતિત થાય પવિત્ર ૧
કરતા હરતા શ્રી મહા પ્રભુરે, હું તો કહેવા માત્ર;
સુણજો ભણજો ભાવ ધરીને, થાશો સહુ સુખ પાત્ર. ૨



# શ્રીસત્યભામા વિવાહ



## મીઠું ૧ લું.

ચોપાઇ

પ્રથમે હું પ્રણમું શ્રીગુરૂના પાય, ને સમરૂં શ્રી ગોવર્ધ્ધનરાય,
કૃપા કરો જાણી નિજ દાસ, મુજ રૂદિયામાં પૂરો વાસ. ૧
શુભ મતિ દો જન ગુણલા ગાય, શ્રી સત્યભામાનો વિવાય;
શ્રીમદ્ભાગવત ભર્યું રે આનંદ, જેમાં તે રસનિધિ દશમસ્કંધ ૨
તેનો છપ્પનમો અધ્યાય, શ્રીમાંતક[1] મણીનો મહિમાય;
તેમાં હરિ સતભામા લગ્ન, સુણતાં થાય સહુનું ૩

[1] સ્યમંતક—એક જાતનો મણિ; એમાં એવો ... અપવિત્ર સ્થિતિમાં એને ધારણ કરે તેનો પ્રાણ ... ધારણ કરીને પવિ આચાર પાળે તેનું મંગળ ... પ્રકાશિત હતો. ... સૂર્ય તે પ્રસન્ન થઈ

શુકજી કહે સાંભળ રાજંન, તે તુજને કહ્ડૂં થઇને પ્રસંન;
સોળ સહસ્ત્ર શત આઠ પરણ્યા શ્રી નાથ, કયહું પીળા
નથી કીધા હાથ ૪
કયહું છળ બળ કયહું ચોરી કરી, રીત સહિત અહીં
પરણ્યા શ્રી હરિ;
એ વિવાહમાં એક બીજો થશે, ને જાંબુવંતીને પરણી લાવશે. ૫
શ્રી દ્વારામતી નગ્રમોઝાર, ઉગ્રસેન શુભ મતિ નૃપ સાર;
વસે જાદવ ત્યાંહા છપ્પન કોડ, નહિ જુગમાં કો તેની જોડ. ૬
જાદવ એક સત્રાજીત નામ, કન્યા સત્યભામા તેને ધામ;
પ્રભાકર તેહના ઇષ્ટદેવ, કરે સત્રાજીત તેની સેવ. ૭
પ્રસન્‍ન થયા કરી કરૂણા ઘણી, ત્યારે સૂરજે આપ્યો શ્રીમાંતક મણિ;
દેદિપ્યમાન તેજસ્વી અપાર, કનક ઝરે નિત્ય અષ્ટજ ભાર [2] ૮
નિતપ્રત્યે તેનૂં પૂજન કરે, ને બ્હાર જાય ત્યારે કંઠે ધરે;
એક દિવસે કંઠે ધરી મણિ, સત્રાજીત આવ્યો સભા ભણી. ૯
દૂર થકી દેખી સહુ જંન, ચકિત થયા પોતાને મન;
કાન્તિ જોઈ ઘણો કરિયો વિચાર, આવે છે શું સૂર્ય સભા મોઝાર. ૧૦
કૃષ્ણ કહે દિનકર નવ હોય, હશે સત્રાજિત જાદવ સોય;
જાણ કર્યૂં રાજાને સહુ, આવે છે રવિ તેજસ્વી બહુ ૧૧
એવું કહેતામાં આવ્યા ત્યાંહ, રાજ્યસભા રાજે છે જ્હાંહ;
આસન આપ્યૂં આદર કરી, ને ક્ષણ એક પછી બોલ્યા શ્રી હરિ. ૧૨
સુણો સત્રાજિત માહારી વાત, કે જેથકી જશ વાધે વિખ્યાત; [3]
[illegible] તમે કરી ઘણી, મોટું ભાગ્ય પામ્યા આ મણિ. ૧૩

[illegible]ના દશ શેરની એક તુલા ને એવી ૨૦ તુલાનો એક ભાર
[illegible]તું હતું.

વલણ

દયાશંકર કહે કથારે, સુંદર સાર ચરિત્ર;
શ્રવણથી સુખ થાય મહુને. પતિત થાય પવિત્ર ૧
કરતા હરતા શ્રી મહા પ્રભુરે, હું તો કહેવા માત્ર;
સુણજો ભણજો ભાવ ધરીને, થાશો સહુ સુખ પાત્ર ૨



# શ્રીસત્યભામા વિવાહ



## મીઠું ૧ લું.

### ચોપાઇ

પ્રથમે હું પ્રણમું શ્રીગુરૂના પાય, ને સમરૂં શ્રી ગોવર્દ્ધનરાય,
કૃપા કરો જાણી નિજ દાસ, મુજ રૂદિયામાં પૂરો વાસ. ૧
શુભ મતિ ઘો જન ગુણલા ગાય, શ્રી સત્યભામાનો વિવાય;
શ્રીમદ્‌ભાગવત ભર્યું રે આનંદ, જેમાં તે રસનિધિ દશમસ્કંધ ૨
તેનો છપ્પનમો અધ્યાય, શ્રીમાંતક [1] મણીનો મહિમાય;
તેમાં હરિ સતભામા લગ્ન, સુણતાં થાય સહુનું મન મગ્ન. ૩

૧ સ્યમંતક—એક જાતનો મણિ; એમાં એવો ગુણ છે કે જે કોઈ અપવિત્ર સ્થિતિમાં એને ધારણ કરે તેનો પ્રાણ જાય, ને જે એને ધારણ કરીને પવિ આચાર પાળે તેનું મંગળ થાય. એ સૂર્ય જેવો પ્રકાશિત હતો. સત્રાજીતને સૂર્યે તે પ્રસન્ન થઇને આપ્યો હતો.

શુકજી કહે સાંભળ રાજન, તે તુજને કહું થઇને પ્રસંન;
સોળ સહસ્ર શત અષ્ટ પરણ્યા શ્રી નાથ, કયહુ પીળા
નથી કીધા હાથ ૪
કયહુ છળ બળ કયહું ચોરી કરી, રીત સહિત અહીં
પરણ્યા શ્રી હરિ;
એ વિવાહમા એક બીજો થશે, ને જાંબુવંતીને પરણી લાવશે. ૫
શ્રી દ્વારામતી નગ્રમોઝાર, ઉગ્રસેન શુભ મતિ નૃપ સાર,
વસે જાદવ ત્યાહા છપ્પન કોડ, નહિ જુગમાં કો તેની જોડ. ૬
જાદવ એક સત્રાજીત નામ, કન્યા સત્યભામા તેને ધામ;
પ્રભાકર તેહના ઇષ્ટદેવ, કરે સત્રાજીત તેની સેવ. ૭
પ્રસન્ન થયા કરી કરૂણા ઘણી, ત્યારે સૂરજે આપ્યો શ્રીમાતક મણિ;
દેદિપ્યમાન તેજસ્વી અપાર, કનક ઝરે નિત્ય અષ્ટજ ભાર [2] ૮
નિતપ્રત્યે તેનૂં પૂજન કરે, ને બ્હાર જાય ત્યારે કંઠે ધરે;
એક દિવસે કંઠે ધરી મણિ, સત્રાજીત આવ્યો સભા ભણી ૯
દૂર થકી દેખી સહુ જંન, ચકિત થયા પોતાને મન;
કાન્તિ જોઈ ઘણો કરિયો વિચાર આવે છે શું સૂર્ય સભા મોઝાર. ૧૦
કૃષ્ણ કહે દિનકર નવ હોય, હશે સત્રાજિત જાદવ સોય;
જાણ કર્યું રાજાને સહુ, આવે છે રવિ તેજસ્વી બહુ ૧૧
એવું કહેતામા આવ્યા ત્યાહ, રાજ્યસભા રાજે છે જ્હાંહ;
આસન આપ્યૂં આદર કરી, ને ક્ષણ એક પછી બોલ્યા શ્રી હરિ. ૧૨
સુણો સત્રાજિત માહારી વાત, કે જેથકી જશ વાધે વિક્ષાન; [3]
સૂર્યભક્તિ તમે કરી ઘણી, મોટું ભાગ્ય પામ્યા આ મણિ. ૧૩

૨ હાથના દશ શેરની એક તુલા ને એવી ૨૦ તુલાનો એક ભાર એવું વજન ગણાતુ હતું.

૩ વિખ્યાત.

હવે એ ભેટ ભૂપતિને કરો, વચન હમારૂ જો ઉર ધરો;
મણિ શોભે એ રાજદ્વાર આપણને સેવા તણો અધિકાર. ૧૪
એવું વચન બોલ્યા જુગદીશ, સુણી સત્રાજિતને ચઢી ઘણી રીશ;
ગર્વે ભર્યું કહ્યું એક વચંન, સુણતાં સભાસહિત રાજંન. ૧૫
મણિ માગો શું લજ્જા પરહરી, સુરજ સેવ્યા છે મેં અતિ શ્રમ કરી;
એવું કહી આવ્યો નિજ ધામ, મણિ પધરાવ્યો પૂજાને ઠામ.

વલણ

પૂજા ઠામ પધરાવિયો, મણિ શ્રીમાંકત જેનું નામરે; ૧૬
પછી આગળ કથા કયમ થઈ, તે કહે જન દયારામરે.

ઢાળ

શુકદેવ વાણી ઓચર્યા, તમે સાંભળો પરીક્ષિત રાય.
એ જાંબુવંતી શી રીતે પરણ્યા, હું તેનો કહું મહિમાય; ૧
ભ્રાત સત્રાજીત તણો, તેનૂં પ્રસેન એવૂં નામ;
તે વંન ગયો મણિ ધરી કંઠે, તુરી ચઢી મૃગયા રમવાનેકામ ૨

卐

## મીઠું ૨ જું

### રાગ ધોળ

રમતાં સિંહ મળ્યો એક વાટેરે, અશ્વ સહિત હણ્યો મણિ માટેરે;
મણિ લઈ સિંહ ત્યાંથી ચાલ્યોરે, તેને જાંબુવાને આવી ઝાલ્યોરે. ૧
રીંછરાજે હણ્યો સિંહ ઠામેરે, મણિ લેઈ ગયો નિજ ધામેરે;
કન્યા જાંબુવંતી હતી ઘરમાંરે, આપ્યો રમવા મણિ તેના કરમાંરે. ૨

એ કથા રહી એણે ઠામરે, કહું નિપન્યું જ્યમ એને ધામરે;
ઘેર આવ્યો નહીં જ્યારે ભ્રાતરે, સત્રાજીતે ઉરાડી છે વાતરે. ૩
મરાવ્યો કૃષ્ણે માહારો ભાઈરે, મણિ લીધો એવા અન્યાઈરે;
એવું કલંક ચોટ્યું જુઠું હરિનેરે, સહુકો વાત કરે ફરી ફરીનેરે ૪
કૃષ્ણ કહે સાંભળો સહુ જંનરે, નિશ્ચે કરિયે ચાલો સહુ વંનરે
સરવે ચાલ્યા જોતા તુરી ચર્ણરે. આગળ દીઠા પામ્યા
એહુ મર્ણરે. ૫
ડંખ દીઠા વ્યાઘ્રના અંગેરે, દાખ્યા કૃષ્ણે હના બે કે સંગરે;
ત્યાંથી ચાલ્યા વ્યાઘ્રપદપૂંઠેરે, વ્યાઘ્ર આણંદિત પડ્યો દૃષ્ટેરે. ૬
ત્યાંથી રીંછનાં પગલાં દીઠાંરે, તે તો ગિરિની ગુફામાંહે પેઠાંરે;
ત્યાંથી અટક્યા સરવે ભય પામીરે, પેઠા કંદરમાં અંતરજામીરે ૭
જાંબુવંતીને દીધું દરસંનરે, મણિ દેતાં કીધું છે રૂદંનરે;
એટલે જાંબુવાન આવ્યો ધાઈરે, જુદ્ધ કીધું સંગે જદુરાઈરે. ૮

વલણ

સમર્થ સાથે વેર કીધું ને, કરવો તે કોણ ઉપાય,
પ્રભુ રોશ મૂકી પ્રસંન મુજપર, કોણ રીતે થાય ૧૪
જો સંબંધ જોડું સાકડો તો, જાય મનનું ઝેર,
પુત્રી પરણાવું પ્રેમથી તો, જમાય થઇ આવે ઘેર ૧૫

卐

## મીઠું રજું

### રાગ ધન્યાશ્રી

વળતા શુકજી તે વાણી એમ ઓચર્યા,સાંભળ પરીક્ષિત પુન્ય પવિત્રજી
સત્યભામાનો વિવાહ મળ્યો માધવ સાથે, સુંદર કહું તે હું તુજને ચરિત્રજી
પહેલાં કૃતવર્મા અક્રૂર શતધન્વા, ત્રણેને દીધી હતી વિવાહ કેરી આશજી;
તેના મનનાં મનોરથ મનમાં રહ્યારે, એને પરણશે શ્રીઅવિનાશજી.
સત્રાજીતે પોતાને મન નિશ્ચે કરીને. ઘેર તેડાવ્યા મહા મુનિજનજીઃ
પધારો મુનિ કુંકુમ કચોલે ભરીને, વસુદેવજી કેરે ભુવનજી
કરજો તિલકને કહેજો શ્રીકૃષ્ણને સુખેથી મુખે, સતભામા અર્પી ઉલ્હાસમાંજી;
વસુદેવને કહેજો ઘેર ગણેશ બેસાડે, કરે લગનસજાઈ એક માસમાંજી.
એવું સાંભળી ઋષિ રળિયાત થયા ને, વસુદેવને મંદિર આવિયાજી;
વરને તિલક કરી સમાચાર કેહેજો જે, સત્રાજીત વેહેવાઈએ કાહાવિયાજી

વસુદેવજી હરખ્યા સુણી દેવકીજી હરખ્યાં, અપરમાતા આનંદી સર્વે અતિઘણુંજી;
હરખ્યા ઉગ્રસેન સાથ સ્વજન સકળ, સાંભળીને લગ્ન શ્રીહરિતણુંજી.
સરવે ટોળે મળી રળિયાત થઈ આવ્યું, સત્રાજીત વેહેવાઈશું હળીમળીજી;
ગજઉપર મેહેલી સરવે શર્કરા વહેંચી, નગ્ર દ્વારકાં પામ્યૂં રળીજી.
ગજાનન બેસાડ્યા શુભ મંદિર મહૂરત કીધુ, ઠાર ઠાર લખીને કંકોતરીજી
અષ્ટમાસિદ્ધ ને નવેનિદ્ધ આવીને બેઠાં, સમો જાણીને સેવવા શ્રીહરિજી.
વિશ્વકર્મા આવ્યારે સર્વે સાલવી સાથે, ચિત્ર વિચિત્રના મંડપ રચીજી,
પ્રભુને પીઠી ચોળવા મંદિર માતુની જાય, લાવે લાડકા લાડુ સ્વજનજી
જેવો વહાલો બિરાજે તેવાં શોભે સતભામા, શોભા સમોવડ બંને ભુવનજી;
આવ્યાં લગ્ન ઢુંકાંને સર્વે નોતર આવી, સહુકોને ઉતારા આપિયાજી
જેહેને જેમ જોઇયે તેમ તેને રીતે પોંહોચે, એવા અધિકાર સેવકને સોંપિયાજી;
આવ્યા પાંચે પાંડવ કુટુંબ સરવે સજોડે, દેશદેશના ભૂપતિ આવિયાજી;
આવ્યાં શિવને પાર્વતીજી ગંગા સહિત, શચિ સાવિત્રી ઇન્દ્ર સંગે લાવિયાજી.

આવ્યા નારદ શારદ સનકાદિક મુન્ય, ધર્મ વરૂણ સૂર્ય ને ચંદ્રજી;
આવ્યા નવકુળનાગ ને અષ્ટકુળ પર્વત, આવ્યા અઠ્યાસી સહસ મુનીંદ્રજી.
આવ્યા ધ્રુવને પ્રલ્હાદ નવયોગી વિભીષણ, બળિ વિદુર સુદામાં શુકદેવજી;
આવ્યા સાગર સરિતાને યક્ષ કિન્નર ગાંધર્વ, આશ રાખે કરવા સેવજી.
અંગ બંગ કલ ગ કૈકય માગધ મારૂં,મચ્છ કુંતલ વૈરાટ શુરસંધજી;
ઈત્યાદિક દેશના આવ્યા સરવે નરેશ, જાણી સ્વામી સેવકનો સંબંધજી.
આવ્યાં સ્વર્ગ મૃત્યુ પાતાળનાં પ્રાણી, જે કોઈ હતા સ્વજન હરિદાસજી;
સાબેલા થઇ સહુકો આવિયા, વસુદેવજી કેરે અવાસજી.
મણિ સુવર્ણમય શોભે આભ્રણ અંગે,સહુકો દીસતા ઝાકઝમાળજી;
સહુકો સાથે થઈ સુખમાં વિહીવા મ્હાલે છે, વૃદ્ધ યૌવન ને વળી બાળજી.
શુભ માસ દિવસ શુભ વાર નક્ષત્ર યોગ, કરણ ગ્રહ નક્ષત્ર સારજી;
લગ્ન ઘડીયાળાં લગ્નપત્રી લઈ આવ્યાં, વિપ્ર વસુદેવકેરે દ્વારજી.
પ્રેમે પગરણ માંડ્યાં ગોત્રજ દેવ્યા બેસાડ્યાં,વૃદ્ધશ્રાદ્ધ કીધું વસુદેવજી;
ગૃહશાંતિક કીધું વાડવ વેદ મંત્રેથી,આશીર્વચન ભણીને તતખેવજી.
સર્વ લગ્નને દહાડે કારજ કરવું તે કીધું, એટલે વરઘોડાની વેળા થઈજી;
ખાનપાન કરીને જાન સજ થઈ છે,સર્વે શોભા ન જાય મુખે કહીજી

વલણ

સુખે શોભા શી વરણવું, રચના રચી છે અપારરે;
જન દયો કહે ગુરૂ કૃપાથી, કાંઇએક કરૂં ઉચ્ચારરે.
આનંદ મનમા ઉપજ્યોરે, સમર્થા શ્રી રણછોડ;
વરઘોડો વહાલા તણો, મુને ગાવાનો ઘણો કોડ

ઘોળ

વ્યાસનંદન વાણી એમ ઉચ્ચર્યા, સાંભળ પરીક્ષત ભૂપ;
જાદવપતિની જાનમાંરે, શોભા વાધી છે અતિરે અનૂપ;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.

વાને ઘાલીને વરરાયનેરે, પીઠી ચોળી કરાવ્યુ સ્નાન,
અંગવસ્ત્ર ધરી પીતાંબર પેહેરિયારે, કરે માનુની મગળ ગાન;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.

કઠે વિરાજે સુવર્ણ સાંકળી, મોટી મુક્તાફળનીરે માળ;
હરિને હાથે કનક કડાં સાંકળાંરે, કટીમેખળા શોભે વિશાળ;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો

કાને કુંડળ શોભે વારૂ વેળિયૂં, કેસર અરચા કીધી છે ભાલે સાર;
હરિને બાંહે બાજુબંધ બેરખારે, ચરણે નેપૂરનો ઝણકાર,
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો

નખ શીખ આભ્રણ પેહેરિયાં, ઉપર ઓઢી અનોપમ શાલ;
ખુંપ ઘાલીને આજી આખડીરે, કાજળ ટબકું કીધું છે ગાલ,

વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.

મીંઢળ બાંધ્યું કર દક્ષિણેરે, ગોત્રજ લગાડ્યા પાય;
પાન મુદ્રા શ્રીફળ થકીરે, પોસ ભરાવી જાદવરાય;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.

પુષ્પમાળા ગજરાં બેહેરખાં, ચારૂ મોજડી પહેરી છે ચર્ણ,
બેહેની સજોડે લૂણ વાળતારે, અશ્વે ચઢીયા છે અશરણશર્ણ;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.

વાગ ગ્રહી કુંતાજી રહ્યાંરે, ત્યાં વીરે મનાવ્યું મંન;
મોહોડ બાંધ્યો છે માતા દેવકીરે, રમણ દીવો ગ્રહ્યો થઈ પ્રસંન;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.

ચાલે સરવે ચતુરાઈથીરે, વરની સાથે સાબેલાની હાર;
હસ્તી ઘોડા કો રથ પાલખીરે, આગળ ભૂપતિ ચાલે અપાર;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.

પોતપોતાના બનાવથી ચાલે, સર્વેકો જેમ જેનું મંન;
શિવબ્રહ્માદિક વૃદ્ધ ચાલ્યા હળીમળીરે, પ્હેરી ઓઢીને પ્રસંન વદન;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.

કોંતલ અશ્વ ગજ ચાલે ઘણા, આળગારે ચાલે અસવાર;
મંગળ ગાન પૂઠે માનનીરે, નહિં પાયદળ જનનો પાર;

વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.
ગુણીજન ગાન કરે ઘણું, કરે અપ્પરા વળી વળી નૃત્ય;
વાજીંત્ર વાજે વિધવિધતણાંરે, ઊટે નોબત ગડગડે અત્ય,
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.
આતસબાજી ઉડે ઘણી, ફરકે ધ્વજા પતાકા વિશાળ,
પ્રગટ કીધી છે કોટી દીપિકારે, સૌકો દીસતા ઝાકઝમાળ,
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.
ત્રિલોક સુંદર નાથનેરે, શોભા સહિત જુએ છે સહુ લોક,
ચકિત થયુ છે સહુકો દેખતારે, જોવા ઉભા છે થોકાથોક,
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.
વાજતે ગાજતે આવિયા, સહુકો જાનીવાસાને ઠામ,
મામે ઉતર્યા કેડે લઇરે, વરઘોડેથી સુંદરશ્યામ,
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો.

વલણ

સુંદર શ્યામ પધરાવિયા, બેસાડ્યા શુભ આસનરે,
વજ્રાજાને વીંટીવળીને, બેઠુ સરવ સ્વજનરે

ઢાળ

શુકદેવ કહે સુણો પરિક્ષતરાય, દેવજ લેઈ દારા કન્યાને ઘેર જાય;
દેવજ આપી વળી ગીત ગાતીરે નારી, કન્યાની માયે કરી
કહુવાની તૈયારી.
વાજતે ગાજતે આવ્યા જાનીરે વાસે, મોડ મૂકયો લાડકડીની માતે,

પીરસે કહુવો વરરાજાની સાળીજી પ્રીતે, જમો જમોરે જમાઈડા ગોરી ગાય ગીતે.
આરોગી ઉઠ્યા કહુવો તે સારંગપાણિ, વરજાન આવી માંડવે સમો જાણી;
વરરાજાને પોંખ્યા લાડકડીની માતે, ઝુસર મૂસળ ત્રાક રવાઈ રીતે ભાતે.
છડી પીંડી શરિયો સંપુટ વાર્યું અડાકે, સાસુએ તાણ્યું ચુકવી શ્રીકૃષ્ણનું નાકે;
રીતે પ્રીતે પ્રભુ માંહેરામાં આવ્યા, સુંદર સ્વરૂપ જોઈ સહુને મન ભાવ્યા.
મ્હોટો મંડપ રચ્યો બહુ સહુ સુખ પામી, અદ્‌ભુત રચના રચી છે નથી કંઈ ખામી;
સુંદર વાજીંત્ર વાજે થાયે થૈકાર, ગર્ગાચાર્ય આદે કરે વેદોચ્ચાર.
નવડાવી કન્યાને શણુગાર સજાવ્યા, મીઢળ બાંધી ગોત્રજને પ્રણામ કરાવ્યા;
માંહેરામાં મામાજીએ પધરાવીરે કન્યા, કૃષ્ણ કંથ સંગે બેઠાં ભાયગધન્યા.
શું વખાણું વદન સતભામાનું રૂપ, ઉપમા દેવા નહિ કોઈ એહેવી અનુપ;
કોટી વિશ્વતણું એ સુંદરતાનું પાત્ર, ચંપક વરણું છે તન જાણે કુંદનગાત્ર.
અતિ લાંબી છે વેણુ સચીકણ કાળી, વાસુકી આદિ મણિધર નાખૂંરે વાળી;

તેશું ગોફણે ચારૂ ઘુઘરડીરે ઘમકે, મોહ પામે મોટા મુનિવરનું મન ચમકે.
શીશફૂલ સિંથામધ્યે સિંદુર શોભે, દામણી ચોહોણું ભાળે સુમન લોભે;
વાંકી ભૃકુટી ધનુષાકાર સોહિયે, અણીયાળાં લોચન હરિનું મન મોહિયે.
તેહની ચંચળતા ખંજન મીનથી ઝાઝી, નેત્ર નિરખીને કમળ કુરંગ રહ્યાં લાજી;
નાસિકા શુકચંચુ સરખી રસાળી, તે પર શોભે મુક્તાભરી જે ઉમણુ વાળી.
જુગલ શ્રવણે ઝાલ મણિની રે ચળકે, તેની ઉપર ઝૂમ પાનડીઓ ઝળકે;
મુખડું જાણે શરદ પુનમનો ચંદ, અધર ઉપર મોહોણું તે માન્ય દેવેંદ.
ચિબુક ત્રાજુડે ચિત્ત ચળે મુનિરાય, મંદ હાસ્ય કરે મોટા યોગી લોભાય;
રાતે રંગે રાજે દાડમ બીજશા દંત, તુસી તનમનીયું ચારૂ ચોરે ચંત.
ચંપકળી ચીનમાળા અરીશો માદળિયાં, મુક્તામાળ ઓપે ઉર સોના સાંકળિયાં.
નાજુક હસ્તમાં શોભે સુવર્ણ મઢયો ચૂડો, મનઘટ જવ ને બાજોઠે દીસે કર રૂડો.
કંકણ ચૂડી કનક વાંકાં વાંકડવેલાં, હેમમાંહે તે આભ્રણ અતિ શોભેલા;
કેસરીના સરખી કન્યાનીરે કટી, કટીમેખળા શોભે હીરાનીરે જટી.
અણુવટ વિછુવા તે ચારૂરે ઠમકે, નેપૂરકેરી ઘચુંમલ ઘુઘરી ઘમકે;

પગની પાનીસુધી પહેર્યું પાનેતર સારૂં, ભગની લુણ ઓવારે
શોભા સહુ ચારૂ.
અંગેઅંગ મધુરતાનો પાર નથીરે, ન કહે કોઇ નખ શિખ
શોભા કથીરે;
કવિ કહે શું કહું મુજમાં મતિ થોડી, સત્યભામા શ્રીકૃષ્ણ ભલે
મળી જોડી.

વલણ

જોડું ભાવે જકતને વળી, સહુકો દે આશીશરે;
ચિરંજીવ સદા સુખી રહોરે, સજોડે જુગદીશરે. ૧૭

ધોળ

શુકજી કહે સૂણ રાયરે, લગન શી રીતે થાયરે,
દૂધે ધોયા પાય, બે વર કન્યા તણારે. ૧
સ્વસ્તિવાચન કીધૂં રે, અંતરપટ દીધું રે.
સરવે કારજ સીધ્યૂં, કાંઇ ન રહી મણારે. ૨
મંગલગાનજ ગાતાંરે; મંગળાષ્ટક ભણાતાંરે.
લગનઘડી ત્યાં શુભ, હસ્તમેળાપક થયારે. ૩
પિતા સત્રાંજીતેરે, વેદ શાસ્ત્રની રીતેરે;
કન્યાદાન દીધું, તનતાપ ગયારે. ૪
અંતરપટ પાછું લીધુંરે, નેત્રે કાજળ કીધુંરે;
પાલવગાંઠણુ કીધું, કાળી કંઠી ધરીરે. ૫
તંબોળ ચરવણુ કરિયાંરે, મંગળ ફેરા ફરિયારે;
સરવે કારજ સરિયાં, વર પામ્યા હરિરે. ૬
ઊઠ્યાં બેહુ પરણીરે, શોભા ન જાય વરણીરે;
કોણ જન્મની કરણી તે, આવી ફળીરે. ૭

ચાર ચતુરા બોલાવીરે, હરખ ધરીને આવીરે;
જુગતે જોડું વધાવીને, પાછી ફરીરે. ૮
પેઠાં મંદિરમાંહેરે, નામિયાં ગોત્રજ જાંહેરે;
વૃદ્ધ હુતા તે સહુ નીરખી તે, દુઃખ વામિયારે ૯
વર કન્યા સજોડે સહુરે, જાંનીવાસે આવ્યારે;
વામાએ વધાવ્યાં, લાડકડી પીહેર પોતિયાંરે. ૧૦
વેહેવાણ વેહેવાણો મળીરે,હળિમળી સોહેલાં લીધાંરે;
કંકુએ પીળ્યા કપોળ, વીનોદશુંરે. ૧૧
ત્રણ દિવસ મન ભાવ્યાંરે, ભોજન કરાવ્યારે;
જે કો જાન અવાસ ઉતરે, પ્રમોદશુંરે. ૧૨
મુહૂર્ત્ત જોઈ શુભ સારરે, વર કન્યા ભુકતે કંસારરે;
હરખ ત્યાંહાં થયો, અપાર છેરે. ૧૩
પીરસે સાસુજીરે, સતભામા કરેરે;
કોળિયો લઈ, કંથને જમાડેછેરે. ૧૪
હરિ હઠ કરી પાછી લઈને, આરોગ્યા પ્રભુરે;
હરિ જમાડે હરિવદનીરે, જમે નહીં હઠ લઇ બેઠારે.
ચોયણું અરીસો લેઈ, પોતે ત્યાં આરોગીયાંરે. ૧૫
દંપતી મુખડું ધોતાંરે, સાસુપાલવ લ્હોતારે;
તાંબુલ ચાવે જોતાં, બે સંજોગીયાંરે. ૧૬
તે ચાવી તંબોળરે, રંગ છાંટે રાતો ચોળરે;
પરસ્પર કલ્લોલ, રંગ ભીંજીયારે, ૧૭
પરસ્પર પીક છાટેરે, રંગ રાતો ચોળરે;
પીતાંબર પાનેતર બંધે, રંગે ભીંજીયાંરે. ૧૮
બંન્યો રૂપે સરખારે, સૌજન દેખી હરખ્યારે;

તેહ સમે કો નિરખ્યાંરે, ભાળ્યાં ભાગ્ય તેહનારે. ૧૯
સંગાં સંબંધી ઠરતાંરે, ચાંલ્લો સૌકો કરતાંરે;
કર મુદ્રાઓ ધરતાં, બેઉને સગપણ રીતેરે. ૨૦
ભગીનીના ન હોયરે, કાકા મામા સોયેરે;
મળ્યા વિવેક જોઈ, વાસુદેવ સત્રાજીતેરે. ૨૧
પરણી ઉઠ્યાં જ્યારેરે, મળીયાં સૌને ત્યારેરે;
કીધો વિવેક વધારે, વેવાઈ સત્રાજીતેરે. ૨૨
સત્રાજીત વસુદેવરે, મળીને બેઠા સંગેરે;
નિર્વિઘ્ને વિવાહ થયો, રહ્યો સૌનો રંગેરે. ૨૩

વલણ

સત્રાજીત વસુદેવ પ્રત્યે, બોલ્યા વિનય વચંનરે.
ગૌરવ ભોજનનું નિમંત્રણ છે, સહિત સર્વ સ્વજંનરે. ૨૪
હેવું સુણી વસુદેવ વદિયા, ઘણી રૂડી વાતરે;
તમો શિઘ્રે કરો મન મનોરથ, જશ વાધે વિખ્યાતરે. ૨૫

ગૌરવનું ધોળ

સદન સત્રાજીતને સોહેલોરે, શુભગ ગૌરવ નોતર્યું ઘેર;
વિનય વિવેકે કહાવ્યું વસુદેવનેરે, આજ કરજો અમ પર મેહેર.
સદન ટેક.
આદ્ય શ્રીકૃષ્ણ સહોદર સાથશુંરે, સખા સહૃદ્ કુટુંબ પરિવાર;
બ્રાહ્મણુ પડોશી સ્નેહી સંગે લાવજોરે, સંબંધી આદે સરવે
વ્હેવાર. સદન ૧
તે સહુ સમેત સુખથી પધારવૂરે, પાવન કરવા અમારૂં ધામ;
વિપ્રની સાથે નિમંત્રણ એમ કહાવિયૂંરે, વ્હેવાઇયે કરીને
પરણામ. સદન ૨

વાજંતે ગાજંતે વસુદેવ સંચર્યારે, પ્રભુ આવ્યે લેઈ સહુ સાથ;
આદર સહિત ઉઠીને આસન આપીયાંરે, સત્રાજીતે જોડી
જુગ હાથ સદન. ૩
મંજન અર્થે તાતાં જળ સર્વનેરે, સમોવણુ બીજાં શીતળ નીર;
અંગફુલેલ મર્દન પરિકર કરેરે, નાહ્યા પ્રથમ તો શ્રી જદુવીર.સ૦ ૪
કરી અંગવસ્ત્ર અનુપમ અંગ શુંરે, પીતાંબર પેહેર્યું દેવ મોરાર;
કેસરી તિલક કીધું ભાલે શોભતુંરે, છબી ઉપર જાઉં બલિહાર.
સદન. ૫
એ જ રીતે સ્નાન કીધાં સૌ જણેરે, બેઠા પંગતે શોભા અપાર;
વસ્તુ સુખાસન માડયૂં મધ્ય હારમારે, બિરાજ્યા વસુદેવ
કુમાર. સદન. ૬
આસપાસ બેઠી જાન જાદવતણીરે, બિરાજ્યા વચમાં યાદવેંદ્ર;
તે સમે શ્રીકૃષ્ણ એ વિધે શોભતારે; જેમ તારામંડળ મધ્યે
ચંદ્ર સદન ૭
નખ શિખ આભ્રણ હરી આપે સર્વનેરે, શોભા શી કહું છે
નહિ પાર;
ઉગ્રસેનાદિક સર્વ બેઠું સુખમાંરે, વિવેકે જેને જ્યમ અધિકાર.
સદન. ૮
એજ રીતે બેઠું મંડળ મહિલા તણુંરે, વસ્ત્રાભૂષણ ઝાકઝમાળ;
સાંતરૂં થઇને ભોજને બેઠું સહૂરે, સ્ત્રી પુરૂષ વૃદ્ધ યૌવન
બાળ. સદન. ૯
ચોકી ચારૂ એક શ્રીવરરાજનેરે, પ્રીતે મુકયા છે પ્રીસણહાર;
કનકનો થાળ મોટો મણિએ જડ્યોરે, તેહેની સંગે વાટકડા
બેચાર સદન. ૧૦

થાળમાં જડિત્ર વાડકી કંચનતણીરે,ચમચા છે ચામીકર કેરા ચાર
ગોમતીજળ ભર્યું પાત્ર સોહામણુંરે, પાસે મૂક્યું છે દેવ મોરાર. સદન ૧૧
એમ સર્વને કચોલાં ને થાળિયોરે, જ્યાંહાં જોઈયે ત્યાં હેમનું હેમ;
પીરસણુ ચાલ્યુ હાવાં શાક પાકનુરે, કંઈ એક વરણવું તે ધરી પ્રેમ. સદન. ૧૨
પ્રથમ તો પરવળ ગલકાં ને તુરીયાંરે કારેલાં કંટોલાં ને વ ત્યાક;
વાલોળ પાપડી લીલવા તમતમારે, આંબુવાનું અનોપમ શાક સદન. ૧૩
સકરકોહોળામાં સીંગ ગવારનીરે, ચીભડાં ને ચોળાફળી સાર;
કાચાં કેળાં બિંબફળ ને ભીંડાં ભલારે, દુધીયાં તળ્યાં દેઈ વધાર સદન. ૧૪
મેથી તાંદળજાંની ભાજી ભલી બનીરે,સુવા લુણીનો સ્વાદ અનુપ;
હિંગ હળધર મરી મેહેલીને તે તળ્યારે, કાંઈ એક શાકમાં આજ્યું છે તુપ. સદન. ૧૫
પંડોળાં પીરસ્યાં ભુરૂ કોળું કાંથલેરે, ખાટું કીધું છે વડીઓનું શાક;
ભરત વઘાર્યું મસાલો ભેળી કરીરે, તીખાં રાયતાં તો ટાળે ધાક. સદન. ૧૬
વાલ વટાણા ચોળા હિંગ તેલમાંરે,કીધાં ભજીયાં ભુંજાણાં અનેક;
મેળી મેળવણી તળ્યાં સુંદર શાણગારે, ચારૂ ચટણીમાં અત્ય વિવેક. સદન. ૧૭
વેસણુ ભેળી તળ્યાં પત્રવેલીયારે, તીખાં તમતમા તે ઘણાં સાર;

દાળ સણુંગની અંકુરી અનુપ છેરે, વસ્તુ ખાતી તીખી
કોઈ ખાર. સદન. ૧૮
સુંદર પાપડ પીરસ્યા સોહામણારે, દીસે પુનમ ચંદ્ર આકાર;
લાલ ચબકસી કોઠીમડાં કાચલીરે, શું શું કહું વિધિ કીધી
અપાર. સદન. ૧૯
બોળકેરી ને કાકડ કેરાં કરમદાંરે, ગ માબો ને રાયતી
ચીરી ચાર;
મેથીયાં લીંબુ પીળાં ખાસાં ખારિયાંરે, હળધર આદુ
આદાબીલ સાર. સદન ૨૦
ખાજાં છે તાજાં જલેબી જોઇયે બણીરે, ગળ્યાં ઘેબર છે
ઘણાં સ્વાદ;
મોહનથાળ મોદક છે મોતી ચૂરનારે, સેવૈયાનો કોણ કરે
વાદ. સદન. ૨૧
લાખણસાઈ લાડુ ખુરમા ખરારે, દીઠે દહીથરાં પામીયે રીઝ;
મગજ ઘસાંદળ મગદળ મસમસેરે, લાડુ ચારૂ ચારોળીનાં
બીજ. સદન. ૨૨
ખડમંડાં ખાસાં કેસરિયાં બાબર બણ્યારે, ઉપરેઠા અનોપમ
વસ્ત;
ઈંદ્રસાલ અમૃતપાક તવા પુરીરે, કર્પુર નાડી મેહેલી કોમળ
મસ્ત સદન ૨૩
માંઠ મઠડી ઠોર મનોહર લાડુવારે, મેવાની છુટી બુંદી છે સાર;
ચંદ્રકળા સુતરફેણી સોહામણીરે, સક્કરપારાનો સ્વાદ અપાર.
સદન. ૨૪
પેંડા બરફી રસણુરાં ને ખુરમારે, ગુંજાપુરી કચોરી છે સારઃ

બ્હેકે બિરંજ મલાઈ શ્રીખંડ છે રે, દૂધપાક બાસુદી
કંસાર. સદન. ૨૫
સેવ શીરો સુવાળી ને ચૂરમૂરે, વડાં વેડમી ને રસપોળી;
ઓરમું લેહેંચી રાયણ રાતી રસભરીરે, પીરસે સાકર ઘૃત
માંહેજ બોળી. સદન. ૨૬
કીધી કોમળ ત્રિધારી ગોળપાપડીરે, માલપુવા ને પુડા વિશાળ;
પયને પહુંવા માહે ખાંડ છે બોળલેરે, છે સંજા બહુ સુંદર
રસાળ સદન. ૨૭
દૂધ કઢ્યાં માંહે સાકર મેળીનેરે, કેસર કસ્તુરી બેહેક બરાસ;
સર્વે સામગ્રી ઇત્યાદિક તે અતિ ઘણીરે, તેની દેદશ ફેલી
છે સુવાસ સદન ૨૮
પાકાં કેળાં સોનેરી સુંદર રસ ભર્યા રે, માંહે સાકર ઘૃત ભરપુર;
મેંદાની પૂરી તે સંગે સોહામણીરે, ગુંદરપાક થપડીને
મ્હેસુર. સદન. ૨૯
મધુ મેવા પકવાન્ન મીઠાઈનારે કાંઈ ગણાતાં ન આવે પાર;
ખટરસ ભોજન હું વર્ણવી શું શકુંરે, સરવે વસ્તુમાં સ્વાદ
અપાર. સદન. ૩૦
સુંદર પિરસ્યા છે કૂર કમોદનારે, પીળી કદઅક દાળ તે માંહ્ય
ગૌરીનાં ઘૃત તાવેલાં છે તર્તનાંરે, હેવો સ્વાદ મળે નહીં
ક્યાંહ. સદન. ૩૧
કીધી કઢી વડીની તીખી તમતમીરે, પીતાં પ્યારી ટળે
નહીં આશ;
લવણ જીરૂ ભેળ્યું દહીં છે ખટુમડુંરે, વાળ્યો આંક વધારેલી
[illegible] સદન.

હાંસી કુતુહલ કોટી કૌતુક કરેરે,સામાસામી સબંધી વેહેવાઈ,
આનંદહેલી થઈ રહી તે સ્થળેરે, શોભા સરવે શકું કયમ
ગાઈ. સદન ૩૩

એ વિધિ આરોગી ઉઠ્યા શ્રીહરિરે, શુદ્ધ આચમન કીધુ
હસ્ત પખાળી

બીડી તંબોળ આરોગ્યા અભિનવીરે, રસિયાજીતે અતીશે
રસાળી સદન ૩૪

પાન પુગીફળ લવિંગને એળચીરે, મૃગમદ ને ચૂનો ખેરસાર,
કર્પૂર તજ તમાલપત્ર જાવત્રી છે રે, જાયફળ આદે વસ્તુ
અપાર સદન ૩૫

એ વિધિ એમ સંતોખિયા શ્રીહરિરે, સત્રાજીત નમ્યારે
પ્રભુજીને પાય,

પ્રસન્ન થઇ સહુ સંગે પધારિયારે, નિજ મંદિર શ્રીયદુરાય
સદન ૩૬

ગૌરવ ભોજન એ શ્રીકૃષ્ણનુરે, જે કો શીખે સંભળે ને ગાય,
કહે દયોદાસ શ્રી વલ્લભદેવનોરે, તેના મૌકારજ સિદ્ધ
થાય સદન ૩૭

વલણ

સત્રાજીત વસુદેવ તે, મળી બેઠા સંગરે,
નિર્વિઘ્ને વેહેવા મળ્યો ને, રહ્યો બેહુનો રંગરે ૩૮
હાવા કરવી રહી પેહેરામણી, તે આજ છે અનુકૂળરે,
વસુદેવજી કેહે ઘણું સારૂં, આનંદ હોય અતુલરે ૩૯

જેકો શીખે સાંભળે વેહેવા, પામે મનકામનારુપી મેવા;
નદી નર્મદા ત્રટ એક ગામ, ચારૂ ચંડિકાગ્રામ છે નામ. ૨૩
નાગર સાઠોદરા બ્રાહ્મણ ભક્ત, શ્રીવલ્લભપદકમળ આસકત;
હરિજન દયાશંકર નામ, તેણે વેહેવા ગાયો સતભામ;
શ્રોતા વકતા સરવે જન સારા, જેશ્રીકૃષ્ણ સર્વેને અમારા. ૨૪

વલણ

જય શ્રીકૃષ્ણ સરવે કહો, થયો સંપૂર્ણ વેહેવા રે;
નિર્મળ યશ શ્રીનાથના, જન દયાશંકર ગાયરે.



# શ્રીનાગ્નજિતી વિવાહ

## મીઠું ૧ લું.

પ્રથમ શ્રી વલ્લભ કુળ પરણ્યું પ્રેમે, રાધારમણ નિશદિન રમું રે;
શ્રીનાગ્નજિતી વિવા વિસ્તારે, પદબંધ કરતાં પ્રભુને નમું રે. ૧
શ્રીભાગવત દશમસ્કંધ મધ્યે, અઠ્ઠાવનમો અધ્યાં ભલોરે;
શુકજી કહે સુણો પરીક્ષિત રાજા.નાગ્નજિતીનો હાથેવાળો મળ્યો રે. ૨
કોશલ દેશ વિષે વસતો નૃપ, નગ્નજિત નામે સહી રે;
મહા તપસ્વી હરિજન રાજા, કીર્તિ શેષે ન જાય કહી રે. ૩
તે રાજાને એક જ પુત્રી, સત્યા નામે સોહામણીરે;
નાગ્નજિતી એવું નામ છે બીજું, શોભા શી વર્ણું તે તણીરે ૪

સરસ્વતી વાસ વસી રહી આવી, જીભને અગ્રે જાણીએ રે;
લક્ષ્મી કરતા રૂપ શત ગણું સારૂ ઉપમાએ કોણ વખાણીએરે ૫
હારે લાવણ્યતાએ શચિ લલના, શાંતિમાં સાવિત્રી જેહ રે;
એક નિષ્ઠામાં પાર્વતીજી હારે, સર્વ શિરોમણી નિ:સંદેહ રે ૬
બાળપણમા બળપ્રદ રાજા, બાળાની ઇચ્છા ધરે ઘણી રે;
રૂપવતા રમ માહી ડુબ્યા, ધનવંતા કે' શિરોમણી રે. ૭
રાજાનું ઘર તોડી પાડે, પરણાવિયે નૃપ બાળકી રે;
કોઈનું કે'ણ રાજા નવ માને, સુણી પ્રભુ પ્રગટ્યાની વકી રે. ૮
રાણીઓ સાથે રાયે વિચાર્યું, પુત્રી પ્રભુને આપવા રે;
બીજાને ના નવ કહેવુ પડે તેમ, જુક્તિ કરી જોર માપવારે ૯
સાત બળદ બાળાને કાગ્ણ, રાયે તૈયાર કરાવિયા રે;
તે તીક્ષ્ણ શૃંગવાળા ભયકારી, જોઈ રાયને ભાવિયા રે ૧૦
પરાભવ શકથી નવ થાયે, હર વરૂણ હારે જોઇને રે;
ખળ પુરૂષને ખાંતેથી મારે, ન શરની સાચવે ગોઇને રે. ૧૧
પુરૂષ પ્રાણીનો ગંધ ગ્રહે નહિ, એવા મદમાતા થયા રે;
તદા નૃપતિએ પત્ર પઠાવ્યા, દૂત લઈ લઇને ગયા રે. ૧૨
સાત સાંઢ જે નાથે નરપત, એકી કાળે આવીને રે;
તે કન્યા મહારાને પરણે, મુજને સુખ ઉપજાવીને રે. ૧૩
જે નહિ સાત સાંઢને નાથે, તેને ન કન્યા આપિયે રે,
જે નાથે તે કન્યા લઈ જાયે અમો કુળ કીરતિ નહિ માપિયે રે. ૧૪
એક જણે નાથવા અહીં આવી, બીજાનુ બળ તો ચાલે નહિ રે,
જે નાથે તે પરણે કન્યાને, પૂજ્ય થાય મારો સહી રે ૧૫

૬ લાવણ્યતા–સુંદરતા. શચિ–ઇંદ્રાણી લલના સ્ત્રી. ૭ બળપ્રદ—બળ આપનારા અર્થાત્ બળવાન.

દૂત પત્ર લઈ દેશ વિદેશે, રાય આજ્ઞાથી ચાલિયા રે;
જે પત્ર વાંચે તે જાય પે'લા. સમાચાર સુણી મન મા'લિયા રે. ૧૬
મહાપરાક્રમીને કરૂં પૂરો, તો સાત સાંઢનું શું ગજું રે;
એમ અહંકાર કરતા હીંડ્યા બળી મહાબળી થયા રજુ રે. ૧૭
નાગ્નજિતીએ વારતા જાણી જે. પિતાએ સ્વયંવર માંડિયો રે;
રૂપનો આનંદ મનમાં હતો તે, સત્યા રાણીએ છાંડિયો રે. ૧૮
જો રૂપ સુજને વિધાતાએ આપ્યું,તો નર્મીબ શેં નવ આપિયું રે;
રમાપતિ સાથે રમણજ કરવા, શું વિધિએ ના થાપિયું રે ૧૯
સાત સાંઢને નાથવા તેમાં, શી મોટી છે વારતા રે;
કોઈ બળવાન પ્રતિજ્ઞા પાળે, છે પિતાજી ગુણ ટાળતા રે. ૨૦
એમ નિશ્વાસ નાખીને બાળી, દેવીને દે'રે ગઈ રે;
ષોડશ પ્રકારે પૂજા કરીને, હાથ જોડી ઉભી રહી રે ૨૧
જો માતાજી મનોરથ પૂરો, તો પુરુષોત્તમ પરણાવિયે રે;
પારખું આજ જણાવો પ્રૌઢું, તો દેવી પ્રાણ બચાવિયે રે. ૨૨
એમ કહીને કટારડી કાઢી, મારે ઉદર મોઝાર રે;
દેવીએ આવીને હાથ જ ઝાલ્યો, ગળશે તુને મોરાર રે. ૨૩
તારા પિતાને પૂછજે પ્રીતે, ગુપ્ત રહસ્ય તે દાખશે રે;
તે હરિજનને છે હરિ વા'લા, સત્યારથ તે ભાખશે રે. ૨૪
એમ વદી શિર હાથ જ ધરીને, દેવી ગયાં દેવલોકમાં રે;
નાગ્નજિતી મહામગ્ન થઈ ચાલી, સ્વય પિતાના ઓકમાં રે. ૨૫
જઇ પિતાશ્રીને પરણમિયાં, હસ્ત જોડી ઉભાં રહ્યાં રે;
પવિત્ર પુત્રી જોઇ પિતાએ, વેણ મધુરાં શાં કહ્યાં રે. ૨૬

૨૫ ઓકમાં–ઘરમાં.

તે વર્ણવું કહે શુકદેવ ઋષિ, રાય પરીક્ષિત સાંભળો રે;
નગ્નજિત કહે પુત્રી મારી, સુવર્યો સ્વયંવર તેં મળ્યો રે ૨૭
પુત્રી મન અંદેશાઈને બોલી, હરિવર વર ચિત્તે ધરૂં રે;
જો બીજો એ પ્રતિજ્ઞા પાળે, કાંઇ ભક્ષણ કરી મરૂં રે. ૨૮
ત્યારે રાજા એણી પેર બોલ્યા, હરિ મનોરથ પૂરશે રે;
સાતશ સાંઢ કર્યા તે કાજે, શૂરા શિરોમણિ શૂરશે રે ૨૯
અસ્ત્રવિદ્યા શસ્ત્રવિદ્યા શીખ્યા, પણ કોઇએ ગો ચારી નહિ રે;
સાંઢ નાથવે શામળો સાચો, નિશ્ચે અમે કરિયું સહી રે ૩૦
જો બીજો એ પ્રતિજ્ઞા પાળે, તો થાય પૂજ્ય તે માહરો રે;
હરિ વિણ પૂજ્ય પૂજ્યું નહિ બીજો, પુત્રી પિતા હું તાહરો રે ૩૧
આપણા મનમાં ચિંતા શાની, ચતુર્ભુજ જઇને ભજો રે;
એક નિષ્ઠાએ નારાયણ મળશે, સત્ય સજાઈ સારી સજો રે. ૩૨
એમ કહી પુત્રી સમજાવી, એવે સુણ્યું શિશુપાળ આવિયો રે,
ઉતારા રાયે મનહર આપ્યા, હરિઅરિ મનમા ન ભાવિયો રે ૩૩
શિશુપાળ કહે રાય સાંઢજ નાથું, કન્યા આપો પણ પાળીને રે;
મોટા મેદાનમા સાંઢજ મુકયા, શિશુપાળ ગયો ફેંટવાળીને રે ૩૪
એક પછી એક ઝાલું હુ જઇને, એમ મને વિચારિયુ રે,
નાગ્નજિતી મનમા દુઃખ ધરતી, એવે દેવીનુ વેણ સભારિયું રે. ૩૫
પુરૂષ શરીરનો વાસજ આવ્યો, સાંઢ કિકિયારી કરી ધશ્યા રે;
એકને ઝાલતા મારતા બે મળી, તે લહી ભય મનમાં વશ્યા રે. ૩૬
મારશે એમ થયો મન નિશ્ચે, રાય નાશી આવ્યો બારણે રે;
ગોપ જેવું કારજ કોણ સાધે, અમો તજુ નીચત્વ કારણે રે. ૩૭

૨૯ સાતશ–તૈયાર. ૩૦ ગો–ગાય

રાયને તિરસ્કાર કરી ગયો, નીચે મોઢે મતિમૂઢશો રે;
તે પછી જરાસંધ આવ્યો, મહાબળ પ્રાક્રમ ગતિગૂઢશો રે. ૩૮
તેણે વળી ત્રણ ચારજ પકડ્યા, સાંઢ સલક્ષણા સાચવી રે;
ત્રણ રહ્યા તેણે શૃંગે માર્યો, તેણે કંપ્યો કાયે રાજવી રે ૩૯

વલણ

રાજવી કંપ્યો ઘણું રે, જરાસંધ મહાશૂર;
રાય મુજશું યુદ્ધ કીજે, વ્યર્થ કરી પ્રતિજ્ઞા પૂર.
રાય થઇ ગોવાળનું કૃત્ય, વશ્યું મનમાં મૂઢ;
દયાશંકર વરણવે રે, કરે સા'ય ગરૂડારૂઢ

## મીઠું ૨ જું

શુકદેવજી પછે બોલિયા, સુણ્ય તું રાય જી રે;
મગધપતિને ચઢિયો કોપ, કંપે છે કાય જી રે. ૧
નગ્નજિતે કર્યું સમાધાન, કોપ કશો કરો રે;
જેવી વસી ઇચ્છા મન માંય, સ્વયંવર મેં ભર્યો રે. ૨
ન્યાયી થઇ અન્યાયી થાવ, એતે રીત કયાં તણી રે;
ધનુષ્ય ભાંગે તે વરે કન્યાય, કથા તમે સુણી રે. ૩
મત્સ્યવેધ માંડ્યો દ્રુપદરાય, સુણયો માગધપતિ રે;
સાંઢ સા'તાં શી આવે લાજ, કશી કૂડી ગતિ રે. ૪
બળ પરાક્રમ વસિયુ અપાર, અમને શું દ્દાખવો રે;
કૃષ્ણ જાદવથી હાર્યો રાય, રહ્યો સ્વાદ શું ચાખવો રે ૫
જો લઢવા આવ્યા ભૂપાળ, કરૂં સેન સાંતરૂં રે;
નહિ તેજમાં દ્દણાય કોઈ, મંડળિક નોતરૂં રે. ૬

એમ કરી વાદ વિવાદ, જરાસધ કાઢિયો રે;
એવે આવ્યો દુર્યોધન, અકલ ઉજાડિયો રે. ૭
સાથે કર્ણ દુઃશાસન જાણ, શકુનિ આવિયો રે;
એ અક્ષૌહિણી સૈન્ય, સંગે લાવિયો રે. ૮
ગયો સામો કોશલ ભૂપ. પૂજાપો લેઈને રે;
અર્ધ્યપાદ્ય આપી પરમાણ, રહ્યો સુખ દેઇને રે ૯
આપ્યા ઉતારા અપાર, નૃપતિ ઉતર્યો રે;
એવે વિપ્રે આવી જાણ પણ વિદિત કર્યો રે. ૧૦
સાઢ સાત નાથે એકી વાર, તે કન્યા વરે રે;
બીજા જાયે ચાલી ઘેર અર્થ કાંઈ નવ સરે રે. ૧૧
દુર્યોધન કહે કર્ણ મિત્ર, ચાલો ત્યાં જોઇએ રે;
પ્રથમ નાથો તમે જઈ નાથ, સંશય ખોઇએ રે. ૧૨
ગયા ચારે ચતુર સુજાણ, જોવા મળી મેદિની રે;
સુણી કર્ણ આવ્યાની વાત, સત્યા અતિ બીની રે. ૧૩
અહો ત્રિભુવન નાથ, પણ મુજ પાળિયે રે;
આવ્યું કર્ણ રૂપી વિઘન, હરિવર ટાળીયે રે. ૧૪
જો આપ્યું દેવી વરદાન, તો દુષ્ટ નિર્બળ કરો રે;
એમ સ્તુતિ કરે અપાર, હરિ આવી કર ધરો રે. ૧૫
પછે મહા વનમા છૂટા સાઢ, રાયે મૂકાવિયારે,
કાછ કછી દાનેશ્વરી કર્ણ, સમુન્ખ ઢુંકિયા રે. ૧૬
કરી ખોંખારો તેડ્યા સાંઢ, દોડી આવ્યા દોટમાં રે;
મહા સમર્થ કર્ણ ભૂપાળ, ચૂકવે છે ચોટમાં રે ૧૭

૧૦ પણ—નિયમ—પ્રતિજ્ઞા.

લાગ જોઈ ધર્યા પંચ સાંઢ, એવે બે આવિયા રે;
તેણે માર્યો મોકમ માર, શૂર તજાવિયા રે. ૧૮
છૂટ્યા કરમા ઝાલ્યા પાંચ, કે નૃપતિ નાસતો રે;
હરશ્યા જોનાર ઉભાં જેહ, ન જાય કોઈ પાસ તો રે. ૧૯
ગયો શકુનિ સાચવી દૃષ્ટ, આવ્યા સાંઢ મારવા રે;
નાઠો રણમાંથી તેણી વાર, ધરે ન ધ્યાન ધારવા રે. ૨૦
એમ દુઃશાસનની પેર, લહી છે સહુ જને રે;
મૂક્યો દુર્યોધને ગર્વ, મોટાઈ ધરી મને રે. ૨૧
કહ્યાં રાયને કઠણ વચન, પછે ત્યાંથી ચાલિયા રે;
એવે આવ્યો શલ્ય ભૂપાળ, મહાજન માંલિયા રે. ૨૨
કર્યું પૂજાદિક સનમાન, નૃપે સામા જઈ રે;
બલિવર્દ નાથવા કાજ, તેની ઇચ્છા થઈ રે. ૨૩
મૂકી શસ્ત્ર અસ્ત્ર શલ્ય ભૂપ. જઇ ઉભો વનમાં રે;
જોઇ રૂપ રીઝિયા દેવ, વાત વધી જનમાં રે. ૨૪
શકે નાથે બળદ આ સાત, નહિ સંશય કશ્યો રે;
મહામલ્લ મનોહર દેહ, દીસે કશ્યો રશ્યો રે ૨૫
એવે ધાઈ આવ્યા સાત સાંઢ, ગર્જના ગાઢી કરી રે;
ધર્યા એક બે જઈ ભૂપાળ, જાણે કન્યા વરી રે. ૨૬
મારે બીજા સાંઢ બહુ માર, તેથી રાય કંપિયો રે;
છાનોમાનો નાશી ગયો તેહ, જરા નહિ જંપિયો રે. ૨૭
અનુશાલ્વ આવ્યો એ પેર, મહાબળ સાધતો રે;
જોઈ જુક્તિ નાઠો તેહ, ભણી ઘણા બાધ તો રે. ૨૮

---

૨૩ બલિવર્દ–બળદ.
૨૮ ભણી ૪૦—સાંઢ નાથવામાં ઘણા બાધ છે એમ કહીને.

દંતવક્ર આવ્યો સેન સાથ, અપમાન પામિયો રે,
સંજય સાથ બીજા ભૂપાળ તાલ ન જામિયો રે ૨૯
એમ એક પછી આવે એક, કોઈ નવ પો'ચતુ રે,
કરે રાય ન મન વિચાર, થશે હવે કો છતુ રે, ૩૦
તેણે ધાર્યો ત્રિભુવન ભૂપ, તે વેગે આવશે રે,
તે વિના નહિ કોઈ રાય, મુજ મન ભાવશે રે ૩૧
ગઇ પાંડવપુરમાં વાત સ્વયંવરની ભલી રે,
યુધિષ્ઠિરે કર્યો છે નકાર, ભીમાદિ રહ્યા બળી રે, ૩૨
એવે થયું દ્વારકા માહે જાણ, અર્જુન ત્યાં હતા રે,
તેણે કૃષ્ણને કહ્યું એમ, ચાલો થઈએ છતા રે ૩૩
કૃષ્ણ કહે મોટી શી વાત, શાઢ જઈ નાથવા રે,
એવે સૂણ્યા પરાજિત ભૂપ, સફળ કોઈ ના હવા રે ૩૪
કર્ણ જરાસંધ સમેત, હારી પાછા વળ્યા રે,
કરવો આખર ધાર્યો અન્યાય સહુ ટોળે મળ્યા રે ૩૫
પાર્થ પ્રભુશું ભાખ્યા એમ, ચાલો જઈ જીતિયે રે,
જાદવપતિ કે' કરી એમ, ભરાવું શે ભીતિયે રે ૩૬
એવે આવ્યા ત્યાં બળરામ, શ્યામને કે' સંચરો રે,
નાથો સાઢ નાથ્યા ઘણી વાર, કારજ નૃપનું કરો રે ૩૭
કૃષ્ણ કહે કરૂં જાવા વિચાર, જોઉં આજ્ઞા વાટડી રે,
શુકદેવ કે' સુણો રાય, કહું કન્યાની વાતડી રે ૩૮
ઘણા આવી ગયા નરેશ, કૃષ્ણ ન આવિયા રે,
તેથી પ્રગટ્યું મનમાં દુઃખ, સમાચાર કા'વિયા રે ૩૯

વલણ

સમાચાર સેવક સાથે કા'વ્યા રે, પત્ર આપ્યો એક પાણ;
જઈ કહો મારા નાથને રે, કરો વિગત અત્રની જાણ. ૪૦
જો નહિ આવો જદુપતિ રે, તો તજવા મારે પ્રાણ;
દયાના પ્રીતમનો પત્ર લઈ એ આવ્યો દૂત ચતુર સુજાણ. ૪૧

## મીઠું ૩ જું

શુકદેવ કહે સુણો રાય રે;
કહું પત્ર તણો હું મહિમાય રે ૧
લખે છે નાગ્નજિતી કન્યા રે;
હરિવર છો જગતના જન્યા રે. ૨
સ્વસ્તિ શ્રી દ્વારામતી નાયક રે;
રાજ રાજેશ્વર મહાલાયક રે. ૩
છો સમર્થ ચતુર શિરોમણિ રે;
ભુવનપતિ અનાથપતિ શોભા ઘણી રે. ૪
કોશલ દેશથી લખિતંગ કિંકરી રે;
તમ પદરજ વાંછવા દેહડી ધરી રે. ૫
પ્રાણપતિ લખાએ કયમ હરિ રે;
માનો મનગમતું રાજ હું મનથી વરી રે. ૬
અભિવંદન મારૂં મનમાં દેવ લાવજો રે;
હરિ વે'લા વે'લા અહીં તમે આવજો રે. ૭
જત અત્ર રાખી તેમ હું રહી રે;
આવી કુશળતા જુઓ શ્યામ તમે સહી રે. ૮
અપરંચ એ જ છે લખ્યા કારણ રે;
લખું ગુણનિધિમાં શુંય નહિ કંઈ વારણ રે. ૯

મુજ ચિત્ત ચોટ્યું તમમા હરિ રે,
મનસાસિદ્ધે જાણું હું તમને વરી રે. ૧૦
કુળવંત કન્યાને નવ ઘટે કહો કથજી રે;
આણ્રિય નિહાળું છું હ્રુય તમારો પથજી રે. ૧૧
હરિ રૂકિમણી જઈ જેવી વરી રે;
પ્રભુ જાણજો તમે તેમ હુ છુ કિંકરી રે. ૧૨
પ્રભુ કીર્તિ તમારી સુણુ ઘણી રે;
મૂકી નારાયણ કોણ વરે નરમણિ રે ૧૩
મો વાતની લખુ એક વાતડી રે
જો આવી મળશો નાથ તો રહે જાતડી રે ૧૪
અવધિ કરૂં દિવસ પાચનો હુ નાથજી રે;
હરિ જાશે પછે જીવ રે' નહિ હાથજી રે ૧૫
પિતા જુક્તિ જોડી છે તમ કાજે રે,
વે'લા પધારો ત્રિભુવન રાજે રે ૧૬
શિયાળ આવી આવી પાછા વળીયા રે;
સિંહના ભાગ જોઇ વળ્યા બળિયા રે. ૧૭
હવે રહ્યું તમ ઉપર તો ત્રિકમ રે;
હરિ લખ્યું કિંકરીની ઓછી ગમ રે ૧૮
વાચ્યો પત્ર તે એવો મુરારિ રે;
અર્જુનને દાખવી પ્રેમની બારી રે ૧૯
બંને મિત્ર આનંદ્યા અતિ મનમા રે;
સજ થાતા ફૂલ્યા ઘણુ તનમા રે.
ચાલ્યા ચતુર શિરોમણિ ઉઠી રે;
હરિએ પ્રેમપત્ર વાળી રાખ્યો મૂઠી રે. ૨૧

જોઇ રૂક્મિણીજી એમ બોલ્યાં રે;
હરિયે તે વેણનાં તોલ તોળ્યાં રે. ૨૨
પ્રાભુપતિ સ્વયંવર જાવ વે'લા રે;
કરે વનિતા તમ કાજ વેલા રે. ૨૩
જઈ મન મનાવો તેનું રે;
દર્શન કરિયે નાગ્નજિતી નામ જેનું રે. ૨૪
વારૂ કહી વિઠ્ઠલ ત્યાંથી વળિયા રે;
જઈ તે તો ઉગ્રસેનને મળિયા રે. ૨૫
વસુદેવ આદિકની આજ્ઞા લીધી રે;
પછે જાવાતણી સજાઈ કીધી રે. ૨૬
હરિવરે અર્જુન લીધા સાથે રે;
વળી ઘણું કટક કીધું જદુનાથે રે. ૨૭
ચાલ્યા ચતુરાઈથી વાટે વે'લા રે;
જોવા એક પુરમાં થયા નૃપ ભેળા રે ૨૮
બોલ્યા હરિ અર્જુનની સંગે રે;
પાર્થ મળવું પડશે અહીં મહાજંગે રે. ૨૯
જોઇ કૃષ્ણને હસિયા બીજા ભૂપ રે;
શા જાદવ જાયે વરવા અનુપ રે. ૩૦
જોઈ શું કરે છે કૃષ્ણ અર્જુન રે;
જોઈ બલિવર્દ થશે મન ન્યૂન રે.
એવે નાગ્નજિત કને ગયા નારદ રે;
તેને જઈ જણાવ્યું હરિનું હારદ રે.

૨૩ વેલા કરે છે—દુઃખ વેઠે છે.
૨૯ મહાજંગે—ગે ... માં.

સુણી અતિ આનંદ પામ્યો ભૂપ રે;
આજ અક્ષુ જોશે શ્રીહરિનું રૂપ રે. ૩૩
ધન્ય ઘડી ધન્ય દા'ડો આજ રે;
મુજ મૂઢને મળશે મહારાજ રે. ૩૪
નર નારાયણ આવે બન્ને રે;
સકળ પૂર્વજ થયા ધન્ય ધન્યે રે ૩૫
એવે સુણ્યું કે આવ્યા શ્રીહરિ રે;
શચે પૂજાની સોહી રૂડી કરી રે ૩૬
ગયો સન્મુખ સાધી તે દાવ રે;
ધન્ય ભાગ્ય મળશે મુને આજ મા'વરે. ૩૭
એવે જોયા આવતા દેવ મુરારિ રે;
પ્રત્યુત્થાન કરી ચાલ્યો અવિધારી રે ૩૮
આસનાદિક આપી લાગ્યો પાય રે;
પૂજન પદાર્થો ધરી માગી સાય રે. ૩૯
પ્રભુ હું પૂજી શકું તેમ કરશો રે;
રંક સેવકની સેવા મન ધરશો રે ૪૦
હરિએ વિનય જોઈ ઘણેરો રે;
ટાળ્યો નગ્નજિતનો વાશેફેરો રે ૪૧
માન પૂર્વક આસન બેઠા રે;
નગ્નજિત બેઠા હરિ હેઠા રે. ૪૨
પૂછ્યું કુશળ કોસલકેરૂં રે,
નૃપ કે' દુઃખ શું હરિહર હેરૂ રે. ૪૩

૩૮ પ્રત્યુત્થાન—ઊઠીને સામા જવું. ૪૧ વારાફેરો-જન્મ મરણનો ફેરો અર્થાત્ મોક્ષ આપ્યો

પછે પુરમાં પ્રભુ પરવરિયા રે;
કન્યાએ નારાયણ નિરખિયા રે. ૪૪
મનગમતા જોઈ ભગવાન રે;
થઈ ઇચ્છા વરવા શ્યામળ વાન રે. ૪૫
કન્યા મનમાં તે કે'વા લાગી રે;
જે હરિવર જોઈ ઘણું અનુરાગી રે. ૪૬
જો મેં વ્રત વ્રતાદિ કાંઈ કરિયાં રે;
તો હરિ જોઈશું ચિત્તે અમો ધરિયાં રે. ૪૭
દેવ સેવ તણું ફળ દીજે રે;
આ હરિ પતિ હવે ઝટ કીજે રે. ૪૮
પુણ્ય મનોરથ સફળ કરજો રે;
આ હરિ વે'લા વે'લા હું'ને વરજો રે. ૪૯
લક્ષ્મી બ્રહ્મા સદાશિવ દેવ રે;
લોકપાળાદિક સાધે હરિની સેવ રે. ૫૦
પદપંકજની રજ વાંચ્છે એવા રે;
હશે તેમનાં દર્શન દુર્લભ કેવાં રે. ૫૧
જે ધર્મ મર્યાદા ધરવા કારણ રે;
અવતાર લઈ કરે દુષ્ટ નિવારણ રે. ૫૨
એવા હરિવર આવ્યા છે વરવા રે;
કયી વિધિએ ચરણ મારે ધરવા રે. ૫૩
એમ મનમાં કન્યા કચવાય રે;
હરિ જોતા જોતા ઉતારે જાય રે. ૫૪

૪૭ તો હ૦—તો હે હરિ! અમને ચિત્તમાં ધર્યાં જોઈએ, એ અન્વયાર્થ.

જઈ ઉતારે ઉતર્યા નાથ રે;
ઉભો નગ્નજિત મંત્રીકેરી સાથ રે. ૫૫
કર જોડી બોલ્યો તે વાણી રે;
સુણો વિનતિ શારંગપાણિ રે. ૫૬
હે નર નારાયણ મહાદેવ રે;
જગતપતિની સાધુ કેઈ પેર સેવ રે; ૫૭
તમે આત્માનંદથી છો પરિપૂરણ રે;
કરો મહાપાપીનાં અઘ ચૂરણ રે ૫૮
હરિ હું ક્ષુદ્રમાં ક્ષુદ્ર છું રાજા રે;
તમારા કર્મની લહુ નહિં માત્રા રે. ૫૯
વદો હરજી કરૂં શું કાર્ય રે;
હું છું અનાર્ય ને તમે આર્ય રે ૬૦
અત્યુક્ત [૧]વિનય જોઈ હરિ વદિયા રે;
ગંભીર મેઘનાદે મોહન મદિયા રે. ૬૧
મંદ હાસ્યપૂર્વક હરિ બોલ્યા રે,
નૃપતિ વિનયના વધુ તોલ તોલ્યા રે ૬૨
ભગવાન કહે સૂણો ભૂપાળ રે;
ક્ષત્રીધર્મે માગ્યાનો નહિ ચાલ રે. ૬૩
એ કાર્ય ધિક્કારવા જોગ લાગે રે;
તદપિ સ્નેહ સંબંધે ચિત્ત અનુરાગે રે. ૬૪
તમારી કન્યાની ઇચ્છા છે અમને રે;
વાંચ્છા કહી વસુધાપતિ તમને રે. ૬૫

૬૧ અત્યુક્ત—અતિશે કહેલો—જણાવેલો.

અમો કંઈ પડલુ ન આપું તે જાણો રે;
વચન ઉથાપો કે વખાણો રે. ૬૬
નગ્નજિત કે' સુણીએ નાથ રે;
ગુણગૃહ આપછો સર્વને માથ રે. ૬૭
મહાલક્ષ્મી રહી વસી અંગે રે;
બીજો વર જોઈ આવું શે ઉમંગે રે. ૬૮
પણ એક પણ સુનો પુરુષોત્તમ રે;
તમ કાજે કર્યું કહું એમ કયમ રે. ૬૯
પરીક્ષા પુરુષ પરાક્રમ કારણ રે;
કે માનો પુરુષોત્તમ એ પારણ રે. ૭૦
પૂર્વે ઠરાવ કર્યો હરિ એવો રે;
હાર્યા બહુ નૃપતિ કહું કેવો રે. ૭૧
વગર પલોટેલા બળદ સાત રે;
વળી પકડાય ન એવા વિખ્યાત રે. ૭૨
એ બલિવર્દે ગાત્ર ઘણાંનાં ભાગ્યાં રે;
કો આવ્યા ગયા નહિ અનુરાગ્યા રે. ૭૩
હે યદુનંદન હે લક્ષ્મીપતિ રે;
બલિવર્દ નાથ્યાની કરો જો મતિ રે. ૭૪
તેમાં જો સફળ થાઓ સ્વામી રે;
તો થાય પુત્રી મારી અનુગામી રે. ૭૫

૬૬ પડલું–પ'લું ૭૦ પારણ–પરાયણ. પુરુષોત્તમ પરાયણ અર્થાત્ હરિને અર્થે.

વચન પળે ને જુક્તિ સાધે રે,
બાવનવીર શિરમણિ આવું ન બો રે. ૭૬
શુકજી કહે પરીક્ષિત ભૂપ રે;
ગમી વાત હરિવરને અનુપ રે ૭૭
વારૂ કહી વિઠ્ઠલવર ચાલ્યા રે,
જોઈ રૂપ હરિનું નગરજન મા'લ્યા રે ૭૮
નગરલોક કે' કર્યાં કંઈ પુણ્ય રે;
રાખી નહિ ધર્મ ધરતા નૂન્ય રે ૭૯
તે સહુ ફળ ફળજો વે'લાં રે,
થજો નાગ્નજિતી આ વર ભેળા રે. ૮૦
એકે ટસે જુએ છે રૂપ રસાળુ રે,
નાગ્નજિતીએ પુનરપિ નિહાળ્યુ રે ૮૧
ઊભાં થઈ કર્યાં નમસ્કાર રે,
વે'લા મળો મુને દેવમુરાર રે. ૮૨
દેવ દેવી પૂજ્યાનું ફળજો પુણ્ય રે,
મળજો મને મહામુનિના સુન્ય રે ૮૩
થાજો બલિવર્દમાં બળ થોડું રે;
હરિ નિર્બળ કહી ન હું વખોડું રે, ૮૪
એમ વિનતિ કરતી રામા રે;
ચાલી આવ્યા વિઠ્ઠલ રણ સામા રે ૮૫
શસ્ત્ર અસ્ત્ર અર્જુનને આપ્યા રે,
પછે નારીના દુઃખ કયમ કાપ્યાં રે. ૮૬

૭૫ અનુગામી—(તમારી) પાછળ જનારી અર્થાત્ તમારી પત્ની.

સાત મોરડી મંગાવી નાથે રે;
સા'યો હાંકારે એક સાંઢ હાથે રે. ૮૭
જોવા મળ્યા જન સહુ દેખે રે;
હરિ સાંઢને તૃણવત લેખે રે. ૮૮
એક સા'તામાં પટ આવી મારે રે;
ત્યારે હરિવર મન વિચારે રે. ૮૯
વાતે વસમી છે અહીં જાણ રે;
પછે શું કરે ચતુર સુજાણ રે. ૯૦
વશ નહિ થાય એમ સહુ માને રે;
કન્યા કળકળે મિથ્યા બા'ને રે. ૯૧
પછે શું કર્યું ત્યાં ભગવાને રે;
સાત રૂપ ધર્યાં શ્યામળવાને રે. ૯૨
સાત સાંઢ સાહ્યા પળ એકે રે;
મોરડા પે'રાવ્યા વારૂ વિવેકે રે. ૯૩
સાતે એક સપાટે સા'યા રે;
લહ્યું નહિ કોઈ માધવજીની માયા રે ૯૪
સાત સાંઢ એક દોરમાં આણ્યા રે;
હરિએ એક ખૂણે રહીને તાણ્યા રે. ૯૫
શક્તિ સર્વ ગઈ ઝટ તૂટી રે,
પડ્યા એક બે શકયા નવ ઊઠી રે. ૯૬
નાડુ એંચ્યું નાથે નેહ આણી રે;
લીલા માત્રમાં ઝમી ગયું પાણી રે. ૯૭

૯૧ સહુ—સહુ લોક. બા'ને—આ નિમિત્તથી.

બાળક ચેષ્ટા કરે જેમ બાધી રે,
કાષ્ટના બળદ સાનમા સાધી રે. ૯૮
તેમ હરિવર કરતા લીલા રે,
સાતે સાઢ થઈ પડ્યા ઢીલા રે ૯૯
તેને મૂકી માધવ ત્યા ઊભા રે,
સર્વ કે હરિએ આઢ દુભ્યા રે ૧૦૦
સુણી પચ વાણી કરી પ્રણામ રે,
નાગ્નજિતીને જઈ કર્યું જાણ રે. ૧૦૧
આ વરમાળ હરિને આરોપો રે,
એની લક્ષ્મીશા હરિસંગ ઓપો રે. ૧૦૨
જઈ વરમાળ પે'રાવી હરીને રે,
ગાજ્યા સુર જય જય શબ્દ કરીને રે ૧૦૩
રીઝયા પુરવાસી ને ગજાન રે,
રીઝયા રાણી જોઈ શ્યામળવાન રે ૧૦૪

વલણ

શ્યામળવાનને કન્યા વરીરે, જોઇ રીઝયા માત ને તાત,
આનંદના ઘન ઉલટયા, પછે પસરી સઘળે વાત ૧૦૫
સ્વજન મન આનંદિયા રે, દુર્જનને અતિ દુઃખ,
દયાપ્રીતમનો સ્વામી સાચો, જાણ્યો તેને સુખ ૧૦૬

## મીઠું ૪નું

નગ્નજિત મન વિસ્મય થયો, શોક સમૂળગો નાશી ગયો,
ધન્ય ધન્ય હરિ દેવ દયાળ, વારવાર કહે ભૂપાળ ૧
અહો દેવાધિદેવ મહત, સંસારાબ્ધિ તર્યો હું જત,
હવે કન્યાને ગ્રહણ જ કરો, મનસા સિદ્ધે મનમા ધરો ૨

વિધિ પુરઃસર વરિયા હરિ, નગ્નજિતે સાગ્રથી કરી;
ઘેર ઘેર આનંદ ઉત્સવ થાય, નાગ્નજિતી મન હર્ષ ન માય. ૩
મનવાંચ્છિત મળિયો શુભ પતિ, (કન્યા) માને ધન્ય ધન્ય મારી રતિ;
રણવાસની રાણીઓ જેટલી, હર્ષઘેલી થઈ સહુ તેટલી. ૪
અતિ ઉત્સવ થયો ઠામો ઠામ, જાપ જપે સહુ સુંદરશ્યામ;
શંખ ભેરી આનક ગરગડે, કાને બોલ્યું કોઇનું નવ પડે. ૫
ગાયન કરતા ગુણીજન લોક, શોકવાળાં થતાં અશોક;
ભૂસુર દેતા આશિર્વાદ, જ્યાં ત્યાં શુભ સંભળાયે સાદ. ૬
સ્ત્રી પુરષો આનંદ્યાં ઘણાં, વસ્ત્રાભૂષણ પે'રી બહુ બણ્યાં;
કન્યાદાનમાં રાયે આપ્યું શુંય, વર્ણવી શકું તે કયમ હુંય ૭
યથામતિ કરૂં છું વર્ણન રીઝે સુણી જેથી હરિજન;
દશ સહસ્ર આપી ગૌરી ગાય, ત્રણ સહસ્ર દાસી આપી રાય. ૮
પદકાદિક આભૂષણ ભરી, તે દાસીઓને આગળ કરી;
નવ સહસ્ર આપ્યા માતંગ, મદ ઝરતાં છે જેનાં અંગ ૯
હાથીથી રથ આપ્યા શતગણા, રથથી વાજી પણ શતગણા;
વાજીથી શતગણા પાળા સાર, વળી બીજું આપ્યું અપાર. ૧૦
રથમાં વરકન્યાની જોડ, બેસાડી નૃપે મન પૂર્યા કોડ;
મોટી સેના વળી આપી સાથ, ચાલ્યા દ્વારકાં ભણી શ્રીજદુનાથ. ૧૧
માતા પુત્રીને કે' ભીડડી, વડાઈ કાઢજે થઈને વડી;
સાસુ સસરાનું મેળવજે માન, દુભવીશ નહિ કયારે ભગવાન. ૧૨
દિયર જેઠની કરજે સેવ, સાસર પક્ષને ગણજે દેવ;
નામ કાઢજે પિયરતણું, ચતુર છું કહું શું અતિ ઘણું. ૧૩

૫ આનક—ઢોલ. દુંદુભિ—નગારાં. ભુસુર—ભૂદેવો, બ્રાહ્મણો.

એમ શિક્ષા દીધી માત, પ્રયાણ કરતા હરિ સાક્ષાત;
મહાઆનંદભેર પ્રભુ ચાલિયા, તેમને દુષ્ટ નૃપતિએ ખાળિયા. ૧૪
ભાગ્યાં જેના પ્રથમ યાદવે ગાત્ર, વળી બલિવર્દ શિક્ષાના પાત્ર;
તે દ્વેષી મળ્યા છે ટોળે, યુદ્ધ કરવાને રથ જોડે. ૧૫
અરે ગોપાળમા પરાક્રમ કશું, સ્વયંવરને જીતવા જશું;
એમ વદી મૂકયા બાણ અપાર, હરિએ શારંગ સાહ્યું તેણી વાર. ૧૬
તવ બોલ્યા ત્રિકમ સાથે પાર્થ, પરો કરૂં હરિ અમો સાર્થ;
તમે મીંઢળ બાંધ્યુ રાખો, પ્રથમ કોને પાડું તે દાખો. ૧૭
હરજી કહે સુણો અર્જુન, ગણો જાનઇયા સહુ રાજન;
સાથે બાંધી દ્વારકામાં લીજે, ત્યાં સનમાન ભલેરૂં કીજે. ૧૮
શીખ સાંભળી ધનંજય લઢતો, બાણ સમૂહથી અરિગણ પડતો;
માગધપતિ દુર્યોધન જોઈ, ગયા પુરમા વિચારી સોઈ ૧૯
કોણ ગોપશું કરે સંગ્રામ, નહિ ક્ષત્રીતણું એહ કામ;
એ વિધિ ગયો શલ્ય તો નાશી, મર્ણની મહા બીક તપાસી ૨૦
અનુશાલ્વ કે' જાદવ બળિયા, સારા દિવસ એમને મળિયા;
જોઈ શું કોઈ વાર તેમની પડતી,ત્યારે કરી લેઇએ અમો ચડતી. ૨૧
રાજનીતિમાં શુક્રે ભાખ્યું, મનુ આદિકે બાકી ન રાખ્યુ;
એમ વદી ગયો તે પણ ઘેર, બીજા નૃપની કરી ઠીક પેર. ૨૨
ઘણા મારી પાડી અર્જુન, ઘણા બાંધી લીધા રાજન;
જેમ ક્ષુદ્ર મૃગને મારે મૃગપતિ,તેમ તાડ્યા ગાંડિવથી મહામતિ. ૨૩
બળિયાએ કર્યું મહાયુદ્ધ, તજાવી અર્જુને સહુની શુદ્ધ;
નગ્નજિતનું દળ બહુ લડતું, કોઈનું ફૂલ ધર્યું નહિ પડતું. ૨૪

૭ સાર્થ—સમુદાય—જથો.

જોઈ જીતની ઘડી કેકાણ, હિંમારવ કરતા ખુંખાણ;
ધન્ય ધન્ય ધરણીપતી ભાખે,અર્જુન બળમા કોઈ ન્યૂનતા દાખે ૨૫
ગજ પાયદળ માહી ઉમંગ, મારે યોધને મહામાતંગ;
જો કે જરાસંધ શિશુપાળ નાઠા,તદપિ દુષ્ટ કૃત્યથી તે નહિ ગાઠા ૨૬
મોકલ્યુ મદતે સેન અપાર, કરે યુદ્ધ નૃપતિ નિરધાર.
પછે મોહાસ્ત્ર મૂક્યુ અર્જુન, જોઇ નાયક વિનાનું સૈન્ય. ૨૭
સર્વ મોહ પામ્યા દુષ્ટ મતિ અસ્ત્ર શસ્ત્રની રૂધાઈ ગતિ;
મુખ્ય નૃપને લીધા રથ નાખી, હાર્યાતણી પૂરાવા સાખી ૨૮
ચાલ્યા કન્યાની સાથ દ્રવ્ય લઈ, પરાજિતપદ ભૂપતિ દઈ;
ગયા ગામમા દેવમોરાર થયો ઉત્સવ અપરંપાર. ૨૯
ધન્ય ધન્ય કે' જાદવનારી કન્યા વરી લાવ્યા મોરારિ,
જીત્યા નૃપ મળ્યા અનેક, સાથે મૂકાવીને ટેક. ૩૦
સુણી બળભદ્રે તે વાત, જોવા જાદવ પતિ સાક્ષાત;
લાવ્યા નૃપ કર્યું સન્માન, છોડી મુક્યા જાળવી માન. ૩૧
તે કરે સહુ કૃષ્ણ વખાણ, કોઈ અર્જુનને કહે બળવાન;
નરનારાયણ રૂપ નિધાન, કોઈ બળદેવને કે' મહાન. ૩૨
એમ કીર્તિ કરતા સહુ, ગયા ગામમાં શી વિધિ કહું;
ધન્ય ધન્ય જદુપતિ દેવ, વદી એમ કરે પતિ સેવ ૩૩
જાણી નગ્નજિતે હરિની બડાઇ, ગયો તન મનમા ફુલાઇ,
નગર બહાર કર્યો છે મુકામ, મુહુર્ત જોવા રહ્યા છે શ્યામ. ૩૪
ધન્ય ઘડી ધન્ય દા'ડો આજ, એમ વદે વસુદેવ રાજ,
પુત્ર નહિ એ છે પરબ્રહ્મ, જાદવતણો જાળવ્યો ધર્મ. ૩૫
સહુ દુષ્ટ નિકંદન કીધા, જશ જદુપતિએ ઠીક લીધા;
ઉગ્રસેનનું મનાવ્યુ મન, ધન્ય ધન્ય હે જગજીવન ! ૩૬

દેવ દાનવ હાર્યા સર્વ, ગળ્યા ગુણનિધિકેરા ગર્વ.
હવે પુત્રભાવ નવ રાખુ, પરબ્રહ્મ પ્રભુને ભાખુ ૩૭
મારા પુણ્ય થયા છે ઉદે, એમ પ્રફુલ્લિત થાતું હૃદે.
દેવકીજીએ સાભળી વાત જીત્યા ભૂપ કરી ઘણી ખ્યાત ૩૮
તેના આનદની નહિ સીમા, વળ્યા શુભ વા'ણવટીના વીમા,
રૂક્મિણીજીએ જાણી વાત થયા ઘણા તે રળિયાત ૩૯

વલણ

રળિયાત રાણી થયા રે વધાઈ ઘેરે ઘેર જાય,
હરિસેવા સાધે ઘણી રે, ગુણ ગોવિંદના ગાય ૪૦
મુહુર્ત જોઇ મા વજી રે, કેઇ પેર પુરમા કરે પ્રયાણ,
દયાના પ્રીતમનો આડબર તે, શો કહે મતિ અજાણ ૪૧

## સીઠું પદ

ત્યારપછી શુકજી એમ બોલિયા, સુણો પરીક્ષિત રાય
હવા ત્યાર પછે શુ નિપનુ, કહુ તુ ને મહિમાય
જય જય વદો નાગ્નજિતીનાથની. ૧

મુહુર્ત એકાદશીનુ મનોહરુ, પુરમા પેઠાનુ જાણ
અર્જુન મિત્ર સાથે લઈ, કર્યું પ્રભુએ પ્રયાણ
જય જય વદો નાગ્નજિતીનાથની ૨

એક રથમા આરૂઢ થયા હરિ સાથે કન્યા રૂપ રતન.
મિત્રનો રથ જોડે કર્યો, કરે ગોષ્ઠ હરિ અર્જુન
જય જય વદો નાગ્નજિતીનાથની ૩

ચાલ્યા સાજેલા થઈ ઘણા આંતરા, નચવે કેકાણુ વાટ;
મનમાં નહિ કાંઈ ખરખરો, તજ્યા સહુ રે ઉચાટ.
જય જય વદો૦ ૪
ઉગ્રસેન વસુદેવ બળભદ્ર ચાલતા, સાથે જાદવ સાથ,
સામઈએ સહુ આવિયા, ઝાલી જુગતે હાથ
જય જય વદો૦ ૫
સાત્યકિ કાર્યભાર કરે ઘણો, ઉદ્ધવ લખતા હિસાબ;
અક્રૂરજી હરિની કને, દેતા જોઈતો જવાબ.
જય જય વદો૦ ૬
લોક આલોકવા ચઢ્યા મેડીએ, જોતા કન્યાનું રૂપ,
હરિવર આપણો શ્યામળો, કન્યા રૂપ અનુપ.
જય જય વદો૦ ૭
બારી જાળીએ કોઇ અટારીએ, કોઈ ચઢી ગોરી ગોખ;
કોઈ છજ્જે ઝરૂખે રાવટી, રામા ઉભી છે રોખ.
જય જય વદો૦ ૮
પુરુષો જોઈ રાણી રૂપને, પામ્યા મોહ અપાર,
જાદવપતિને જોઈ જુવતી, થઇ ઘેલી નિરધાર.
જય જય વદો૦ ૯
એમ ચાલતાં આવ્યા ચૌટડે, અર્જુન અવિનાશ;
કોઈ લાજાએ વધાવતા, વધાવે કોઈ પુષ્પસુવાસ.
જય જય વદો૦ ૧૦
કોઇ વધાવતાં મોતીએ, કોઇ હેમ પુષ્પ રસાળ;
રૂપાનાં કરી કોઇ નાખતાં, જય જય ભણે નાનાં બાળ
જય જય વદો૦ ૧૧

એમ આનંદઘન ઘણો વરસતો, જ્યા ત્યા જય ઉચરાય,
ચૌગ તજી ચતુર ચાલિયા, જનની ભીડ ભરાય.
જય જય વદો૦ ૧૨
હવા આવ્યા તે રાજદ્વારમા, યોધ ઊભા સજી હથિયાર,
આવકાર દીધો તેમણે ઘણો, કર્યું નમન દેવ મોરાર
જય જય વદો૦ ૧૩
દ્વારે મડપ રચ્યો છે સોહામણો, ગુણીજન ગુણ ગાય,
ગોરી ગીત ગાય છે ઘણા હર્ષથી, ધન્ય ધન્ય જાદવરાય
જય જય વદો૦ ૧૪
કોઇ કન્યાપક્ષતણી થઈ, કોઈ ગિરિધારી ગુણ ગાય,
કોઇ ગાય છે ઊભય પક્ષને, જય જય શબ્દ સુણાય
જય જય વદો૦ ૧૫
કોઈ નારી નિહાળતી નાથને, કોઈ કન્યા જોઈ મલકાય,
કોઈ ભાગ્યશાળી કહે કૃષ્ણને, કોઈ કહે બળરાય
જય જય વદો૦ ૧૬
કોઈ આશ ધરે છે મનમા કોઇ કરે આપવા આશ,
સર્વને સરખા છે મહાપ્રભુ, એવી રચી માયા અવિનાશ
જય જય વદો૦ ૧૭
જોઇ અર્જુન આનદ પામિયા, ધન્ય ધન્ય જદુરાય,
તારી માયા અકળિત કો કળે, એમ વદી હરખાય
જય જય વદો૦ ૧૮
એમ કરતા તે મડપે આવિયા, થયુ માતાને જાણ
જે પ્રભુ પધાર્યા છે મડપે, વધ્યા વે'લા સુજાણ
જય જય વદો૦ ૧૯

અર્જુન કહે ભાર ન ઉપડે, વર્યા રૂકિમણી નાથ,
તે દિવસ અમો કયાં હતા હરિવર તમ સાથ
જય જય વદો૦ ૨૮

શ્રી કૃષ્ણ કે' બળદેવ તો હતા, તેથી પામ્મા ત્યા પાર
આ લગ્ન થયા છે તમવડે, કર ગ્રહ્યા નહિ હથિયાર
જય જય વદો૦ ૨૯

એક હાસ્ય વિનોદ કરી ઘણો, ઉઠયા સભાથી મોરાર,
દેવી પાને તે દોરડા છોડતા, નટવર હાર્યા નિરધાર
જય જય વદો૦ ૩૦

ભક્તજનથી ભૂધર હારી રહ્યો, જયશાળી દાનવ દુષ્ટ
પછે હર્ષઘેલા થઈ સહુ ફરે, વા'લા થયા રૂષ્ટપુષ્ટ
જય જય વદો૦ ૩૧

અર્જુન કહે હરિ હાવા જશુ, અમો ઇંદ્રપ્રસ્થ માય,
વળી આપ પાછા પધારજો, વિયોગ રૂચે ન કયાય
જય જય વદો૦ ૩૨

લેઈ મરજી હરીએ વળાવિયા, ગયા ગુણનિધિ ઘેર
ધર્મરાયને ભેટિયા, કહી પ્રભુની પેર
જય જય વદો૦ ૩૩

તી નાર શુ, રંગભેર રમે નાથ,
ગા મોહ્યા પ્રભુ નવતર સાથ
જય જય વદો૦ ૩૪

સાથે રામા રમીલી ગુણની ભરી, ગીત ગાતી માતી જાણ,
તેના રૂપ ન શેષ કહી શકે, તવ કરૂ હુ શા વખાણ
જય જય વદો૦ ૨૦

હરિના પટરાણી રૂકિમણી પાધરા, જોતા જદુવરરૂપ,
માજી આવી ઊભા મ ડપે પોકવા ભારે ભૂપ
જય જય વદો૦ ૨૧

ગોર ગર્ગાચારજ આવિયા, સાથે પૂજાનો સાજ,
પોકી લેવા કોડ છે ઘણા, ઉતરો રથમાથી રાજ
જય જય વદો૦ ૨૨

સુણી શ્યામળો શ્યામા સ ગ ઉતર્યા, આવ્યા મ ડપ દ્વાર
આધુ ઓઢી માતા પોકતા પડે આન દઘનજી કેરી ધાર.
જય જય વદો૦ ૨૩

ગોર કહે અહો ગુ સર સુસળુ, ત્રાક રવઇઓ જેહ,
રીતે ભાતે અહો હાથમા, મ ત્ર વદુ નિસ દેહ
જય જય વદો૦ ૨૪

ઇડીપીડી શળિયો સહી, સ પુટ પુટ ધર્યા પાસ
રીતે પ્રીતે પધાર્યા મ ડપે, આન દી અવિનાશ
જય જય વદો૦ ૨૫

મ ડપ મધ્ય આસન અતિ ઓપતુ, ત્યા બિરાજ્યા મા'રાજ,
અર્જુન સાથ બેસાડીયા, કહે પ્રશ સાના કાજ
જય જય વદો૦ ૨૬

અર્જુન હતા જો સાથમા, તો જીતી આવ્યા ભૂપ.
નહિ તો આ દિવસ કયા દેખવો, હરિ કહે વીર અનુપ
જય જય વદો૦ ૨૭

અર્જુન કહે ભાર ન ઉપડે, વર્યા રૂક્મિણી નાથ;
તે દિવસ અમો કયારે હતા, હરિવર તમ સાથ.
જય જય વદો૦ ૨૮

શ્રી કૃષ્ણ કે' બળદેવ તો હતા, તેથી પામ્યા ત્યાં પાર;
આ લગ્ન થયાં છે તમવડે, કર ગ્રહ્યાં નહિ હથિયાર.
જય જય વદો૦ ૨૯

એક હાસ્ય વિનોદ કરી ઘણો, ઉઠયા સભાથી મોરાર;
દેવી પાસે તે દોરડા છોડતાં, નટવર હાર્યા નિરધાર.
જય જય વદો૦ ૩૦

ભક્તજનથી ભૂધર હારી રહ્યો, જયશાળી દાનવ દુષ્ટ;
પછે હર્ષઘેલાં થઈ સહુ ફરે, વા'લા થયાં રૂષ્ટપુષ્ટ.
જય જય વદો૦ ૩૧

અર્જુન કહે હરિ હાવાં જશું, અમો ઇંદ્રપ્રસ્થ માંય;
વળી આપ પાછા પધારજો, વિયોગ રૂચે ન કયાંય.
જય જય વદો૦ ૩૨

જોઈ મરજી હરીએ વળાવિયા, ગયા ગુણનિધિ ઘેર;
જઇ ધર્મરાયને ભેટિયા, કહી પ્રભુની પેર.
જય જય વદો૦ ૩૩

પછે આનંદે નાગ્નજિતી નાર શું, રંગભેર રમે નાથ;
પટરાણી મે'ણા મારે ઘણાં, મોહ્યા પ્રભુ નવતર સાથ.
જય જય વદો૦ ૩૪

એમ આનંદે દિન ઘણા વિતીયા, રમતા રંગ વિલાસ;
હરિજન મન આનંદ છે, દુષ્ટજન મન ત્રાસ
જય જય વદો૦ ૩૫

દયાને કૃપા કરી કૃષ્ણજી કહ્યુ ગુણ ગાતા અભંગ.
પ્રેમલક્ષણા ભક્તિ ભલી, આપ્યો નિત્ય સતસંગ.
જય જય વદો૦ ૩૬

ગુર્જરદેશે ચંડીપુર ગ્રામ છે, શ્રીનર્મદાતટ શેષશાયી.
ત્યાં કવિ વિશ્રામ કરી રહ્યા, વલ્લભકુળ અનુયાયી.
જય જય વદો૦ ૩૭

જ્ઞાતિ નાગર સાઠોદરા, દયાશંકર ભટ નામ;
પાંચ મીઠે વિવા' ભણ્યો, ગુણ ગાયા ઘનશ્યામ.
જય જય વદો૦ ૩૮

એ શત શીતેર પદ્ય રચ્યા ભલા, કવિ મતિ અનુસાર,
હરિજન દોષ જુએ નહિ, ગ્રહે ગુણગણ નિરધાર
જય જય વદો૦ ૩૯

વલણ

ગુણગણ ગોવિંદના અપાર રે, દયાશંકર શું વર્ણવે,
શ્રોતા વક્તા શ્રવણ પઠનથી તરે અવનિઅર્ણવે. ૪૦
કર્તા હર્તા મહાપ્રભુ હરિ હું કે'વા માત્ર,
વલ્લભકુળની કૃપાએ કરી, પ્રભુકુળની કરૂં જાત્ર ૪૧



૪૦ અવનિઅર્ણવે—સંસારસમુદ્રમાં

# શ્રી અષ્ટપટરાણીનો વિવાહ

## ધોળ

પૂછે દ્રૌપદી કહો કૃષ્ણરાણી, વર્યા કયમ શ્રી હરિ
રાણી રૂક્ષ્મણીજી બોલ્યા સુણો દ્રૌપદી,
મારા માત તાતે ઇચ્છયા એહ  વર્યા મુને શ્રી હરિ. ૧
નારદ મુખથી સુણી પ્રભુ કીરતિ,
માગે પણ વાછ્યો નાથશુ સ્નેહ. વર્યા મુને શ્રી હરિ ૨
છાનું પત્ર બ્રાહ્મણ સગે મોકલ્યું,
રાણી આવીઆ અશરણ શર્ણ. વર્યા૦ ૩
શિશુપાળને તેડ્યો મારે બંધવ,
તેને જીતી કર્યું મારૂ હર્ણ. વર્યા૦ ૪
જાંબુવતીજી બોલ્યા સતી સાભળો,
મારો તાત કહીએ જાંબુવાન વર્યા૦ ૫
સત્તાવીશ દિવસ પ્રભુશુ વઢ્યો,
પછી હાર્યો ત્યારે આવ્યુ જ્ઞાન વર્યા૦ ૬
રઘુનાથ જાણ્યા જદુનાથને,
ભૂલ્યો કહીને નમ્યો તેણી વાર. વર્યા૦ ૭
મુને પરણાવી પ્રાણજીવનશું,
પહેરામણીમા આપ્યો મણીસાર વર્યા૦ ૮
કૃષ્ણા પ્રત્યે બોલ્યા સત્યભામાજી,
સત્રાજીત જાદવ મારો તાત. વર્યા૦ ૯

શ્રીમાતક મણિ પ્રભુને ના આપ્યો,
ખોવાતાં બોલ્યો વિપરીત વાત. વર્યા૦ ૧૦
જડું કલંક કેશવ શીર મૂકીયુ
મણિ કયહુ થકી આવ્યો તે ઘેર વર્યા૦ ૧૧
છોભા પડિયા જઠી વાત જાણીને,
પરણાવી મુને જાવાને ઝેર વર્યા૦ ૧૨
પારથ પત્ની શુ કાલિંદિજી કહે,
હું તો તપતી હું તી જુમનાં તીર. વર્યા૦ ૧૩
મારા મનની આરત જાણી મૃગમાં મીપે,
અર્જુન સંગે આવ્યા ત્યાં જદુવીર. વર્યા૦ ૧૪
મુજને પારથ પાસે પૂછાવીયું,
મેં કહ્યું મુજને ઇચ્છા શ્રી કૃષ્ણ વર્યા૦ ૧૫
પ્રભુ પાણ્ય ગ્રહી લાવ્યા દ્વારિકા,
વેદ વિધિ પરણ્યા પૂરી તૃષ્ણ. વર્યા૦ ૧૬
મિત્રવિંદા બોલ્યાં પાંચાલી સુણો,
મારાં લગ્નની નૌતમ રીત. વર્યા૦ ૧૭
મારા મામાના સુત શ્રીગોપાળજી
તે શું પરણાવી લહી મારી પ્રીત વર્યા૦ ૧૮
અવંતીરાય કેરી હું કન્યકા.
વિંદ અનુવિંદ તેનું નામ. વર્યા૦ ૧૯
ઘણા રાય જીતીને શ્રી ભગવાનજી,
મુને લાવીયા દ્વારિકા ધામ. વર્યા૦ ૨૦
સત્યાજી કહે સહીયર સાંભળો,
. અયોધ્યાનો ભૂપ માહારો તાત વર્યા૦ ૨૧

નગ્નજીત નામે તેણે પણ કર્યું,
　　પુત્રી આપું નાથે સાંઢ સાત. વર્યા૦ ૨૨
ઘણા રાજાઓ ત્યાં માન મૂકી ગયા,
　　તેમને નાથ્યા ગોવરધન નાથ. વર્યા૦ ૨૩
પરણાવી મુને પિતાયે પ્રેમ શું,
　　બહુ પહેરામણી ગ્રહ્યો મારો હાથ. વર્યા૦ ૨૪
ભદ્રાજી કહે સાંભળો સુંદરી,
　　કેકય દેશનો ભૂપ મારો તાત. વર્યા૦ ૨૫
સ્વયંવર રચ્યો રાજા બહુ આવીયા.
　　હરિએ જીત્યા સહિત ભુજ ભ્રાત. વર્યા૦ ૨૬
પ્રાણજીવન મુને પરણી લાવીયા,
　　જ્યમ સિંહ ગ્રહે બળીદાન. વર્યા૦ ૨૭
માહરી પૂર્ણ કરી પ્રભુ કામના,
　　રહ્યા ટટળતા નૃપ બીજા શ્વાન. વર્યા૦ ૨૮
લક્ષમણાજી કહે રાણી સાંભળો,
　　મારો તાત બૃહદ્સેન નામ. વર્યા૦ ૨૯
મંદર દેશ તણો તે અધિપતિ,
　　સ્વયંવર રચ્યો બહુ અભિરામ. વર્યા૦ ૩૦
મચ્છવેધ કરે તે કન્યા વરે,
　　કરવા તે ન સમ્રથ થયું કોઈ. વર્યા૦ ૩૧
જળમાં જોઈ વિંધ્યું મીન માધવે,
　　મુજને પરણ્યા રહ્યા બીજા રોઈ. વર્યા૦ ૩૨
સોળ સહસ્રમાં મુખી કહે રોહિણી,
　　સુણો રાણી અમારી જે રીત્ય. વર્યા૦ ૩૩

અમો સર્વે છુ રાજકુમારીઓ,
સહુને દ્વારિકાધીશ શું પ્રીત વર્યા૦ ૩૪
નરકાસુર ગર્વ સરવને જીતીને,
લાવ્યો કન્યા સહુ નિજધામ વર્યા૦ ૩૫
તેને મારી મોહન અમને લાવીયા,
પરણ્યા સરવને સુંદર શ્યામ. વર્યા૦ ૩૬
અષ્ટપટરાણી સોળ હજાર સ્ત્રી,
અમો સરવે શ્રીકૃષ્ણની દાસી. વર્યા૦ ૩૭
કુરૂક્ષેત્રમાં કહી સુણી એ કથા,
મહા આનંદ મંગળ ગણિ. વર્યા૦ ૩૮
જે ગાય શિખે ને રે સાભળે,
તેને હોયે વૈકુઠનો વાસ. વર્યા૦ ૩૯
પૂર્ણ થાય સરવ મન કામના,
એમ કહે દયો શ્રીકૃષ્ણ દાસ વર્યોમુને૦ ૪૦



## श्रीरुक्मिणी सीमंत

### કડવું ૧ લું.

ધોળ

"હારે હારે કરે કંથારૂઆરે"નો ઢાળ

શ્રીગુરૂ ગોવિંદને પ્રથમ પાયે લાગુ જી,
સીમંત ગાવા શુભવાણી માગુ જી,
આજ સોહેલો વસુદેવજીને ઘેરરે,
શ્રીકૃષ્ણજી સરખા પુત્ર લીલાલે'રરે ૧

શ્રીદેવકીજીને ઉર આનંદ થયો ઘાડોરે,
સુખની સીમા ઘેર આવ્યો રૂડો દા'ડોરે;
રોહિણીજી આદે સારા સહુ હરખેરે,
વહુ શ્રીરૂક્મિણીજી કેરૂં રૂપ નરખેરે ૨
જોઈ જોઈ ફૂલ્યા રેવતીજી જેઠાણીરે,
સોળ સહસ્ર પટરાણી વાત જાણીરે;
સૌજન મગન દેખી વસુદેવ ઘરમા પૂછેરે
વાધ્યો આનંદ સહુને કોંને વાત શું છે રે ૩
એવું સુણી બોલ્યા દેવકીજી વચનરે
સ્વામી આપણે ઘેર આનંદનો દનરે;
વહુ રૂક્મિણીજીને આવ્યુ છે સીમંતરે,
ગભડલિ બાધ્યાનું મુહૂર્ત પૂછો અભ્રાતરે ૪
સીમંતનું ક્યારે મુહૂર્ત તે કઢાવોરે,
નિશ્ચે કરી વહુને મૈયર જાણ કરાવોરે,
એવું સાંભળી વસુદેવ આનંદિયારે,
મનમા મોદ ધરી ઇષ્ટદેવ વંદિયારે ૫
જોષી તેડાવી શુભ મુહૂર્ત ધરાવિયારે,
સુભદ્રાને હસ્તિનાપુરથી તેડાવિયારે;
જે જેમ ઘટે તે તેમ સર્વ કારજ કીધારે,
સ્નેહી સંબંધી સમે સહુ તેડી લીધારે. ૬
ઘેણુને રક્ષા નણદે બાંધી કુળની રીતેરે,
વાજાં વાજે ગોરી ગીત ગાય પ્રીતેરે;
રૂકમકેશ વહુનો બંધવ સમે આવિયોરે,
આપ્યુ ગરચોળું અમુલક રૂડું લાવિયોરે. ૭

મુહૂર્ત ધરી સહુને લખાવી કંકોતરીરે,
ભીષ્મક રાજાને કાંવ્યુ વસુદેવે રીતે કરીરે;
મુહૂર્ત ઉપર મોસાળું લઈ વેલા આવજોરે,
રૂડા સંબંધી છો સમે આવી શોભાવજોરે. ૮
પાડવ આદે સગાં મિત્ર સહુને કાંવિયુંરે;
શુભ મુહૂર્ત ઉપર સર્વ કોઈ આવિયુંરે. ૯

વલણ

દેશ દેશથી નોતર આવી, ભાવી બહુ વસુદેવરે;
વિશ્રામ સહુને આપીઆ,મૂક્યા સેવક કરવા સેવરે. ૧૦
ભાવે ભોજન કરાવિયાં, આનંદ વાધ્યો અપારરે;
મંડપ મનોહર બાંધીયો, ત્યાં થઇ રહ્યો થેઈકારરે. ૧૧

## કડવું રજું

"સુરપતિ તારો એક ઉગિયોરે"નો રાગ.

હરખ સીમંતનો આવિયોરે, કદલી સ્થંભ તોરણ બાંધ્યાં બારઃ
આનંદ મારે અતિઘણોરે.
વાજીંત્ર વાજે ને માનિની મંગળ ગાયરે, સાંતરાં થઈ ફરે સહુ
નરનાર; આનંદ મારે અતિઘણોરે. ૧
ગોત્રજ દેવી સ્થાપન કીધાં પ્રેમે પૂજીયાંરે
વૃદ્ધશ્રાદ્ધ કીધું વસુદેવ; આનંદ.
દક્ષિણા દેઈ બ્રાહ્મણ સંતોષીઆરે,
રાંદેલ પધરાવ્યાં તતખેવ આનંદ. ૨

પીઠી ચોળી ધેણુને નવરાવિયારે
વસ્ત્રાભૂષણ ધરિયા શુભ શણગાર આનંદ
પઅલી ભરાવી રૂકમરથ વીરરે
પાન ફોફળ શ્રીફળ સુધા સાર આનંદ ૩
સમે શોભે તેવા ગીત ગોરી ગાયરે
સહુ નરનારી આનંદે અપાર આનંદ
પાટ પથરાય વહુજી પગલા માંડેરે
મંડપમા પધરાવ્યા તેણીવાર આનંદ ૪
સુંદર સુખાસને શ્રીરૂક્મિણી બેઠારે,
મનોહર વિરાજે મુક્ત કોડ આનંદ
શોભા જોતા સર્વે સ્રી ઝાખી પડીરે,
નહિ જગમા કોઈ એ જગદંબા જોડ આનંદ ૫
સુખપર વારૂ કોટી શરદ ચંદ્રમારે
કરપદ કમળ સમાન આનંદ
નેત્ર નિર્મળ મૃગયા નેણીના અણીયાળારે
કેસર કંચન વર્ણ વાન. આનંદ ૬
નખશિખ શોભા વર્ણવામા આવે નહિરે,
સર્વે સોનું મંડળ મોહ્યું જોઈ આનંદ
ઇંદ્રાણી બ્રહ્માણી ભવાની મોહ પામીયારે,
ત્રયલોકમા સમોવડ નહિ કોઈ આનંદ ૭
સુર મુનિજન સર્વે સભામા બેઠારે,
જાદવમંડળ ભૂપતિ અપાર, આનંદ
સભામધ્યે નાચે નૃત્ય કારિણી રે,
નાટારંગ થાય થેઈકાર આનંદ ૮

સીમંતનું કર્મ વેદવિહિત કીધું રે,
ગર્ગાચાર્ય કર્માન્તરના જાણ; આનંદ.

વેદ ભણે બીજા વેદીઆ રે,
એ શોભાની સમોવડ હોય કોણ. આનંદ. ૯

ણુસડિયો અભિમન્યુ આવી ખોળે બેઠો રે,
કુમકુમે કર પીળી ખુસડ થાપી, આનંદ.

પસલી ભરાવી સોનામો'ર વડે રે,
પ્રસન્ન કીધો સુખ માગ્યું તે આપી આનંદ ૧૦

સુભદ્રાજી નણંદે બાંધી રાખડી રે,
ખોળો ભરિયો જાદવકુળની રીતે; આનંદ.

રાખડી બંધ મણી દામી ડગલાં દાપું રે,
બન્નેને સંતોષ્યા પૂરણ પ્રીતે. આનંદ. ૧૧

રીતે ભાતે સર્વે કીધો ચાંદલો રે,
અંબર આભૂષણ હીરા મો'ર આનંદ.

કુળગોત્ર જ્ઞાતિ રીતિ રૂડી કીધી રે,
વેદ વિધિ કીધી કહી જ્યમ ગોર. આનંદ. ૧૨

વલણ

ગોર કહી ત્યમ વિધિ કીધી, આનંદ વાધ્યો અત્ય રે;
આગળ બાકી રીત રહી તે, કહીશ જેવી મત્ય રે. ૧૩
મામેરાની વિધિ કહું તે, સાંભળો સહુ જન રે;
દયો કહે ગુરૂ પ્રતાપે, આનંદ વાધ્યો મન રે. ૧૪

## કડવું ૯મું

"માદીના ચોખાનો" ઢાળ.

કુંદિનપુરથી આવ્યા ભીષ્મક ભૂપતિ,
બંધવ બાઈના સાથે આવ્યા ચાર,
બીજા સંબંધી સંગે ઘણા; વાજાં વાજે ગાયે ગોરી ગીત,
છાબ સજી બહુ સુંદર નહિ મણા. ૧
મોસાળું લેઈ આવ્યા વેવાઈ મો'લે,
સભામાં શોભ્યા હળ્યા મળ્યા;
વસ્ત્ર માટે દ્રવ્યની બહુ થેલી, ભૂષણ હીરા-મણિના જાય કળ્યા. ૨
પ્રથમ પુત્રીને સોળે શણગાર, સુંદર પટોળી ચરણો કાંચળી;
જામાત્ર શ્રીકૃષ્ણજી સંતોષ્યા, વસ્ત્રાભૂષણ આપ્યાં બહુ નનરળી. ૩
વસુદેવજીને સહસ્રસોનાની મો'રો, પાઘ અનુપમ જોટો પામરી;
બલભદ્રજીને પણ આપ્યું તે રીતે, પાઘે પાંડવ ભલી ભાતેકરી. ૪
ઉગ્રસેન રાજાને શાલ જોટો, મુકટ આપ્યો મણિમાણક જડ્યો;
ઉદ્ધવજી અક્રૂર આદે સહુ જાદવ, રીતે પોંખ્યા લાઝો ના પડ્યો. ૫
અભિમન્યુને આપી મણિની માળા,
પાઘ સેલો આપી પ્રસન્ન કર્યા;
મણિ-માણેક જડિયા સહુને શિરપેચ, મોતીના તોરા મસ્તક ધર્યા. ૬
શેષ શંકર બ્રહ્મા ઇંદ્ર ચંદ્ર, સૂર્ય ધર્મ વરુણ ને ગણપતિ;
અગ્નિ વાયુ રૂદ્ર છે અગિયારરે, આઠ વસુ ને બીજા સુર અતિ. ૭
પાતાળેથી પન્નગ સર્વે આવ્યા, રૂપ પલટિયા તે કોઈ નવ લહ્યાં;
સહુને શ્રીહરિદર્શનની અભિલાષા, એક પથ બે કારજ થયા. ૮

સર્વ રાજાને સબળા મન્માન્યા, ગોરનુ દાપુ બમણું આપિયુ,
પુરૂષમંડળ પહેરાવ્યું સહુ પ્રીતે વચન કોઈનુ ના ઉથાપિયું. ૯
સ્ત્રીમા પ્રથમ વેવાણ દેવકીજીને, ચીર અનુપમ ઝીણો જરકશી;
અદ્ભુત આભૂષણ ને મોતીમાળા રોકડ આપ્યુ નહિ બાકીકશી; ૧૦
રોહિણીજી આદે સહુ વેવાણોને,
સમોવડ ગણીયાં ભીષ્મક ભામિની,
પટરાણી સો તેને સરખી રીતે, તેજ પ્રમાણે સર્વે કામિની. ૧૧
કુંતીજીને આપી સુરંગ સાડી, ઘરચોળું કરમજનું રેવતી;
સુભદ્રા પાંચાળી ભારે સાળુ, કોર જરીપાલવ શોભે અતિ; ૧૨
સબંધ પ્રમાણે સહુ પેહેરાવ્યાં, જાદવસ્ત્રી ગોગણી પોખિયા;
બાળા મંડળ કોઈ રહ્યું નહિ બાકી,
સેવક જન પણ બહુ સંતોખિયા, ૧૩
ભવનુ મોંઘું ભાગ્યુ બેનને બાપે, કોડ પૂર્યા સહુ કાંઇ બાકી નહિ;
રંગે જંગે પગરણું પૂરણ કીધુ આનંદ ઉત્સવ એવો નહિ કહી ૧૪
ધેણુને પાટ ઉઠાડ્યા આપ્યું પટોળુ, સાસુ દેવકીજીએ તે સમે;
ઉઠ્યા વહુજી મંદિરમાં પધાર્યા, ગોત્રજ સામુ સર્વેને નમે ૧૫
મિષ્ટાન્ન ભોજન સહુ કોઈને રે કરાવ્યા,
રીતેપ્રીતે સર્વ વોળાવિયું;
સીંમત એ શ્રીરૂક્મિણીજીનું ગાયુ, હરિજન હૈડામાં ઘણું ભાવિયું ૧૬
શ્રીરેવાજીને તટ ચાણોદ ગામ કવિજન કેરો ત્યાં વિશ્રામ છે.
સાઠોદરો નાગર બ્રાહ્મણ હરિભક્ત, જન દયાશંકર એવું નામ છે. ૧૭
તેણે એ ગુણ ગોવિંદ ગાયા પ્રીતે,
જ્ઞાતિ રીતે ત્રણ કડવે કહ્યુ;
શીખતા સાભળતા ગાતા ગીતે, આનંદ મંગળ થાય નિશ્ચે લહ્યુ ૧૮

વલણ

લહુ નિશ્ચ આનંદ મંગળ, થાય પ્રભુ પ્રસન્ન રે,
પૂરણ હોય મનકામના, જે બોલો જગજીવન રે, १९
પાપ સહુ સંતાપ નાસે, હોય વૈકુંઠ વાસ રે,
શ્રીરૂક્મિણી શ્રીકૃષ્ણજી બેહુ પુરે તેની આશરે २०



# કુંવરબાઈનું મામેરૂં

પ્રથમ શ્રી ગુરુગોવિંદને નમુરે, ગાઉં ભક્તવત્સલનું ચરિત્ર,
મોસાળુ માધવે કર્યું રે ટેક.
ગાતા આનંદ મંગળ ઉપજેરે, પતિત પાવન પરમ પવિત્ર. મો १
સોરઠ દેશમા જીર્ણગઢ ગામ છેરે
નાગર વિપ્ર નરસૈં મેહેતા નામ મો २
માણિક મેહેતી સ્ત્રી સુત શામળદાસ છેરે,
કુવરી કુવરબાઈ ભાગ્યનુ ધામ મો ३
શ્રીરંગ મેહેતાના સુત સંગે એ વરીરે
તેને આવીયો સમય શ્રીમંત મો ४
મામેરૂં કરવા મેહેતોજી આવીયારે,
છે સહાયમા એક ભગવંત મો ५
કુવરબાઈ પિતા પ્રતિ બોલીયારે,
વિના દામ આવ્યાનુ શુ કામ મો. ६
મેહેતો કહે પુત્રી મારી હૈયે હાર મા રે,
કોડ પૂરશે સુંદર શ્યામ મો ७

મેહેતાને નીર નાહાવા તાતું ધર્યુંરે,
સમોવણ માગતાં કરી વાંકી વાત મો. ૮
મેહેતે ત્યાં જ ત્રિકમનું સ્મરણ કર્યુંરે,
પુરૂષોત્તમે પ્રેર્યો વરસાદ. મો. ૯
એટલે મામેરાંની વેળા થઇરે, નરસૈયે સમર્યા શ્રીનંદકુમાર. મો. ૧૦
ઠાલી છાબ લેઈ મંડપમાં ધરીરે, કરે નાત ઠંઠોળી અપાર. મો. ૧૧
એવામા શ્રીહરિ શેઠ થઇ આવીયારે,
સાથે લક્ષ્મીજી છે શેઠાણી. મો. ૧૨
વસ્ત્ર મોટાં ને દ્રવ્યની ઠેલીઓરે, મોતી મંડપમાં બહુઆણી મો. ૧૩
સ્વરૂપ જોઇ સૌ ચકિત થઈ ને રહ્યુંરે,
ટળ્યા વેવાઈ વેવાણના ગર્વ. મો ૧૪
વિઠ્ઠલ કહે વાણોતર છું મેહેતા તણોરે,
મંગાવ્યા પ્રમાણે લાવ્યા સર્વ. મો. ૧૫
અમૂલ્ય અંબરે છાપ સુંદર સજીરે,
આપ્યાં જેને જેમ જોઈએ તેને દામ. મો. ૧૬
સ્ત્રી મંડળ સંતોષ્યુ માહાલક્ષ્મીરે,
પુરૂષ પ્રભુયે કીધા પૂરણકામ. મો. ૧૭
કુંવરબાઈ કમળાએ રુદિયાશું ચાંપિયારે,
મારી પુત્રી તુંને શેનાંકોડ. મો. ૧૮
શોળ શણગાર આપ્યા સોહામણારે,
મેહેતો સંતોષ્યા શ્રીરણછોડ. મો. ૧૯
અંતરધાન થયાં બેઉ એવું કરીરે,
હરિસેવાનું ફળ જુએ જગત. મો. ૨૦

આકાશથી નાંખી વળી કાંચળીરે,
લાડ પૂરી પ્રસન્ન કર્યો ભગત. મો. ૨૧
પ્રસન્ન કરી પુત્રી સૌને હળીમળીરે,
મેહેતાજી આવ્યા જુનાગઢ ઘેર. મો. ૨૨
જે કોઈ ગાય શિખેને સુણે કહે દયોરે,
તેને થાય શ્રીકૃષ્ણની મેહેર. મો. ૨૩



# श्रीकृष्ण उपवीत.



પ્રથમ પ્રણમું શ્રીગુરૂ ગોપીનાથનેરે;
સૂક્ષ્મ રીતે ગાઉં જદુવર-જનોઈ. વસુદેવ ઘેર સોહેલોરે.
પરમપવિત્ર એહ ચરિત્રનેરે;
ભાવે ભણજો સુણજો સર્વ કોઈ. વસુદેવ ૧
વ્રજવાસીને લાડ લડાવીનેરે,
મધુપુરીમાં પધાર્યા માધવરાય; વસુદેવ
કંસને ઉત્થાપિ ઉગ્રસેન સ્થાપિયારે,
માતપિતા મન મોહ કહ્યો ન જાય. વસુદેવ ૨
પ્રથમ પગરણ મંદિર માડિયુંરે;
દેવકી વસુદેવે પૂરણપ્રીતે. વસુદેવ.
કૃષ્ણકુંવરને ઉપવીત આપવારે;
તાડ્યો કોડ્યો જાદવકુળની રીતે. વસુદેવ. ૩

ગર્ભ સહિત દ્વાદશ વર્ષે ક્ષત્રિય કુળનેરે;
દ્વિજજાતિસંસ્કાર કરાવ્યો હોય. વસુદેવ.
અષ્ટ સોળ સંવત્સર વાડવ વૈશ્યનેરે;
વેદ વિધિમા ભાખ્યુ નિશ્ચે સોય. વસુદેવ. ૪
જોશી તેડી મુહર્ત જોવડાવિયુંરે,
માસ દિવસ શુભ બેસાડ્યા ગણુનાથ: વસુદેવ.
દેશ દેશ લખાવી કંકોતરીરે;
મુહર્ત ઉપર આવજો સહુ સાથ. વસુદેવ. ૫
નવવરઘથી પીઠી ચોળી નાથનેરે,
લાડકા લાડુ સર્વે કોઈ લાવે; વસુદેવ.
પુષ્પ ચોસર ગજરા ગુંથી માલણુ લાવેરે;
નટવર મારો નાથજી શોભાવે. વસુદેવ. ૬
વાજીંત્ર વાજે નાના પ્રકારનાંરે;
મંગળ ગાય માનુનીનાં વૃંદ. વસુદેવ.
દશ દિશાથી નોતર્યા સહુ કોઇ આવિયુંરે;
પાંડવ આદે પામીને આનંદ. વસુદેવ. ૭
મંડપ મનોહર રચિયો વિશ્વકર્માએરે,
ગાન તાન થાય થેઈકાર. વસુદેવ.
પૂર્વ દિવસે જટા અધિવાસન કીધુંરે;
ગર્ગાચાર્ય વિદ્યાના ભંડાર. વસુદેવ. ૮
બીજે દિવસે ગોત્રજ ગણુપતિ પૂજિને રે;
વૃદ્ધ શ્રાદ્ધ કીધું વસુદેવ. વસુદેવ.
રંન્યાદેવી પધરાવ્યાં જાતકર્મ કીધું રે,
નામ કર્મ કરિયું તત્ ખેવ. વસુદેવ. ૯

અન્નપ્રાસન કર્મ ચૌલકર્મારંભ્યું રે;
દધી ઓદન ભક્ષ્યું બટુકાચાર વસુદેવ.
શુદ્ધાચમન કરાવ્યું સુંદર શ્યામને રે;
વપન વિધિ કરી દેવ મોરાર. વસુદેવ. ૧૦
કુન્તા ફોઇએ વ્હાલધરી વાળ ઝીલ્યા રે;
શત ઘણુ સુવર્ણ લીધું બંધવ પાસ. વસુદેવ
આ ઘોળ કરાવી અગ વસ્ત્ર કર્યું રે;
ગુરૂ પાસે પધરાવ્યા શ્રીઅવિનાશ વસુદેવ ૧૧
કટિ મેખલા કૌપીન ધરાવીને રે;
ભાલે અરચા કેસર કેરી કીધી. વસુદેવ.
શીશ ઉપર કીધો કુંમ કુંમ સાથિયો રે;
આરંભિયું ઉપનયન કર્મ વિધિ વસુદેવ ૧૨
શિવસુત પૂજી કુશાડિકા કર્મ કર્યું રે;
અજીનાભાવે ધનુષ ધાર્યું નાથે. વસુદેવ
મુન્જની મેખળા આણુનાથે પે'રી રે;
ન્યગ્રોધનો દંડ તેની સાથે વસુદેવ. ૧૩
આચમન કરી યજ્ઞ પુરૂષ પ્રભુએ રે;
યજ્ઞોપવીત પે'ર્યું તત્ ખેવ વસુદેવ
ગર્ગગુરૂ કે'વરાવ્યું કો' બ્રહ્મચારી થયા રે;
ઇંદ્રના સૂર્યના વિશ્વદેવ. વસુદેવ. ૧૪
હસ્તે હૃદે મૂકી આચાર્યે એમ કહ્યું રે;
સારી રીતે વર્તો સર્વ પ્રકાર વસુદેવ.
વૈશ્વદેવ કર્યા વિના આપોશન વિના રે;
મુકરર ભોજન કરવું નહિ બ્રહ્મચાર. વસુદેવ. ૧૫

વૃથા વાણી કદાપિ ના બોલવી રે;
શિક્ષા એ દિવસે ન સૂવું લેશ. વસુદેવ.
પિતા ગુરૂ બે મળીને વસ્ત્ર ઓઢી દીધો રે;
બ્રહ્મચારીને ગાયત્રી ઉપદેશ વસુદેવ. ૧૬
શિવ બ્રહ્માદિક દેવ મુનિ મહિપતિ રે;
સભા સુંદર શોભાનો નહિ પાર. વસુદેવ.
મંજુલ મંડલ સામુ તેવું શ્યામાઓનું રે;
ગાય ગીત સમયાનુસાર. વસુદેવ. ૧૭
વાજંતા ગાજંતા સુંદર ઠાઠથી રે;
ઉગ્રસેન લાવ્યા ત્યાં મોસાળું. વસુદેવ.
વસ્ત્રાદિક જે જોઈએ તે સહુ લાવિયા રે;
જ્યાં જોઇએ ત્યાં સર્વે આકઝમાલ. વસુદેવ. ૧૮
શ્રીફળ કંઠે બાંધી પ્રદક્ષિણા કીધી રે;
ઇત્યાદિક સહુ વિધિ સાધી સાક્ષાત. વસુદેવ.
એટલે ભિક્ષા પરિવેષણ કરવાને આવ્યાં રે;
અતિ આનંદે દેવકીજી માત. વસુદેવ. ૧૯
"ओम् भवति भिक्षां देहि" કહી બ્રહ્મચારીરે;
"ओम् स्वस्ति"કરી ગ્રહી શ્રીનાથે. વસુદેવ.
તાંદુળ શ્રીફળ મોદક મુદ્રા સરવે ધરી રે;
જનની ભિક્ષા દીધી સુતને હાથે. વસુદેવ. ૨૦
સાતવાર એ રીતે લઇને ગુરૂને અરપી રે;
માતુલ ભિક્ષા ગામતણી એ રીતે. વસુદેવ.
મુંજ મેખલાદિક આચારજને આપી રે;
લૌકિક સ્નાન કર્યું પ્રભુએ પ્રીતે. વસુદેવ. ૨૧

વસ્ત્રાભૂષણ પહેર્યાં વળતાં વિઠ્ઠલે રે;
કેસરી અર્ચા ભવ્ય ભાલે કીધી વસુદેવ.
ગોત્રજ ગુરૂ ગુરૂજનને નમીઆ નાથજી રે;
ચિરંજીવો આશીષ અખિલે દીધી. વસુદેવ. ૨૨
વળતાં વેણુ દંડ દેઈ બટુઓ વળાવ્યો રે
મામે કટી બેસાડીને પધરાવ્યા; વસુદેવ
બળ રામ કૃષ્ણ બંધે રે,
ચાર સૌભાગ્યવંતીઓએ વધાવ્યા વસુદેવ. ૨૩
બ્રાહ્મણ ભોજન સહુકોને સુંદર રીતે રે;
વિવેકે સહુને કીધાં સનમાન. વસુદેવ.
કન્યાદે આદિ નોતરે વિધિએ વોળાવીરે,
એ શ્રીહરિનું જનોઇ કીધું ગાન વસુદેવ ૨૪
નાગર જ્ઞાતિ વિપ્ર સાઠોદરો રે,
દયાશંકર કવિ શ્રીકૃષ્ણદાસ. વસુદેવ
તેણે આ ચરિત્ર ચારૂ કોડે ગાયુ રે;
ગાતાં સુણતા સહુને વૈકુંઠ વાસ. વસુદેવ. ૨૫

વલણ

વાસ વૈકુંઠ પામીએ, વામીએ અઘ સંતાપ રે;
પ્રેમે પ્રભુ જશ-ગાન કરતાં, ભય ટળે મહા શાપ રે. ૨૬
મનુષ્યા દેહ ભરત ખંડમા, તેના ભાગ્યનો નહિ પાર રે;
કયો ભણે જેણે ભાવશું, ભજિયા શ્રી નંદકુમાર રે. ૨૭



# મીરાં ચરિત્ર

મીરાં મન મોહનશું માન્યું;
વરિયા વરિયા શ્રી ગીરધરલાલ
જાણે જગ નથી કંઈ છાનું. ટેક.
જેમલ રાઠોડની દીકરી રે સુણો,
મેડતા એનું રે ધામ;
રૂપગુણ કોઈ સમોવડ નહીં,
રૂડું ધર્યું મીરાંબાઈ નામ. મીરાં૦ ૧
જોશીએ વાંચી જનમોતરી રે,
તેમાં લખ્યું નીકળ્યું એહ;
એ તો વરશે વિશ્વંભરનાથને રે,
કરશે નંદકુંવરશું નેહ. મીરાં૦ ૨
ઉદયા તે પુરનો રાણીયો રે રાણો,
તે સાથે કરી છે સગાઈ;
પરણાવીને વળાવ્યાં સાસરે રે,
કંઈ લૌકિક રીતે મીરાંબાઈ. મીરાં૦ ૩
દેવીને દેવા વધામણાં રે,
ચાલ્યાં ઘરે-કન્યા સહુ જન;
રાણે પારવતીજી પૂજ્યાં રે,
મીરાનું તો મોહનમાં મન. મીરાં૦ ૪
સાસુ કહે સૌભાગ્ય વધે રે,
વહૂ નમો શક્તિને પાય;
મીરાં કહે મસ્તક મારૂં નહીં નમે રે,
વિના એક શ્રી ગિરિધરરાય. મીરાં૦ ૫

સાસુ કહે મારું બોલી આજથીરે,
મારે નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યું એહેને રાખો પરી રે,
એક ન્યારું રચાવો એનું ધામ. મીરાં૦ ૬
એવું સુણીને મીરાં મગ્ન થયાં રે,
ભલુ થયું ભાગ્યો જંજાળ;
સાધુની સંગે દિન નિર્ગમશુંરે,
સુખે સેવીશું ગાઇશું ગોપાળ મીરાં૦ ૭
નંદનંદન સાથે ન્યારાં રહ્યાં,
મીરાં હરિજન આવે ઘણા ઘેર.
નિત્ય ભજન કથા કીરતન ઓચ્છવરે.
હરિને લડાવે કરે લેહેર. મીરાં૦ ૮
નણદલ આવી મીરાંબાઇની પાસેરે.
ભાભી આ શો માંડ્યો ઉતપાત;
સાસરે રાણાજીનું કુળ લજાવ્યુંરે
વળુ મહીએર લજાવ્યાં માતતાત. મીરાં૦ ૯
અંબર આભળ પેહેરો અનુપમરે,
સજો સુંદર શણગાર;
મેહેલે પધારો રાણાજી તણેરે,
રમી રીઝવી હ્યો ભરથાર. મીરાં૦ ૧૦
છાપાં તિલક આ શાં તુલશીનાંરે,
માળા નાચો ખુંદો વેરાગીને વેશ;
સંગ મુકી દો સાધુ સંતનોરે,
રાણાજી તો કરે છે સુણી કલેશ. મીરાં૦ ૧૧

મીરાં કહે બાઇ સાંભળોરે.
કલેશ ટળવાનો એકજ છે ઉપાય;
કેહજો રાણાજીને સાધુને સેવેરે,
પ્રેમે નૃત્ય કરીને હરિ ગાય. મીરાં૦ ૧૨
વળી ઓનું રૂપું પેહેરે શુ ઘુઘર્યું રે,
કહાડી નાખો એ ડાકડમાળ;
છાપાં તિલક ધરી સાધુમાં બેસોરે,
આ લો પેહેરો તુળશીની માળ. મીરાં૦ ૧૩
તમો પણ જાઓ શીઘ્ર સાસરેરે,
બાઇ વૃથા વટાળો શાને દેહ;
મનગમના મોહનવર સાથેરે,
તમો સરવ તજીને કરો સ્નેહ. મીરાં૦ ૧૪
ઉદ્ધરી જાશે પીયર સાસરું રે,
થઇ જાશે તમારૂં કલ્યાણ;
હરિ નહિ ભજો તો અંતે થાશે ફજેતીરે,
જમ કરથી મુકાવશે કોણ? મીરાં૦ ૧૫
કહેજો તમારી માતને રે,
વૃદ્ધ થયાં ગોવિંદ ગુણ ગાય;
હરિવિના કોટી દેવ સેવશોરે,
તોયે જનમ મરણ નહિ જાય. મીરાં૦ ૧૬
સુણી એમ છણકતી ખીજતી રે,
બાળા આવી બંધવની પાસ;
ઓ ભાઇભાભી કહે છે થાઓ વેરાગીરે,
સહુ મૂકી દો ઓ રાજ અવાસ મીરાં૦ ૧૭

એવું સુણીને આવ્યો રોષ રાણાને રે,
પ્રેર્યા સેવક મીરાને અવાસ;
લાવો ખબર છે શા રંગમાં રે,
કોણ કોણ બેઠું છે એની પાસ. મીરાં૦ ૧૮
અનુચરે આવી એમ કહ્યું જે,
નથી ત્રીજું માણસ આ વાર;
રાણીજી સાથે કોઈ પુરૂષ છે બીજો રે,
ઘરમા થઈ રહ્યા છે થેઈકાર મીરાં૦ ૧૯
સુણતામા રાણો થયો રાતડો રે,
ખેંચી ખડગ ધાયો છે તેણીવાર;
પેહો મીરાને મેહેલે એકલો રે,
કોઈ આવે ના ધાઈ દીધાં દ્વાર. મીરાં૦ ૨૦
આવી જોયુ તો મીરા એકલી રે,
પ્રભુએ એને ના દીધું દરશન;
પૂછ્યુ મીરાને પેલો પુરૂષ કયાં છે રે,
તાહારે લાગ્યુ છે જેશું લગન. મીરાં૦ ૨૧
કયાં છે પૂછો શું રાણા રોશમા રે,
તે તો સઘળે વસ્યો ભરપૂર;
ધ્યાનમાં જુવે જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે રે,
રહે છે દુષ્ટથકી એ દૂર. મીરાં૦ ૨૨
કાહાડી નાખો આ કલેશ કપટ સંગે રે,
નિર્મળ કરોની મન;
પ્રેમભક્તિએ પરબ્રહ્મ ભજો તો,
તમને થાય તેહેના દરશન મીરાં૦ ૨૩

એવું સુણીને આગ લાગી ઘણી રે,
પણ ભાવ ન આવ્યોરે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરેરે,
એહવે દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં૦ ૨૪
તોહે મુરખ સમજ્યો નહી રે,
મન સાથે ના કીધોરે વિચાર;
બીજું ખડગ એણે ખેચીયુ રે,
ત્યારે હરિયે દેખાડી મીરાં ચાર. મીરાં૦ ૨૫
છોભો પડ્યો પાછો ફર્યો રે,
રાણો આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મીરાને મોકલ્યો રે,
પીજો રાણાજીએ આપ્યું છે ઝેહેર. મીરાં૦ ૨૬
લીધો મીરાંએ મન મગ્ન થઇને રે,
પ્રભુને દેખાડી કર્યું વિષપાન;
અમૃત સરીખુ થઈ ગયુ રે,
એને સમરથ ધણી ભગવાન મીરાં૦ ૨૭
મીરાંબાઈ આવ્યાં વૃંદાવનમારે,
પ્રેમે નિરખ્યા શ્રી વ્રજરાય;
શ્રી જમુના જળપાન કર્યું ને,
કરી છવા ગોંસાઇને શિક્ષાય. મીરાં૦ ૨૮
હરિજન જાણી મીરાંએ મળવાનું કાહાવ્યું રે,
તેણે કાહાવ્યું ના જોઉ સ્રીનું મુખ;
મીરાં કહે સારૂં થયું જાણ્યું સવારૂં રે,
મારે પણ પરપુરૂષ જોએથી દુઃખ મીરાં૦ ૨૯

આજલગી હું એમ જાણતી જે,
મજમાં કૃષ્ણ પુરૂષ છે એક;
વૃંદાવન વસી હજી પુરૂષ રહ્યા છો,
તેમાં ધન્ય તમારો વિવેક. મીરા૦ ૩૦
એહેવું સુણીને ગ્લાની પામીઆ રે,
જીવાગોંસાઈ મળ્યા સામા ધાઈ;
હળીમળીને હરિની વાર્તા કરીને,
આવ્યાં મેવાડ દેશ મીરાબાઈ. મીરા૦ ૩૧
કરી તઈયારી ચાલ્યાં દ્વારિકારે,
પ્રેમે નિરખ્યા શ્રીરણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યાં રે,
સદા પોખ્યા છે મનના કોડ. મીરા૦ ૩૨
પાછળથી પસ્તાવો રાણાને થયોરે,
ગયું ઉતરી મનનું ઝેહેર;
મુખે માગે તે આપું તેહનેરે,
જે કોઈ લાવે મનાવી મીરા ઘેર. મીરા૦ ૩૩
ઉપરા ઉપરા તેડાં મોકલ્યા રે
આવીને લાગ્યા સહુ પાય;
માજી પધારો મેવાડમાં વેહેલા રે,
રાણોજી તો અંન નવ ખાય. મીરા૦ ૩૪
જ્યા લગી રેહેશો તમો દ્વારિકાં રે,
ત્યાંહા લગી કરૂ અપવાસ;
આગ્રહ દેખી મીરાં વિદાય માગવાને રે,
આવ્યાં શ્રીપ્રભુજીની પાસ. મીરા૦ ૩૫

હરિએ હકીકત સાંભળીને રે,
હસી ચાંપી હૃદયા સાથ;
શ્રીકૃષ્ણસ્વરૂપમાં સમાઈ ગયાં મીરાં રે,
જે જે બોલો શ્રી દ્વારિકાંનાથ. મીરાં૦ ૩૬
ચરિત્ર એ મીરાંબાઈનું રે,
જે કો શિખે સાંભળે ને ગાય;
પ્રેમભક્તિ તેહને મળે ને,
ત્રુઠે દયાનો પ્રીતમ વ્રજરાય. મીરાં૦ ૩૭



## કાત્યાયનીનો ગરબો

જીરે એક સમે વ્રજકન્યકાજી, મોહી જોઈ કૃષ્ણસ્વરૂપજી;
મન ઇચ્છા સહુને ઉપનીજી, વરવો વર એ અનુપજી ૧
કાંઈ સાધન સબળું કીજીએજી, તો એ કંથ પમાયજી;
કહિ કાત્યાયની વ્રત આચર્યુંજી, વરવા શ્રીવ્રજરાયજી ૨
માર્ગશીર્ષ માસ પ્રતિપદાજી, વ્રત આરંભનો દિનજી;
સહુ પ્રાતઃકાળ કુમારિકાજી, ઉઠી આનંદ મનજી. ૩
સામગ્રી પૂજનની ગ્રહીજી, કરતી હરિગુણ ગાનજી;
સખી ટોળે મળી સહુ સંચરીજી, કરવા જમુના સ્નાનજી. ૪
શ્રી મહારાણી[1]જીમાં નાહીનેજી, પહેર્યાં પવિત્ર પટકૂળજી;
કરી વેળુકા[2]ની દેવી પ્રત્યમા[3]જી, કાલિંદીને કુલ[4]જી. ૫
જલ કુંકુમ અબીલ ગુલાલજી, પુષ્પમાળ ધરી માથજી;
ધૂપ દીપ ભોગ તંબોળ અરપીયાંજી, પ્રેમે લાગ્યાં પાયજી. ૬

૧ જમનાજી. ૨ રેતી. ૩ પ્રતિમા ૪ કિનારા

કરજોડી કહે સહુ કન્યાજી, સુણો કાત્યાયની માતજી,
મહા યોગેશ્વરી સુત નંદનાજી, મુજ પતિ કરો સાક્ષાતજી ૭
કરે જાપ સર્વ એ મંત્રનોજી, વળતાં આવે ધામજી;
હવિષ્યાન્ન જમે અવની સુવેજી, ધ્યાન સદા ઘનશ્યામજી ૮
એમ એક માસ પૂરો થયોજી આવ્યો છેલ્લો દિનજી;
સત્ય ફળ પામ્યાફેરી થઈજી, એવું જાણ્યુ જુગજીવંનજી. ૯
ગોપસંગે ગાયો કરી ચાલતીજી, પ્રભુ આવ્યા જમના તીરજી,
જળ ક્રીડા કરે નગ્ન કન્યકાજી, હરિ ચઢ્યા કદમ લઈ ચીરજી. ૧૦
અબળા અંબર દીઠા નહિંજી, ચમકી ઉચું ભાળ્યુંજી;
દીઠાં વસ્ત્ર વૃક્ષની ડાળમાંજી, પાસે નટવરરૂપ નિહાળ્યુંજી. ૧૧
બાહે જોડી બાલા કરગરેજી, પ્રભુ ટાઢે કંપે તનજી;
અમો સર્વ તમારી કિંકરીજી, પટ આપો પ્રાણજીવંનજી. ૧૨
શ્રીકૃષ્ણ કહે સુણો સુંદરીજી, તમો નિરાવરણ કયમ ન્હાયાંજી;
વ્રતભંગ થયું ફળ શું મળેજી ઉલટાં દોષે ભરાયાંજી. ૧૩
જો ફળ ઇચ્છો પાપ ટાળીનેજી, તો આવો સર્વે બહારજી,
સૌ લજ્જા મૂકી ઘો મનથકીજી, કરો સૂર્યને નમસ્કારજી. ૧૪
જેમ નાથે કહ્યું ત્યમ સહુજી કર્યુંજી, ફળ પામવાની આશેજી;
જોઇ પ્રેમ પ્રસન્ન પ્રભુજી થયાજી, વર આપ્યો કૃપાનિવાસેજી ૧૫
જાઓ રાસ રમશો મુજ સંગમાજી, પતિ તમારો થાશજી;
એમ કહી સહુ અંબર આપિયાજી, પૂરી અબળાની આશજી. ૧૬
એમ કહી કૃષ્ણ ગૌ ચારવા ગયાજી, ગોપી આવી સહુ ઘેરજી,
જે ગાય શીખેને સાંભળેજી, તેહને દયાનો પ્રીતમ કરે મેહેરજી ૧૭

૫ ઋતુ.



# પંદર તિથિ

## ગરબો

સુણો ઓધવજી. પ્રેમતણો પંથ અગમ તમો શું જાણો;
સ્નેહસાગરનું, નથી પીધું પય ત્યાં લગી જોગ વખાણો. ટેક.

જુઓ પ્રતિપદ યશ જેનો મીઠો,
તે પુરૂષ અમે માણ્યો ને દીઠો;
કહાં યોગ હરે તે ઉર બેઠો. સુણો ઓધવજી. ૧

બીજ વાવ્યું સ્નેહનું સુખ છે જાણી,
ઉગ્યું આનંદ વૃક્ષ સિંચે ગ્રેહ પાણી;
ફળ્યું ત્યારે લણ્યું કુબજારાણી. સુણો ઓધવજી. ૨

ત્રિજ ગત્ય મારી તનથી એહવી,
એ પટી કંથે કીધી જેહવી;
મળી કિંકરી કંસતણી તેહવી સુણો ઓધવજી. ૩

ચતુરથી ચતુર હું એને લેહેતી,
નામ સુઘડરાય સરવે કેહેતી;
પ્રભુતે ચતુરાઈ મેહેલી વેહેતી. સુણો ઓધવજી. ૪

પંચ મિથ્યા નવ કેહે આજ લહ્યું,
પ્રીત ના કરિયે કયહું સરવે કહ્યું;
અમો ન માન્યું તે દુઃખ સહ્યું. સુણો ઓધવજી. ૫

ષષ્ઠી સહુને સુખમાં સોહું,
અમારે ભાગ્યે આવ્યું રોવું;
સોકયને વાટે પતિસુખ દોહોવું. સુણો ઓધવજી. ૬

સપ્ત મીથ્યા હરિના આજ લહું,
તમને તજી કયહું નહિ જૈયે કહ્યું,
એમનું કહ્યું એમની પાસ રહ્યું. સુણો ઓધવજી ૭
અષ્ટ મિલાપ હાવાં નથી થાવો,
દાસીના સંગીથી શો દાવો;
ભલુ અમને દુઃખ એને લ્હાવો સુણો ઓધવજી. ૮
નોમે તે નેહ નથી એને,
અમો સ્નેહવાળાં પડ્યાં વશ ગ્રેહને;
નહિ જાણે વિયોગ પીડસ્હેને. સુણો ઓધવજી. ૯
દશમી અમો જાણી સરસ સાધી,
તેનું ફળ આ ગ્રેહની પીડ લાધી;
તેની ઝાળે નિશદિન દેહ દાધી. સુણો ઓધવજી. ૧૦
એકાદશ શ્રીકૃષ્ણ અમો સેવું,
અન્ય કો થકી નથી લેવું દેવું;
અમને નિશ્ચે સુઝે એવું. સુણો ઓધવજી. ૧૧
દ્વાદશે માસ સુખ દીધું શ્રીજી,
તેમાં શર્દ ઋતુની ગત્ય બીજી;
રતિ રસમાં ભીંજવીને ભીજી. સુણો ઓધવજી. ૧૨
તે રસ હાવાં અમો ક્યા મળિયે,
ક્ષણું ક્ષણું સુખ સાભરે ને બળિયે;
ખાધી સાકર લુણ કહો કયમ ગળિયે. સુણો ઓધવજી ૧૩
ચૌદશ જેનું જ્યાંહાં ચિત્ત ભમે,
તે, યોગ સાધે તે સારૂ સમે;
હમારૂં મન સદા શ્રીહરિમાં રમે. સુણો ઓધવજી ૧૪

પૂન્યે મેં કીધું પણ નહિ પૂરૂં,
મળ્યુ રત્ન અમૂલ્ય ગયુ દૂરૂં;
પહેલું સુખ પામી હાવાં ઝુરૂં. સુણો ઓધવજી. ૧૫
એમા સર્વે તિથિ સોળે આવી,
જેહ વિયોગે રસ ભરી નિત્યે ગાવી;
તેથી દયાનો પ્રીતમ વસે ઉર આવી. સુણો ઓધવજી ૧૬*

## પંદર તિથિ

પડવે પ્રાણજીવન પાખે, કે ધીરજ નવ રેહે રાખે;
અનુભવી લહે ન બણે ભાખે, મધુપ શ્રી માધવને કેહેજો. ૧
બીજે સહુ બ્રીજની બાળી, તલખે ત્રિભંગ લલિતે ટાળી;
પ્રીત કરી દીધી પાળી, મધુપ શ્રી માધવને કહેજો. ૨
ત્રીજે તાપ ઘણો તનમાં, મેહજવાળા પ્રગટી મનમાં;
કળ ન પડે રજની દિનમાં, મધુપ શ્રી માધવને કહેજો. ૩
ચોથે ચિત્ત ભૂધરમાંહિ ભમે, અન્યનું બોલ્યું પણ ન ગમે;
એ દુઃખ ઓસડથી ન સમે, મધુપ શ્રી માધવને કેહેજો. ૪
પંચમી પેર ન સૂઝે કશી, ઝેરી નટવર નાગે ડસી;
લહેર મદન રોમ રોમ વસી, મધુપ શ્રી માધવને કહેજો. ૫
છઠ્ઠે છળ છબીલે કીધો, મતલબ સાધી દગો દીધો;
પારધીની પેરે પ્રાણ લીધો, મધુપ શ્રી માધવને કેહેજો. ૬

* આ કાવ્યમાં દરેક તિથિના નામમાં કવિએ શ્લેશ મુકેલો છે. અને તે શ્લેશ બેસાડવાને માટે પાસપાસેના અક્ષર આધાપાછા કરવા પડે છે. પષ્ઠીનો દૃષ્ટિ, સપ્તના શપથ–સોગન અને અષ્ટ મિલાપ નો ઈસ્ટ મિલાપ વગેરે એવા અર્થ લેવા પડે છે.

**સાતમે** સોકલડી સંગે, નિત્યે રમે રસિયો રંગે;
તે અગ્નિ લાગે અંગે, મધુપ શ્રી માધવને કેહેજો ૭
**અષ્ટમી** અંતર દુઃખ સાલે, કોનું ધન કોઇ સુખ મ્હાલે;
રહિયે બળી કાંઈ નવ ચાલે, મધુપ શ્રી માધવને કેહેજો. ૮
**નોમે** નંદકુંવર નાવ્યા, જોગના સંદેશા કહાવ્યા;
ભોગ તો કુબજાને ભાવ્યા, મધુપ શ્રી માધવને કહેજો. ૯
**દશમે** દાવાનળ પ્રગટ્યો, વાયદા કેરો દીન વટ્યો;
ના આવ્યો એ લાલ લટ્યો, મધુપ શ્રી માધવને કેહેજો ૧૦
**એકાદશી** એક દીન હતી, પાસે હતા જ્યારે પ્રાણપતિ;
કયમ પ્રગટ કરૂં ગૂઢ ગતિ. મધુપ શ્રી માધવને કહેજો. ૧૧
**દ્વાદસ** સુરજતણો તડકો, તે મેહ તાપ તણો કડકો;
તેથી અધિક મુજ ઉર ભડકો, મધુપ શ્રી માધવને કેહેજો. ૧૨
**તે રસ** રીત્ય કયાંહ હોવાં, કુંજ સંકેત કરી જાવાં;
કયાંહાં તે અધરામૃત પાવા, મધુપ શ્રી માધવને કેહેજો. ૧૩
**ચૌદસ** સુખ નોતું લેખું, તે તે દિશા દુખડું દેખું
કારણ એ પિયું નવ પેખું, મધુપ શ્રી માધવને કેહેજો ૧૪
**શરદપુનમ** આવી સુખરાશી, વેહેલા આવોની ઘેર વ્રજવાસી;
રાસ રમો સંગ લઈ દાસી, મધુપ શ્રી માધવને કેહેજો ૧૫
એ પંદર તિથિ વરણી પ્રીત્યે, સ્નેહ સદેશાની રીત્યે;
દાસ દયે ગાઇ ગીતે, મધુપ શ્રી માધવને કેહેજો. ૧૬



# શ્રી રાધાજીનો વિવાહ ખેલ

એક સમે વ્રજકન્યકા, મારા રાજ,
હોજી રે શ્રી રાધાજી ખેલે છે માંહે,
કે હું બલિહારી રે, મારા રાજ. વ્રજરાજ૦ ૧
રમતાં આવ્યાં વૃંદાવનમાં મારા રાજ;
હોજી રે શ્રીકૃષ્ણ ખેલે છે જાંહે. કે હું. ૨
હરિએ દડુલો દોડાવિયો, મારા રાજ;
હોજી રે આવ્યો રાધાજીને હાથ; કે હું. ૩
માગે ગોવિંદ ગોપી ના કહો મારા રાજ;
હોજી રે પામો જો રમો અમસાથ. કે હું. ૪
બોલી લલિતા લાલસું, મારા રાજ;
હોજી રે રચીએ વેહેવાનો ખેલ; કે હું. ૫
કન્યા રંગીલી શ્રીરાધિકા, મારા રાજ;
હોજી રે વર થઈ કરો તમો કેલ. કે હું. ૬
સુણતાં મોહન મન માનિયું, મારા રાજ;
હોજી રે સરવે થયાં રસરૂપ; કે હું. ૭
સમજી સખા સરકી ગયા, મારા રાજ;
હોજી રે સખીઓએ માંડી ધા ધૂપ. કે હું. ૮
મનોહર મંડપ બાંધીયો, મારા રાજ;
રચ્યાં બે વેહેવાઇનાં ધામ; કે હું. ૯
કોઈ કીરતી વૃષભાન થઈ, મારા રાજ;
હોજી રે કોઈ જસોદા નંદ નામ. કે હું. ૧૦

ગણેશગોત્રજને બેસાડીયા, મારા રાજ;
હોજી રે કરી સહુ લગ્નની રીત; કે હું. ૧૧
કેટલીક નો'તરણી જાંદરણીબણી, મારા રાજ;
હોજી રે ગીતો ગાએ ધરી પ્રીત. કે હું ૧૨
પીઠી ચોળી વરકન્યા, મારા રાજ;
હોજી રે બેહુને સજાવ્યા શણગાર; કે હું. ૧૩
દેવકલુવો દાગ કરે, મારા રાજ;
હોજી રે સાસુએ પોકયા મોરાર કે હું. ૧૪
વરવહુ પધરાવ્યા માહેરા માહે, મારા રાજ;
હોજી રે ચોરી રચી નવરંગ; કે હું ૧૫
બ્રાહ્મણ થઈ ભણે કેટલી, મારા રાજ;
હોજી રે આનંદ બહુ સહુઅંગ. કે હું ૧૬
શુભ લગ્નઘડી મુહૂરત સમે, મારા રાજ;
હોજી રે થયો જુગ હસ્તમેલાપ, કે હું. ૧૭
મંગળફેરા દંપતી ફર્યાં, મારા રાજ,
હોજી રે મટ્યા સરવ પરિતાપ. કે હુ ૧૮
રાધિકા કૃષ્ણ આરોગિયાં મારા રાજ;
હોજી રે કોડે કરી કંસાર; કે હું. ૧૯
રીતેભાતે કીધો ચાંદલો, મારા રાજ;
હોજી રે વામા વધાવ્યા ચાર. કે હું ૨૦
લાડી વળાવ્યાં સાસરે, મારા રાજ;
હોજી રે કીધી રતિ રમકેલ્ય; કે હું ૨૧
આનંદસાગર ઉછળ્યો, મારા રાજ;
હોજી રે વળી છે માહા રંગરેલ્ય; કે હું. ૨૨

હળી મળી પૂછે સાહેલીયો, મારા રાજ,
હોજી રે કેહેની ગમ્યો વર એહ; કે હું. ૨૩
શ્યામા સુણી નીચું જોઇ હસ્યા, મારા રાજ;
હોજી રે પ્રગટ શું કહે પતિ નેહ. કે હું. ૨૪
કુળની રીતે છોડયા દોરડા, મારા રાજ;
હોજી રે ગાય વાંકાં રસગીત; કે હું. ૨૫
ક્ષણ ક્ષણું હેત હૈયે વધે, મારા રાજ;
હોજી રે ચોરે પરસ્પર ચિત્ત. કે હું. ૨૬
એમ સદા વૃંદાવનમાં, મારા રાજ;
હોજી રે ખેલે એજુગલ સ્વરુપ; કે હું. ૨૭
એ છે પ્રાણજીવન દયાદાસના, મારા રાજ;
હોજી રે આનંદ મંગળરુપ કે હું. ૨૮



## વ્હાલાજીના મહિના

કારતક માસે સુદી ગયા કંથરે, સખી સુને;
હું તો જોઉં છુ પિયુજીનો પંથરે, પળે પળે;
મેહે વાધે ગાતાં ગુણગ્રંથરે, રાધા કહે;
સહિયર માહારીરે, વાલમજી ઘેર ના આવ્યાજી. સખી૦ ૧
માગશર માસે મંદિર ખાવા ધાયરે, સખી સુને;
મુને કયહુએ કશું ન મોહાયરે, વહાલા વિના;
માહરે-પલક કલ્પસમ- થાયરે, કોને કહું. સખી૦ ૨

ભાદરવે ભલી વીજળી ચળકે રે, સખી જોની;
શોભા જોત આંખ્યે આંસુડાં ઢળકે રે, કાળજ ધીકે;
જાણે પ્રભુનું પીતાંબર ઝળકે રે, એવું દીસે સખી૦ ૧૧
આશ્વિન માસે તો રમવાને રામરે, વ્હાલો આવ્યા;
વાહાલે પૂરી સહુ પ્રેમદાની આશરે, આનંદ વાધ્યો;
ગુણ ગાય દયો કૃષ્ણનો દાસ રે, જોડી કર;
સૈયર માહારી રે વાલામજી ઘેર આવ્યાજી. સખી૦ ૧૨



## રાસલીલા

### ગરબી

વાગે વૃંદાવનમાં વાંસળીરે, ઊભો ઊભો વગાડે કાહાન;
નાદે વેધી મુનિવર પાંસળીરે, નવ રહી કોને સાન. વાગે૦ ૧
તરૂની શાખાઓ ઝુમી રહીરે, ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝુમી રહીરે, ભાગ્ય હમારાં આજ. વાગે૦ ૨
જમનાનીર ચાલે નહીરે, મૃગને મન મોહ થાય;
પંખી માળામાં માહાલે નહીંરે, નાદ સુણી ન રહેવાય વાગે૦ ૩
વાછરૂં કાન દઈને સાંભળે રે, કરે નહીં પયપાન;
ગાયો ગાળા તોડી તાંહાં પળેરે, નાદ સુણવાને કાન. વાગે૦ ૪
ફુલ્યાં કમળજળ ટાટડીરે, દીસે ઉદિયો છે ભાણ;
શંકર સમાધ મેહેલી રહ્યારે, થયું જગતને જાણ. વાગે૦ ૫
કાને પડિયો તે વ્રજની નારનેરે, વાહાલાજીનોરે નાદ;
તારુ ફદ પામે નિજ ધામનેરે, થઈ ગયાં સઉ સાદ. વાગે૦ ૬

એકે નેપુર કાને ઘાલીયુ રે, ચરણે પહેરી છે ઝાલ;
એકે કંકણ માથે ઘાલિયુ રે, એવી થઇ છે બેહાલ; વાગે૦ ૭
એકે કુમકુમ કાજળ રોળિયું રે, ટપકું કીધું છે ગાલ,
એકે ખાવું ઘાલ્યુ અંચળેરે, જોવા દીનદયાળ. વાગે૦ ૮
એકના કરમાં કોળિયોરે, પીતી ચાલી એક નીર;
એક છોરુ રડતાં મેહેલી ગઇરે, ચાલી જમનાને તીર. વાગે૦ ૯
એકના સ્વામીને મન આમળોરે, જાવા દીધી નહી નાર;
કરજોડી કેહે છે કામનીરે, મને જાવા દો નિરધાર. વાગે૦ ૧૦
સંગમાની ખ્હોતી સરવે ભામનીરે, પછી બેઠો ઘસવા હાથ;
રીસ તજીને રીસાળવેરે, દીન જઈ દીનાનાથ. વાગે૦ ૧૧
સરવે પેહેલી જઈ તે મળીરે, તેની દેહ પડી ઘરમાંહ્ય;
મોહનજીના અંગમાં જઈ મળીરે,
થાય અચરજ સહુ ત્યાહ્ય. વાગે૦ ૧૨
કુળનો ધર્મ નથી એ નારીઓરે, જાઓ પોતાને ઠામ,
ધન ધન તમારી રીતનેરે, મેલ્યાં ઘરનાં તે કામ. વાગે૦ ૧૩
આપના ઘરનાં તે કાજ ન મુકીએરે, આવી કરીશું કાલ,
વચન વહાલાજીનું સાંભળીરે, ગોપી બોલ્યાં સહુ વ્હાલ. વાગે૦ ૧૪
હાવાં કેમ જઇએ મંદિર ફરીરે, હમે તજીશું તંન,
દેખી ગોપીજનની પ્રીતસુંરે, હરખ્યા શ્રી ભગવંન. વાગે૦ ૧૫
હાવાં આવો આપણ સહુ મળીરે, રમીએ રુડો રો રાસ
એકએક ગોપી વચ્ચે નાથનેરે નિરખે રૂડી પેરે પાસ. વાગે૦ ૧૬
માંહો માંહે ભરાવી બાથનેરે, કહો કેમ જઇએ ઘેર,
વચમાં લીધા વળી નાથનેરે, રુપ જુવે રૂડી પેર. વાગે૦ ૧૭

ષમાસે શ્યામને શ્યામનીરે, ઉરની ત્રૂટી છે માળ.
ચાધી શરદપુન્યમની રાતડીરે, કીધી શ્રી રે ગોપાળ. વાગે૦ ૧૮
લીલા દેખી કુંજધામનીરે, પવન થયો ગતિભંગ.
દેવ તે વૃષ્ટિ કરે પ્રસન્ન થઈરે, દેખી વ્રજનો ઉમંગ. વાગે૦ ૧૯
બ્રહ્માદિક જાણે જોઈએ જઈરે, લીલા ગોકુળચંદ.
જેમ અભ્રવિશે ઓપાઈ છે રે તારા વચ્ચે જેમ ઇંદુ. વાગે૦ ૨૦
એ રાસલીલા જે ગાયે ને સાંભળેરે, તે પામે નિજધામ.
પાતક સરવે સમાવજોરે, કેહે જન દયારામ. વાગે૦ ૨૧



## બાળલીલા

### ગરબો

સજ્જન સાંભળોરે, હરિની બાળલીલા કાંઈ ગાશું,
કોટિક કલ્પનારે, પતિતપણાથી પાવન થાશું. ૧
ઈશ્વર અખિલતણારે, જેહેનું કરે શેષ શિવ વંદન,
ભક્તવત્સલ પ્રભુરે, માટે થયા નંદના નંદન. ૨
ગોકુળ ગામમાંરે, નિત્ય યશોમતીઘેર આનંદહેલી,
કાલાં તોતલાંરે, સુતનાં વચન સુણી થાય ઘેલી. ૩
મોહન મૂરતીરે. સેહેજે દીઠેથી મોહ લાગે,
તે હરિ હઠ કરીરે, મા મા કહીને માખણ માગે ૪
પાગે લંગરીરે, છમછમ કરતો છબીલો ચાલે.
લટકે લાડકોરે, રંગત લાકડલી કર ઝાલે. ૫
કટી કંદોરડોરે, ચરણ ધરંતાં ખમખમ બોલે,
લટકે કુમતુરે, શોભા નહિ કોઈ તેહની તોલે. ૬

પોહોંચા સાંકળારે, કરમાં કંચનકંકણ શોભે,
પોહોચી બેહેરખારે, બાજુબંધે બહુ મન લોભે ૭
ઉરપર સાંગલુંરે, સિંહનખ શોભે સોવણ મઢિયો,
મણિ મુક્તાતણીરે, માળાઓ જઈ નાભી અડીયો. ૮
મોહન મુખડુંરે, શરદપુનમશશીથકી બહુ સારૂં,
નિરમળ નાસિકારે, મોતી લળકે મોહ્યું મન મારૂં. ૯
લિલવટ લાલનુંરે, શોભે કુંમકુંમ બિંદુ દીધું,
આંજી આંખડીરે માજી ગાલનજરિયુ કીધું ૧૦
કુંડળ કાનમાંરે, પડ્યાં પ્રતિબિંબ કપોળે ઝળકે;
ઝુમણુ વેળિયુરે. મોતી ભરિયુ લટકે લળકે. ૧૧
મુખપરે ઝૂમ ારે, હરિને બિટ્ટળીયાળા કેશ;
છબિ ઘનશ્યામ છેરે, મનમોહન પ્રભુ બાળક વેશ. ૧૨
"મુખ દધી લેપિયુરે, નિરખે ઉર ભરી આવે વ્હાલ;
પરમ આનંદનોરે, સાગર નવનીતપ્રિય નંદલાલ. ૧૩
એવો લાડિલોરે, ઠમકે ચાલ ઠમકતી ચાલે;
મહીડું વલોવતારે, ગોવિંદ ગોળી ને રવી ઝાલે ૧૪
બોલે તોતલુંરે, ઠણઠણતો કાનડ થાય કાલો;
માડી ધવાડતીરે, હઠ કરી કહેતાં લાગે વહાલો. ૧૫
પાહનો ઊભયોરે, ફોકા દઈને કંઠ લપટાવે.
શિર સુંગ્રી કરીરે, લઈને ઊછંગે ધવરાવે ૧૬
ગોવિંદ ઘુંટડેરે, દૂધ પીયે જસોદા મુખ જોય,
પુચકારી કરીરે, જનુની આંગના આસુ લહોય. ૧૭
તૃપ્ત થયા પછેરે, માજી વિવિધ રમકડા આપે;
ખેલે આંગણેરે, ગોપીજન લઈ રૂદયા ચાપે. ૧૮

બાળક વેશ છેરે, પણ સુખ છાંનું સઘળું આપે;
કોઈને કેહે નહી રે, અબળા અતિ આનંદ ઉર વ્યાપે. ૧૯
લેતી ભામણાંરે, નિરખે શિશુ માટે સુખ સૂમે;
ઘેર જવાય નહીંરે લલચ્યું લાલ વિશે મન ઘૂમે. ૨૦
રમતાં આંગણેરે, કરદમ વળગ્યો છે શ્રીઅંગે;
બેહેક બરાસથીરે, ઝાઝી ફેલી છે હરિ સંગે ૨૧
એહવા રજ ભર્યારે, વછનું પૂંછ ગ્રહી કુરે પૂંઠે;
પડી જવાય છેરે, ગોપી હસી પડે વળી ઊઠે. ૨૨
વ્રજની સુંદરીરે, લાલચ માખણતણી બતાવે;
અંતર પ્રેમથીરે, પ્રભુને થેઈથેઈ થનક નચાવે ૨૩
બાળચરિત્રનોરે, આનંદ એવો વ્રજજન માણે;
વ્રજવાસીતણોરે, ભાગ્યતણો કોઈ પાર ન જાણે. ૨૪
નેતિ નિગમ કહેરે, અગમ અગોચર સહુથી અળગો;
તે પ્રભુ પ્રેમથીરે, આહિરડાને આવી વળગ્યો. ૨૫
ક્રીડા અવતાર ઘણારે, શિરોમણિ વ્રજલીલા વ્રજરાણો;
દાસ દયાતણારે પ્રાણજીવન ધન એ પ્રભુ જાણો ૨૬



## બાળલીલા

### ગરબો

કુંવરને વારોની રે વ્રજરાણી—ટેક,
સહુ વ્રજનાર મળીને આવી, શ્રી યશોદાજીને ધામરે;
લાડકવાયો પુત્ર કર્યો કયમ, વસિયે ગોકુળ ગામ. કુંવરને૦ ૧

એક કહે જળ ભરવા જાઉં ત્યારે, ઘરમાં પેસે ગિરધારીરે;
માનશો નહિ પણ માડી કહું તમે-
સાભળોને ગતિ મ્હારી. કુંવરનેo ૨
માંચ્યુ સંતાડ્યું હોય જે મ્હારૂં, તે, ક્ષણમાં એ શોધી કહાડેરે;
પોહોંચે નહિ તો પિંડો માંડે ને,
તેથી ન પોહોચે તો પાડે. કુંવરનેo ૩
ત્યારે માતાજી એમ બોલ્યાં તમે, ચતુર થઇ કા ચૂકોરે,
જ્યા એની દૃષ્ટે પડે નહિ વસ્તુ, ત્યા અંધારે મૂકો. કુવરનેo ૪
એક કહે મેં એ પણ કરી જોયુ, મુકયુ અંધારા માહેરે,
એને શી ચિંતા થાય અજવાળુ, જઈ ઉભો રેહે જાહે
કુવરનેo ૫
કૃષ્ણમાત ત્યારે એણીપેરે બોલ્યા, તું ઘેલી ગોપી શીદ શોચેરે,
મહિ માખણ ઉંચું શીકે મેહેલો
ત્યાં એ બાળક નહિ પોહોચે કુવરનેo ૬
તવ બોલી એક બાળા આવો, હુ શીકાની ગત્ય દેખાડુંરે,
શાણા સુતનાં જુઓ પરાક્રમ, થાયે અંતર ટાહાડું. કુવરનેo ૭
લાકડી લેઈ ચઢે અનુખળપર, શિકેથી લઈ સહુ ખાયરે;
સખાને આપે ને તેથી વધ તો, માકલડાને પાય. કુવરનેo ૮
માતા કહે અનુખળથી ન પોહોંચે. એવું ઉંચું તમે બાધોરે,
મટુકીતણુ મુખ વસ્રે વીંટીને,
સોય દોરડે લઇ સાધો કુવરનેo ૯
હજુ તમો પણ લક્ષણ લાડવાયા-ના ન જાણો માતરે;
ઘરમાં ગરીબ એ બારણે બીજે, વીતે તે ગણે વાત કુંવરનેo ૧૦

એક સખાની ખાંધે ચઢીને, અતિ ઉંચું પણ ચાખેરે;
તેથી ન ફાવે તો હોહોણી કરે કાંણી,
ધાર તળે મુખ રાખે. કુંવરને૦ ૧૦
ત્યારે માછ કહે એ બાળકને, હું કહી રીતે ખાણું રે;
મહી માખણને મંજુસમા મેલી,
ઘોની ત્રિયા ત્યહાં તાળું. કુંવરનો૦ ૧૧
એક કહે માડી એમ કરે તો, થાય છે બમણી જાનરે;
ખાવા ના પામે ત્યાં ખીજી દે ગાળો,
ભાંજે પાત્ર બહુ કહાન. કુંવરનો૦ ૧૨
કાંઇ ન ચાલે તો છોડે વાછરડાં, વેળા વના અવરાવેરે;
સુતાં બાળકને જઇને જગાડે,
ચોહોંટિયો દઇને રડાવે. કુંવરને ૧૩
એવું સાંભળીને કહે રાણીજી દેશ શિખામણ બાઇરે;
મંદિરમાં પેઠા તમો દેખો તો, લાવજો એહને રહાઈ. કુંવરનો૦ ૧૪
અરે માત મેં એક દહાડે, સંતાઈ આવતો હેર્યોરે,
પેશી સદનમાં ખાવા વલુધ્યો,
એટલે જઈને મેં ઘેર્યો. કુંવરનો૦ ૧૫
મેં કહ્યું ચોર આવ્યો આજ દાવે, નહિ જાવા દઉં અહેરારે;
મરડી મુછ એણે કહ્યું મુજને,
હું જાશ તું જોઈને રહેશ કુંવરનો૦ ૧૬
કરી કળા એક મહિ ભર્યું મુખમાં, એટલે જઇને મેં ઝાલ્યોરે;
કર્યો કોગળો માહારી આંખમા,
હું ચોળવા રહી એ ચાલ્યો. કુંવરનો૦ ૧૭

એક કહે મે ઝાલ્યો હતો આજ, તોપણ એ નવ ગાંઠ્યોરે;
ત્રોડી મુજ મુક્તાફળ માળા,
હું વિણવા રહી વ્હાલો નાઠો. કુંવરને૦ ૧૯

એટલામાં એક અબળા આવી, કહ્યું જુઓ લાવીછું ઝલીરે;
છેડો ઉઘાડે તો પુત્ર પોતાનો, લજવાણી પડી ઠાલી. કુંવરને૦ ૨૦

એવું જોઈ જસોદાજી બોલ્યાં, આવાં સાચાં મહુ હોશોરે;
માહારો લાલ મારા ભવનમાં પોઢ્યો,
આવશે જાગી તો જોશો. કુંવરને૦ ૨૧

એવું કહેતાં પ્રભુ આંગણે આવ્યા નિદ્રામાંથી ઉઠીરે;
જશોમતી કહે જુઓ આ મારો બાળક,

યુવતી સર્વ તમે જઠી. કુંવરને૦ ૨૨

પ્રેમકટાક્ષે કરી સહુ કામની, મામું શ્રીકૃષ્ણે જોયું રે;
લોટપોટ થઈ ગઈ સહુ લલના, પ્રીતમમાં મન પ્રોયું. કુંવરને૦ ૨૩

સાહામાં સાહામી લોચન મળતાં, કરી સમસ્યા છાનીરે;
સર્વે કહ્યું આવજો મારે મંદિર,
મોહને લીધું બે માની. કુંવરને૦ ૨૪

ગોપી ગોવિંદતણી ગત ન્યારી, શું જાણે સંસારરે;
હૈયે હેત ને વઢે વદનથી, કોણ લહે તેનો પાર. કુંવરને૦ ૨૫

શીખે સાંભળે ગાય એ ગરબો, શ્રીકૃષ્ણ બાળચરિત્રરે;
કહે દયો પ્રભુ પ્રસન્ન થાય તેને, પતિત થાય પવિત્ર કુંવરને૦ ૨૬



# વ્રેહવિલાસ

## ગરબો

ઓધવ અલબેલાને કહેજો કે, જ્યમ હમો કાહાવિયેરે લોલ;
હવા તો હદ્ય થઇ છે નાથ કે, ગોકુળ આવિયેરે લોલ. ૧

કોટી કલ્પસમી પળ જાય કે, દિન કેવડો કહુંરે લોલ;
માસ વરસ એમ વીતે વાલમ, દુઃખ કેટલું સહુંરે લોલ. ૨

હાવાં નથી રહેવાતું નાથ કે, કહું છું કરગરીરે લોલ;
પાયે પડું છું પ્રાણજીવન કે, પાલવ પાથરીરે લોલ. ૩

તાલાવેલી લાગી તન કે, મન તમમાં ભમેરે લોલ;
બોલ્યું વેણ બિજા કોનું પણ અમને ના ગમેરે લોલ. ૪

નથી મુને ખાનપાનનું ભાન કે, નિદ્રા ના મળેરે લોલ;
આઠે પોહોર વિચારે જાય કે, કાળજડું બળેરે લોલ. ૫

વ્યાકુળ થઈ છું પ્રીતમ પાખી કે, કળ ના પડે ક્ષણુંરે લોલ:
એ દુખ કોઈને ના કહેવાય કે, અકળાઈયે ઘણુંરે લોલ. ૬

અનુભવી જાણે એ દુઃખ ખાણી, સહું ઘેલાં કહેરે લોલ;
પીડા પ્રીતતણી જ્યાંહાં વ્યાપી, ડાહાપણુ ના રહેરે લોલ. ૭

કાનુડે કાળજડું કોર્યું કે, કાંઈ સૂઝે નહીરે લોલ;
પ્રેમ કટારીનો ઘા પાકય-ચઢયો રૂઝે નહીંરે લોલ. ૮

ક્ષણુ ક્ષણુ મેહેણાણે છુદાય કે, રૂઝ કહો કયમ વળેરે લોલ:
મલમ મળે જો મોહન મેલાપ કે, દુખ સઘળાં ટળેરે લોલ. ૯

ઓધવ નિકુંજનું સુખ સઘળું, કયમ શકીએ કથીરે લોલ;
પળપળ લીલા પ્રગટ કરી કાંઇ કે, કેહેવાતી નથીરે લોલ. ૧૦

અબળા અંતરની અભિલાખ કે, નાવે કહેણમારે લોલ;
પિયુજી પૂરણ કરતા તેહ, શું વરણું વેણમારે લોલ. ૧૧
ઓધવ સ્નેહતણું દુઃખ સગપણથી, અધિકું ઘણુંરે લોલ;
અનુભવીનું અંતર જાણે કે, મુખડે શું ભણુંરે લોલ ૧૨
અણમળતાસું એકંગી રતિ કે, જોખમ જીવનુંરે લોલ;
કોને કહિયે થયું અમારે, કરતવ દૈવનુંરે લોલ. ૧૩
ઓધવ આ દુઃખથી ઘણું સારૂં, મરણ આવે બણીરે લોલ;
જીવ તો જાય તરત પણ અટક્યો, આશ આવ્યા તણીરે લોલ. ૧૪
આગળથી નવ સમજ્યાં એમ જે, પીડા પ્રીતમાંરે લોલ;
આતો સુખ સાટે ઉદ્વેગકે, દીઠો રતિ રીતમારે લોલ. ૧૫
નથી એ કષ્ટતણો ઉપાય કે વ્હાલાજી વિનારે લોલ,
માટે કહેજો જ્યમ ત્યમ આવે, હરિ ભૂલી ઘુનારે લોલ. ૧૬
અબળાજન અમો અવગુણ ખાણ,
શું તમો નથી જાણતારે લોલ;
ગુણસાગર છો ગિરધરલાલ, રખે ઉર આણતારે લોલ. ૧૭
હૈયાનું હારદ સમજો છો, શું કહિયે કથીરે લોલ;
જાણીતા થઈને દુઃખ દો છો, એ ઘટતું નથી રે લોલ ૧૮
પ્રેમતણી પોથીના પાર, ઉધવજી ના મળેરે લોલ;
માટે કરજો એજ ઉપાય, કે વાલમજી વળે રે લોલ. ૧૯
સંદેશામાં શી શી વાત, કહો અમે કહાવિયેરે લોલ;
માટે દાસ દયાના પ્રીતમ, નિજ ઘેર આવિયેરે લોલ. ૨૦



# પારણું

માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે,
 ઝૂલે લાડકડા પુરુષોત્તમ આનંદભેર;
હરખી નીરખીને ગોપીજન જાયે વારણે,
 અતિ આનંદ શ્રીનંદજીને ઘેર. માતા જ૦ ૧

હરિના મુખડા ઉપર વારૂં કોટિક ચંદ્રમાં,
 પંકજ લોચન સુંદર વિશાળ કપોળ;
દીપક શિખા સરખી દીપે નિર્મળ નાસિકા,
 કોમળ અધર અરુણ છે રાતાચોળ. માતા જ૦ ૨

મેઘશ્યામ કાંતિ ભ્રૃકુટી છે વાંકડી,
 ખીટળિયાળા ભાળ ઉપર ઝુમે કેશ;
હસતાં દંતુડી દીસે બેહુ હીરાકણી,
 જોતાં લાજે કોટિક મદન મનોહર વેશ. માતા જ૦ ૩

સિંહ નખે મઢેલું શોભે સોવ્રણ સાંગલું,
 નાજુક આભ્રણ સઘળાં કંચન મોતીહાર;
ચરણ અંગુઠો ધાવે હરિ બે હાથે ગ્રહી,
 કોઈ બોલાવે તો કરે કિલકાર. માતા જ૦ ૪

લાલ લલાટે કીધો છે કુમકુમ ચાંદલો,
 શોભે જડિત્ર જાણે મરકત મણિમાં લાલ;
જનુની જુગતે આંજે અણિયાળી બેહુ આંખડી,
 સુંદર કાજળકેરૂં ટપકું કીધું ગાલ. માતા જ૦ ૫

માવ સોનાનું જડિત્ર મણિમય પારણું,
ઝુલવે અણુણુ બોલે ઘુઘરાનો ઘમકાર;
માતા વિધવિધ વચને હરખે ગાય હાલરડાં,
ખેંચે કૂમતિયાળી રેશમદોરી સાર માતા જ૦ ૬
હંસ કારંડવ ને કોકિલ પોપટ પારણે,
બપૈયા ને સારસ ચકોર મેના મોર;
મૂક્યાં રમકડા રમવા શ્રી મોહનલાલને,
ઘમઘમ ઘૂઘરડો વજાડે નંદકિશોર. માતા જ૦ ૭
મારા કહાનાની સમાણી કન્યા લાવશું,
મારા લાલને પરણાવીશ મોટે ઘેર;
મારો જાયો વરરાજા થઈ ઘોડે બેસશે,
મારો કહાનો કરશે સદાય લીલાલહેર માતા જ૦ ૮
મારો લાડકવાયો સખાસંગ રમવા જશે,
સારી સુખલડી હું આપીશ હરિને હાથ;
જમવા વેળા રુમઝુમ કરતો ઘરમા આવશે,
હું તો ધાઈને ભીડીશ હ્રદયા સાથ. માતા જ. ૯
જેના શંકર શેષ સરીખા પાર પામે નહીં,
નેતિ નેતિ કેહે છે નિગમ વારંવાર;
તેને નંદરાણી હુલરાવી ગાયે હાલરા,
નથી નથી એના ભાગ્યતણો કંઈ પાર. માતા જ૦ ૧૦
વ્રજવાસી સૌ સરવેથી સુભાગી ઘણાં,
તેથી નંદજસોદાકેરૂં ભાગ્ય વિશેષ;
તે સરવેથી ગોપી જનનું ભાગ્ય અતિઘણું,
જેની કરે પ્રશંસા બ્રહ્મા શિવ ને શેષ માતા જ૦ ૧૧

ધન ધન વ્રજવાસી ગોપીજન નંદ જસોમતી,
ધન ધન વૃંદાવન હરિફેરે જ્યાં છે વાસ:
સદા જુગલકિશોર જ્યાંહાં લીલા કરે,
સદા બલિહારી જાયે દયોદાસ. માતા જી૦ ૧૨



# શ્રી રાધિકાજીનું સ્વપ્ન

## ઘોળ

માતાજીરે આજ આનંદ મારે અંગે રે,
શ્રીકૃષ્ણ પરણ્યા મારી સંગેરે. ટેક.
માતાજીરે આજ સપનું મેં એવું દીઠુંરે,
અમૃતથી લાગે મુજને મીઠુંરે. આ૦ ૧
માતાજીરે જાણે વૃષભાનજી મુજ તાતેરે,
બ્રાહ્મણ મોકલિયો પરભાતેરે. આ૦ ૨
માતાજીરે જાણે મુજ વિવાહ નંદઘેર કીધોરે,
મેં જાણે નંદકુંવર માગી લીધોરે. આ૦ ૩
માતાજીરે રુપવંતો ગુણવંતો નીરખીરે,
પાઘ બંધાવી તમે હું હરખીરે. આ૦ ૪
માતાજીરે તમે તે જાણે જમાઇ તેડ્યો જંબારે,
હું દેખી લજવાણી ગઇ રંબારે. આ૦ ૫
માતાજીરે જાણે મુને તેડી જસોદાસાસુરે,
વસંત ચઢાવ્યું વિધિએ ખાસુરે. આ૦ ૬

માતાજીરે તમે જાણે લગ્ન મારાં લીધાંરે,
સગાં સંબંધી ભેળાં કીધાંરે. આ૦ ૭
માતાજીરે બારણિયે તોરણ બધાયરે,
માનુની મંગળ ગાયરે. આ૦ ૮
માતાજીરે બેહુને પીઠી ચઢાવેરે,
લાડકાલાડુ સર્વે લાવેરે. આ૦ ૯
માતાજીરે જાણે નટવર ચઢિયા વરઘોડેરે,
આવીને ઉભા ત્હારે ટોડેરે આ૦ ૧૦
માતાજીરે તમે પોંખી પધરાવ્યા પ્રીતેરે,
માંડવડો શોભ્યો રૂડી રીતેરે આ૦ ૧૧
માતાજીરે મને જાણે મામાએ પધરાવીરે,
મેં જાણ્યું માયરામાં હું આવીરે આ૦ ૧૨
માતાજીરે વાજાં વાજે દ્વિજ ભણતા જાયરે,
જાણે માનુનીઓ મંગળ ગાયરે. આ૦ ૧૩
માતાજીરે તમો જાણે કન્યાદાન દીધુંરે,
હરિ મુજ કર સાહ્યો કારજ સિધ્ધુંરે. આ૦ ૧૪
માતાજીરે જાણે મંગળફેરા અમો ફરીયાંરે,
પાલવ ગાંઠણ કરીયારે આ૦ ૧૫
માતાજીરે કહે કંસાર જમાડ્યો રીતેરે,
મે પણ જમાડ્યા પ્રભુજીને પ્રીતેરે આ૦ ૧૬
માતાજીરે જાણે જુવતી જન ચારે વધાવ્યારે,
અમો બંધે ગોત્રજ નમવા આવ્યારે આ૦ ૧૭

માતાજીરે જાણે વૃષભાનજી મુજ તાતેરે,
પહેરામણી આલી ભલી ભાતેરે. આ૦ ૧૮

માતાજીરે તમે સરવે કુળની રીત કરાવીરે,
મુજને સાસરિયે વળાવીરે. આ૦ ૧૯

માતાજીરે જઈ હું જશોદા પાયે લાગીરે,
એટલે હું ઝબકીને જાગીરે. આ૦ ૨૦

માતાજીરે એવું સપન મુને આવ્યુંરે,
જેવું મેં તુજને સંભળાવ્યુંરે. આ૦ ૨૧

માતાજીરે રાધા રૂદયા ચાંપી એમ બોલ્યાંરે,
હારદ હૈયાનું સમજી ડોલ્યારે. આ૦ ૨૨

લાડકડીરે તુજને પરણાવીશ હું રંગેરે,
વ્રજલાડીલાની સંગેરે. આ૦ ૨૩

લાડકડીરે તારૂં સપન જે કોઈ ગાશેરે,
દયાનો પ્રીતમ તેનો પતિ થાશેરે આ૦ ૨૪



## શ્રી રાધિકાજીનાં વખાણ

### ધોળ

રાણી કીર્તિજી પૂછે છે કુંવરી ક્યાં ગઈરે.
મારી લાડકડી ક્યાં લાગી આવડી વાર; મારી લાડસઘેલી લાડણીરે.
હું તો તુજ પાખે ઘર આંગણલું કરતી હુતી રે,
મારી રાધા મારા લોચનનો શણગાર. મારી લાડસઘેલી૦ ૧

તારી વેણી જોઇ વાસુકી પાતાળે પેઠો રે,
તારૂં ભાળ જોઈ ભાગે દુઃખ પરચંડ; મારી લાડસઘેલી૦
કીરચંચુને લજાવે તારી નાસિકા રે;
તારી ભૃકુટી લજાવે છે કોદંડ. મારી લાડસઘેલી૦ ૨
તારા મુખડા ઉપર વારૂં કોટિક ચંદ્રમા રે,
તારાં નેત્ર ઉપર વારૂં મૃગ ને મીન; મારી લાડસઘેલી૦
તારા અધર પ્રવાળ બિંબફળ જેવા રે,
તારો કંઠ સુણી કોકીલા થઈ દીન. મારી લાડસઘેલી૦ ૩
તારૂં હસવું જાણે વરસે મીઠડાં ફૂલડાંરે,
કુંદ કળી સરખા દીપે તારા દંત; મારી લાડસઘેલી૦
તારૂં ગંડસ્થળ સહુ શોભાનું મદન છે રે.
ધારૂ ચિબુકનું ટપકું ચોરે છે ચંત; મારી લાડસઘેલી૦ ૪
તારી ગ્રીવાયે કપોત કંબુ રેખા રાજે રે,
તારૂ ઉદર જાણે પોયણીનું પાન; મારી લાડસઘેલી૦
હસ્ત મૃણાળ ને ચંપકકળી આંગળી રે,
તારી કટી કૃષ કેસરી સમાન મારી લાડસઘેલી૦ ૫
જંઘા કદળીથભ સરીખી શોભતી રે,
પરમાનંદ કંદ પાવન પંકજપાય; મારી લાડસઘેલી૦
તારી નખશિખ શોભા તે શી પેરે વરણવું રે,
તારી સમોવડ કો જગમાં નવ કહેવાય. મારી લાડસઘેલી૦ ૬
ત્રિલોક સુંદર વપુ ચપકવરણું છે રે,
કોની ઉપમા આપું સૌમાં દીસે ખોડ; મારી લાડસઘેલી૦
ગુણ રૂપનો સમુદ્ર મારી રાધિકા રે,
નથી વિશ્વમા વર કોઈ તારી જોડ મારી લાડસઘેલી૦ ૭

મુજને એ ચિંતા મોટી છે મારા મનમહીંરે,
તારી તુલ્યનો દેખું વર તો હરખે મન; મારી લાડસઘેલી૦
એવું સૂણી બોલ્યાં દાસ દયાનાં સ્વામિની રે,
હસેતાં સરખાં થઈ ગર્ભિત વચન. મારી લાડસઘેલી૦ ૮



## શ્રી રાધિકાજી પોતાની માતાને કહે છે

### ધોળ

હું તો આજ સખીયો સંગે રમતી ગોકુળ ગઈરે.
ત્યાં મેં દીઠો રૂડો નંદનો કુમાર; માતા પ્રત્યે રાધા એમ બોલિયાંરે.
માડી સ્વરૂપ તેનું તુજને તે હું શું કહુંરે,
ઘણો ચતુર શિરોમણિ ગુણભંડાર માતા પ્રત્યે૦ ૧
માડી મુખડું જાણે શરદનો ચંદ્રમારે,
ભાગ્યશાળી મોટું દીસતું કપાળ; માતા પ્રત્યે૦
માડી રતનાળી રઢીયાળી એની આંખડીરે,
એના અધર અરૂણ રંગ ચોળ માતા પ્રત્યે૦ ૨
દીપકશિખા સરખી દીપે નિર્મળ નાસિકારે,
દંતપંક્તિ જાણે દાડમનાં છે બીજ; માતા પ્રત્યે૦
ચારૂ ચિબુક ઉરસ્થળ અનુપમ અતિરે,
કુરૂકટપદ જોતાં ઉપજે છે રીજ. માતા પ્રત્યે૦ ૩
ઘનશ્યામકાંતિ રવિ શિશ કરતાં ઘણીરે,
કોટી કંદ્રપ લાવણ્ય નટવરવેશ; માતા પ્રત્યે૦
મીઠાં અમૃત સરખાં વચન સોહામણાંરે,
ઘુઘરીયાળા મુખ ઉપર ઝુંબે કેશ.રે માતા પ્રત્યે૦ ૪

મનમોહન છબીલી છબી છેલડીરે,
એના સામું જોતાં સ્હેજે ઉપજે વ્હાલ; માતા પ્રત્યે૦
એવો જસોદાના આંગણિયામાં દીઠડોરે,
મુજને દેખી સંગે રમવા આવ્યો લાલ. માતા પ્રત્યે૦ ૫
રમતાં રમતાંમાં પરસ્પર પ્રેમ ઉપજ્યોરે,
મુજને ઘણો વ્હાલો લાગ્યો એ ગોપાળ. માતા પ્રત્યે૦
એની કંઠે મેં પ્હેરાવી સોવણ સાંકળીરે,
એણે એની મુજને અરપી મોતીમાળ. માતા પ્રત્યે૦ ૬
એવું જોતાં જસોદાજીએ અમને ઘરમાં તેડિયારે,
બન્યોને બેસાડ્યાં પોતાને ઉછંગ માતા પ્રત્યે૦
નંદજીને કહ્યુ જુઓ જોડી કેવી શોભેરે,
નંદે નિરખ્યાં હમને રાખી બેઉને સંગ માતા પ્રત્યે ૭
રોહિણી આદે આડોશી પાડોશી સહુ આવિયારે,
સહુ કહે એ કહાન ને એ કન્યા જુગતી જોડ; માતા પ્રત્યે૦
ઉપનંદે કહ્યું કહાવો વૃષભાનનેરે
ઘટિત છે એ વાત રખે કરતા મોડ. માતા પ્રત્યે૦ ૮
નંદરાણીયે રૂદયા શું અમને ચાપીયાંરે,
મેવા મિઠાઈ આપી જોયો મારો હાથ. માતા પ્રત્યે૦
રોહિણીજીએ મા મુજને હેતે ચુંબન કીધુંરે.
વળતી હું અહિં આવી સખિયો મારી સાથ માતા પ્રત્યે૦ ૯
એવું સાંભળી કીર્તિએ વૃષભાનું તેડિયારે
સાભળો, આ સહુ માંડી કીધી વાત માતા પ્રત્યે૦
વૃષભાને કહ્યું મુજને પણ એ તો ગમ્યુંરે,
નંદજીને હું બે સમોવડિયા વિખ્યાત માતા પ્રત્યે૦ ૧૦

વર્ષ બે એક શધા છે મોટી એટલુંરે,
બાકી તો સઘળી હળની મળતી રીત માતા પ્રત્યે૦
કીર્તિજી કહે તેની નહિ ચિંતા આવી મળશેરે,
પણ છે પુત્રીની દયાપ્રીતમશું પ્રીત. માતા પ્રત્યે૦ ૧૧



## શ્રી કૃષ્ણ જન્મ

### ગરબો

શ્રીગુરુ ગોવિંદને રે પ્રથમે પાય લાગું;
પ્રાગટ્ય હરિનું રે ગાવાને મતિ માગું. ૧
પરીક્ષતે પૂછ્યું રે શુકજીને શિર નામી;
કૃષ્ણ કેમ જનમ્યા રે તે સુજને કહો સ્વામી. ૨
ધન્ય ધન્ય કહીને રે બોલ્યા શુકજી વાણી;
સાંભળ રાયજી રે હરિગુણ કહું વખાણી. ૩
કારણ કહું છું રે પૃથ્વી પીડા પામી;
ભાર વધ્યો બહુરે કહ્યું બ્રહ્માએ શિરનામી. ૪
સુર સહુ સાથે રે વિધિ ક્ષીરસાગર આવ્યા;
નારાયણને રે સ્તુતિ કરીને રીઝાવ્યા. ૫
હરિએ જણાવ્યું રે ભૂમિનો ભાર હરીશું;
પૂર્ણ પુરુષોત્તમ રે વ્રજમંડળે અવતરીશું. ૬
સહુ સામગ્રી રે સિદ્ધ કરો તમે પહેલી;
પ્રગટ થવાની રે ઈચ્છા છે મને વહેલી. ૭

સુણી એમ બ્રહ્મા રે બ્રહ્મલોકમાં પરવર્યા;
દેવો સર્વેરે ગોપ થઈને અવતર્યા. ૮
દ્રોણ સુત તે રે નંદરાય થયા જાણો;
પત્ની તે કેરી રે યશોદા પરમાણો. ૯
કંસને જણાવી રે આકાશવાણી ઘેરી;
ગર્ભ દેવકીનો રે આઠમો તારો વેરી. ૧૦
એમ સુણીને થઈ રે ચિંતા કંસ હૃદેમાં;
બેન ને બનેવી રે નાંખ્યાં કારાગૃહમાં. ૧૧
ચોકી મૂકી રે મૃત્યુ તણો ભય જાણી;
ખટ સુત માર્યા રે દુષ્ટે દયા ન આણી, ૧૨
પછે પ્રભુએ રે મહામાયાને બોલાવી;
કર જોડીને રે ઉભી રહી તે આવી ૧૩
આજ્ઞા આપી રે એટલું કારજ કરજે;
દેવકી ઉદરથી રે શેષ રોહિણી ગર્ભ ધરજે. ૧૪
પછી અવતરજે રે તું નંદનંદની થઈને;
તેજ પ્રમાણે રે કર્યું દેવીએ જઈને. ૧૫
પ્રભુજી પધાર્યા રે દેવકી ઉદર આનંદે,
ગર્ભ સ્તુતિ કીધી રે બ્રહ્માદિ શ્રુતિ છંદે ૧૬
તેજ ઘણું આવ્યુ રે દીન દેવકી તનમાં;
તે અવલોકી રે, કંસ બળે બહુ મનમા. ૧૭
સેવક શિખવ્યા રે સૌ સાવધ થઈ રહેજો;
પ્રસવ થતામાં રે મને આવીને કહેજો. ૧૮

તાલાવેલી રે લાગી ક્ષણ નવ જંપે;
પળ પળ પૂછે રે કાળના ભયથી કંપે. ૧૯
એમ કરતાં રે શ્રાવણ આવિયો સાર;
કૃષ્ણ પક્ષમાં રે અષ્ટમીને બુધવાર ૨૦
નક્ષત્ર રોહિણી રે અર્ધ નિશા ગઈ જ્યારે;
કળા સોળ પૂરણ રે શ્રીકૃષ્ણ પ્રગટ્યા ત્યારે. ૨૧
હરિજન હરખ્યા રે બ્રહ્મજ્ઞાની મન લાજ્યાં;
શિવ વિધિ ફૂલ્યા રે દેવ દુંદુભી ગાજ્યાં. ૨૨
અદ્ભુત બાળક રે કમળનયન સુખકારી;
રુપ ચતુર્ભુજ રે ગદા શંખ ચક્ર ધારી. ૨૩
પદ્મ પીતાંબર રે કિરીટ કુંડળ શોભે;
શ્રીવત્સ લક્ષ્મી રે ચિન્હ કૌસ્તુભ મન લોભે. ૨૪
મેઘવર્ણ વપુ રે કેશ શકુ ચિત્ત રાજે;
કંકણ કરમા રે બાજુબંધ વિરાજે. ૨૫
નખશિખ સુંદર રે તિલક કેસરી કીધું;
માતપિતાને રે એવું દર્શન દીધું. ૨૬
દેવકી વસુદેવ રે સ્તુતિ કરી સ્નેહ આણી;
શ્રવણ કરીને રે શ્રી હરિ બોલ્યા વાણી. ૨૭
આજ પ્રમાણે રે ત્રણ જન્મ મેં લીધા;
પુત્ર થઈને રે પૂર્ણ મનોરથ કીધા. ૨૮
ઇત્યાદિક સહુ રે પૂર્વ કથા સંભળાવી;
વ્રજ જવાની રે વિધિ સહુ વ્હાલે બતાવી. ૨૯
અમને વ્રજમાં રે નંદને ઘેર પધરાવો;
ત્યાં પ્રગટી છે રે કન્યા એક તે લાવો. ૩૦

ચિંતા ન કરશો રે સુખે સવળુ થાશે,
અમ ઇચ્છાએ રે વિઘ્ન વેગળા જાશે ૩૧
બાળક રૂપે રે થયા પ્રભુ એવુ કહીને,
વસુદેવ ઉઠ્યા રે બેડી પડી દૂર જઇને ૩૨
દ્વારના તાળા રે સહેજે સરવ ઉઘડિયા,
સેવક સૂતા રે નિદ્રા ઘાનુમા પડિયા ૩૩
લાલજીને લીધા રે વસુદેવ ચાલ્યા હરખે,
છત્ર કીધુ શેષે રે ઝરમર મેહુલો વરશે ૩૪
આવી પોહોચ્યા રે શ્રી જમુનાજી માંહે,
સ્પર્શવા પ્રભુ પદરે ચઢ્યા કાલિંદી ત્યાંહે ૩૫
વસુદેવ વાર્તા રે હરિએ સરવે જાણી,
ચર્ણ વધાર્યો રે સ્પર્શ કરતા ઘટ્યા પાણી ૩૬
વળતા વસુદેવ રે શ્રીગોકુળમા આવ્યા
જશોદા પાસે રે પ્રાણજીવન પધરાવ્યા ૩૭
પુત્રી લઇને રે મથુરા આવ્યા નિજ સ્થળમા,
જે જેમ હતુ રે તે તેમ થયુ અર્ધ પળમા ૩૮
બાળકી રોઈ રે કસને ખબર પમાડી
આવ્યો તત્ક્ષણ રે દેવકીએ સુતા દેખાડી ૩૯
ના ના કહેતા રે દુષ્ટે ખુચી લીધી,
જેવી પછાડી રે ગઈ વછૂટી તે ઉચી ૪૦
બાળા બોલી રે સુણ મૂરખ મુજ વાણી,
શત્રુ તારો રે પ્રગટ્યો કહુ લે તુ જાણી ૪૧
એમ સુણીને રે આશ્ચર્ય મનમા લાગ્યો,
બહુ બોલી રે દેવે મને ભમાવ્યો ૪૨

વસુદેવ દેવકી રે કારાગૃહમાંથી કાઢાવ્યાં;
મેં વણવાંકે રે તમને ક્લેશ પમાડ્યાં. ૪૩
એજ કથા તો રે એટલે રહી એમ લહીએ;
હવાં ગોકુળમાં રે કેમ થયું તે કહીએ ૪૪
પુત્રનું પ્રાગટ્ય રે પ્રાતઃસમે સહુ જાણી;
નંદ યશોદા રે સુખ થયું કહું શું વખાણી ૪૫
વ્રજપતિને ઘેર રે નિર્ભય નોબત વાજી;
સુણી સજ્જનનાં રે ચિત્ત થયાં બહુ રાજી ૪૬
ગોપીજન સહુ રે સજી સુંદર શણગાર;
નંદ ઘેર આવ્યાં રે નિરખ્યા પ્રાણાધાર ૪૭
મોતીડે વધાવ્યા રે ગાતાં મંગળ ગીતે;
ઘણું ઘણું જીવો રે આશિષ દીધી પ્રીતે. ૪૮
ગોપ સહુ આવ્યા રે ગોરસ સીકાં ભરીને;
નંદન નવરાવ્યા રે પૂરણ પ્રેમ ધરીને. ૪૯
દધી હળદરનો રે કીચ આંગણે સોહે;
આનંદ ઉત્સવ રે નિરખી સહુ જન મોહે ૫૦
પૂરણ નાહ્યા રે નંદન શાસ્ત્રની રીતે;
દાન બહુ દીધાં રે દ્વિજને પૂરણ પ્રીતે. ૫૧
બંદીજનને રે અતિ ધન દેઈ સંતોષ્યા;
પૂજ્યા સહુને રે પ્રેમ ધરીને પોષ્યા ૫૨
શ્રી મહાલક્ષ્મી રે વ્રજપુર વસિયાં વાસે;
આનંદસાગર રે ઉલટ્યો નંદ અવાસે. ૫૩
શોભા સઘળી રે કેમ મુખ જાય વખાણી;
સહુ સુખ સંપત્તિ રે શ્રી ગોકુલ ટયો જાણી. ૫૪

પ્રભુ પ્રગટયાનો રે ગરબો જે કોઈ ગાયે;
સ્નેહથી સુણતાં રે મનવાછિત ફળ થાયે ૫૫
પંચાવન પદ રે સૂક્ષ્મ રીતે સમાયો;
કૃષ્ણજન્મનો રે દાસ દયો જશ ગાયો. ૫૬



# શ્રીકૃષ્ણના ધ્યાનનું ધોળ

ઢાળ

પ્રથમ પ્રભાતે શ્રી કૃષ્ણનું સમરણ કરીયેરે;
વ્રજની લીલા સઘળી હરિની સંગે ધ્યાને ધરીયેરે. ૧
હરિનો મુગટ તે તો વૈકુંઠનો સાર લહીયેરે;
હરિનાં કુંડલ તે તો સાખ્ય યોગ નિશ્ચે કહીયેરે. ૨
હરિને નાકે મોતી રાધિકાનું રૂપ છેરે;
ચદ્રાવળી ચિબુક આભરણનુ સ્વરુપ છેરે. ૩
હરિનું હસવુ તે તો મોહિની માયા કેહેવાયરે;
મોરલી શિવજીનુ સ્વરુપ એવું વેદ ગાયરે. ૪
હરિનુ તિલક શુદ્ધ પ્રેમને પ્રમાણીયેરે;
કૌસ્તુભમણિ હ્રદે જીવ તત્વ જાણીયેરે. ૫
શ્રીવત્સ લાછન તે મણિની છાંય જાણજોરે;
વનમાળા ગુંજા છે ભક્ત ઉર આણજોરે. ૬
માયા પીતાબર ને છડી બ્રહ્મારુપ લહુરે;
ઇદ્ર શૃંગી મેઘ કેશનું સ્વરુપ કહુરે ૭
સગે ગોપીજન તે શ્રુતિઓ છે વેદનીરે;
ગોપ મંત્ર તેની વાત કહું ભેદનીરે ૮

શ્રીરાધાજી કૃષ્ણઆત્મરુપ પ્રેમ ભક્તિરે;
નંદજી તો અક્ષરબ્રહ્મ જશોદા જાણો મુક્તિરે ૯
શ્રી ગોકુલ તે વ્યાપીવૈકુંઠ સાક્ષાત છેરે;
કરમા કમળ વિશ્વરુપ વેદે વાત છેરે. ૧૦
એવું ધ્યાન સદા શ્રી કૃષ્ણનું પ્રીતે ધરીયેરે;
વ્રજમાં વાસ મળે ભવસાગર ક્ષણમાં તરીયેરે. ૧૧
સરવે વિસ્તારીને કહેતાં ગીત વધી જાયરે;
માટે દાસ દયો કાંઈ એક હરિના ગુણ ગાયરે. ૧૨



## ચોવીશ અવતારનું ધોળ

(ભેસપત તારો એક ઉગીયોરે—એ રાગ)

એ અવતાર શ્રીકૃષ્ણનારે. મચ્છરુપ ધરી સત્ય વ્રત પાળ્યારે,
કચ્છરુપે મંદ્રાચલ ઉધાર્યો. એ અવતાર શ્રી૦
શુકરરુપે હણી હિરણાક્ષ્ય મહી મુકાવીરે,
નરહરિરુપે હિરણ્યકશ્યપ માર્યો. એ અવતાર૦
વામનરુપે બળિ છળી ઇંદ્રને સંતોષ્યોરે,
નક્ષત્રી પૃથિવી કરી ફરશુરામ. એ અવતાર૦
શ્રીરઘુવરજી રાવણ મારી સીતા લાવ્યારે,
હળધરરુપે ટાળ્યો દુષ્ટનો ઠામ. એ અવતાર૦
બુદ્ધરુપે યજ્ઞ નિંદ્યા દયા પાળીરે,
મ્લેચ્છ માર્યા ધરી કલકીરુપ. એ અવતાર૦

વૃષભરુપે પરમહંસ દીક્ષા દાખી,
ભૂમિ દોહી રસ કાઢ્યા પૃથુભૂપ એ અવતાર૦
હરિરુપે ગ્રાહને માર્યો ગજ ઉગાર્યો રે,
ધ્રુવવરદાયક પ્રભુજીનો અવતાર. એ અવતાર૦
નરનારાયણરુપે બદ્રિકાશ્રમ તપેરે,
બ્રહ્મચારી સનકાદિક ચાર. એ અવતાર૦
દત્તાત્રયરુપે અલર્ક આદિ પ્રબોધ્યારે,
હયગ્રીવ વાળી લાવ્યા વેદ. એ અવતાર૦
કપિલરુપે સાંખ્ય યોગ પ્રગટ કર્યોરે,
વ્યાસરુપે રચ્યા નિગમ ભેદ એ અવતાર૦
યજ્ઞપુરુષ રુચીસુત સુરત્રાતારે,
મન્વંતર રક્ષણ કરવા એકરુપ એ અવતાર૦
મોહનીરુપે અસુર મોહ્યા સુર સતોષ્યારે,
આયુરવેદ ધનવંત્રી સ્વરુપ. એ અવતાર૦
ધવળ એ ચોવીશ સ્વરૂપનુંરે,
ગાતા સુણતાં હોય વૈકુંઠવાસ એ અવતાર૦
સકળ સંતાપ પાપ ગયાં સમૂળાંરે,
ન્યાહાલ થયો ગાતા દયોદાસ એ અવતાર૦



પદ ૧લું (રાગ ધનાશ્રી)

મારો નેહ લાગ્યો રે, સખી સામળિયા સાથે;
મારો નેહ લાગ્યો રે, એ પાતળિયા સાથે મારો નેહ ટેક૦
સાંભરી આવે મને પ્રીત પૂરવની;
એ અનુભવ આજ જાગ્યો રે, એ સામળિયા સાથે સખી મારો.૧

મનનો માન્યો અંતરનો ઇચ્છયો;
વર મળિયો છે મુખ માગ્યો રે,
એ સામળિયા સાથે. સખી મારો૦ ૨

દયાના પ્રીતમની સંગે, નિશ દીન રમતાં;
આ ભવનો તે ભય આજ ભાગ્યો રે,
એ સામળિયા સાથે, સખી મારો૦ ૩

*

પદ ૨જું—યાચના (રાગ સોરઠ)

ચિત્ત મારું ચોરે રે વ્રજરાજ;
હું તો બીજું કાંઇએ ન માગું મહારાજ. ચિત્ત મારું. ટેક૦
એવી રીતે ચોરો જે કયહું એ ના જાય,
જાર થકી તુજમાં અધિક લોભાય;
છૂટવાનો ના રહે એકુ ઉપાય. ચિત્ત મારું૦ ૧
તસ્કર ઉપર કોઇને ન પ્યાર,
દેખી મુખ દંડનો ઉપજે વિચાર;
હું તો મારા પ્રાણ કરું બલહાર. ચિત્ત મારું૦ ૨
માગું નહિ ચક્રવર્તિ પદ સ્વર્ગ,
માગું નહિ યોગસિદ્ધિ અપવર્ગ;
માગું નહિ બ્રહ્મસદન પદ ભર્ગ. ચિત્ત મારું૦ ૩
અલબેલાજી પૂરોને મનડાની આશ,
નિજ બળે રાખો પોતાની પાસ;
દાસી દાસી કરી એ દયાનો અભિલાષ. ચિત્ત મારું૦ ૪

પદ ૩ જું (રાગ સોરઠ)

એવા મુને વ્હાલા થાઓ વ્રજભૂપ,
મારૂ મન મોહ્યુ રહો તમ રૂપ ટેક૦
જેવો વ્હાલો મૃગને લાગે છે રાગ,
જેવો વ્હાલો મણિ શોભે શિર નાગ,
જેવો વ્હાલો મધુવ્રત પદ્મપરાગ એવા મુને૦ ૧
જેવુ વ્હાલુ મીનને લાગે છે નીર,
જેવું વ્હાલુ લાગે માજારને ખીર,
જેવું વ્હાલુ લાગે બિંબફળ કીર એવા મુને૦ ૨
જેવો વ્હાલો લાગે ચકોરને ઈન્દુ,
જેવુ વ્હાલુ ચાતક સ્વાતિઘનબિંદુ,
જેવા વ્હાલા શ્રીગોપીજનને ગોવિંદ. એવા મુને૦ ૩
જેવા વ્હાલા જાર પરસ્પર હોય,
જેવુ વ્હાલું ભોજન ક્ષુધિતને હોય,
જેવુ વ્હાલુ મહા તુષાતુર તોય એવા મુને૦ ૪
જેવો વ્હાલો આતમા પોતાનો સૌ જગ્ત,
જેવા વ્હાલા તમને તમારા ભગત,
દયા પ્રીતમ ઘો તેવી નિજ આસકત એવા મુને૦ ૫

પદ* ૪થુ

(શ્રી વૃંદાવન સુખાકારી રે સમરે નાસે સૌ પીડા—એ રાહ)

એ પૂરણ બ્રહ્મ પુરુષોત્તમ રે, ન મળે કોઈ સાધનમે,
શ્રી ગીતાજીમા શ્રી મુખે રે બોલ્યા હું વસુ એક પ્રેમે ૧
તે પ્રગટ પારખુ ભાળો રે ગોપી પ્રેમે પ્રભુ પામી,
જેને શિવ બ્રહ્માદિક વંદે રે, વશ કીધો કમળાસ્વામી ૨

જે આત્મારામ અજીત છે રે, કોઈથી નવ જાયે કળિયો;
તેને જીતી આધીન કીધો રે, પ્રેમ પ્રભુથી પણ બળીયો ૩
એનુ રુપ અતિશે રૂડું રે, કોઈ ભક્ત વિરલા તે જાણે,
જ્યાં વેદતણી પણ નહીં ગતિ રે, ત્યાં પંડિત શું પરણામે. ૪
સુણો કાંઈ એક પ્રેમનું બળ કહું રે, જેણે જુગલ જીની લીધાં;
મહા સુજાણ નાગરી નાગર રે તેને પણ ઘેલાં કીધાં, ૫
એક સમે શ્રી રાધા મોહન રે, બાહે પરસ્પર કંઠ ધરી;
મહા સ્નેહરસ માંહે છકેલાં રે, પાસે લલિતાદિક સુંદરી. ૬
ત્યાં વહાલે વિકળ હરિ બોલ્યા રે, કહો સખા પ્યારી કયાં મળશે:
કરે પોકાર આંસુ વેહેતાં રે આ વિરહ વેદના કેમ ટળશે ૭
એવાં વચન સુણી વિઠ્ઠલનાં રે, હસવા લાગી સહુ રામા;
ઓ પ્રાણજીવન શીદ કલ્પો રે, કંઠે વળગી છે શ્યમા. ૮
વળી એક સમે એકલડા રે, હરિ પ્રિયા પાસે ના હુતી;
કહો લાલ લાડલી કયાં છે રે, એકલા કેમ પૂછયું હુતી. ૯
ત્યારે નંદકુંવર એમ બોલ્યા રે, મખી તુજને કાંઇ ભ્રમ થયો;
જોની આ રાધા મુજ પાસે રે, એકલડો મુને કેમ કહ્યો ૧૦
એમ રાધાને પણ થાયે રે, ન હોય પ્રભુ પાસે દેખે,
વળી કદા વિયોગે તે તરસે રે પિયુ લપટયા ઉર નવ પેખે. ૧૧
નાં હોય પિયુ પ્યારી દેખે રે, પાસે હોય તે ભૂલાવે;
એ અકળ પ્રેમરસક્રીડા રે, કોના સમજમામાં નાવે. ૧૨
શ્રી રાધાકૃષ્ણ એ રસમાં રે, સદા મગ્ન છાકયા રહે છે;
કરી વિવિધ પ્રકારે ક્રીડા રે, નિજ જનને મહાસુખ દે છે. ૧૩
જેને કૃપા સદ્ગુરૂ પૂરણ રે, તે એ હરિરસને ચાખે;
જન દયો શ્રીગુરૂ પ્રતાપે રે, પ્રેમરસની આશા રાખે. ૧૪

## પદ ૫મું—ગરબી

રાધે રુપાળી રમીલી તારી આખડી જો,
જોડી કૃષ્ણ સમાન છબી ફાંકડી જો—રાધે રુપાળી૦ ટેક
ઉપમા એ અધિક નહિ તુંથી મગલોચની જો;
વિના અજન મનરજન ભવમોચની જો—રાધે રુપાળી૦ ૧
તારુ ચંદવદન કહેતા લાજુ તારુણી જો,
એક તો કલકી વિષમધુ વારુણી જો.—રાધે રુપાળી૦ ૨
વેણી વાસુકી જડિત્ર રત્ન રાખડી જો,
તને જોતા બીજુ જોવાની થાય આખડી જો—રાધે રુપાળી૦ ૩
રતિ રૂપતણો ગર્વ મૂકીને ખમી જો,
રસિકરાયના હૃદેમા તું સદા વમી જો—રાધે રુપાળી૦ ૪
મદનમોહનનુ મન હરતુ મનમોહની જો,
નથી વિરચીએ રચી તુજ છબી સોહની જો—રાધે રુપાળી૦ ૫
સકળ ભૂપમા જોતા તું લાધ્યો શ્રીહરિ જો,
ઉમા રમા ને સાવિત્રી ત્રિપુરસુંદરી જો—રાધે રુપાળી૦ ૬
તારી ઉપમા સરખુ બીજું કોઇ નથી જો,
થાકયા ઉત્તમ કવિ વેદ સ્મૃતિને મથી જો.—રાધે રુપાળી૦ ૭
રસિક રુપ જુગલ વસો હૃદેમા ઠરી જો,
દાસ દયાને સુખદાતા એક તમો હરિ જો—રાધે રુપાળી૦ ૮

*

## પદ ૬ઠું—ગરબી

ઉદ્ધવ નદનો છોરો તે નમેરો થયો જો,
મુને એકલી મૂકીને મથુરા ગયો જો. ઉદ્ધવ૦ ૧
એને મૂકી જાતા દયા નવ ઉપની જો;
મુને ભ્રાંતિ પડી છે એના રુપની જો ઉદ્ધવ૦ ૨

કોઈએ કામણ કર્યું કે ફટકાર્યો ફરે જો;
કેમ દીલ એનું મુજ ઉપર ના ઠરે જો. ઉદ્ધવ૦ ૩
ઉદ્ધવ સંદેશો કહીને વેહેલા આવજો જો;
સાથે દયાના પ્રીતમને તેડી લાવજો જો. ઉદ્ધવ૦ ૪

*

પદ ૭૩મું ( રાગ રાજીયાનો )

વારી જાઉંરે નાગર નટવા, ધરે વિધિવિધિના વેશ;
કળારૂપ થઈને ક્રીડા કરે, ન્યારો નાયકરુપી શેષ વારી૦ ૧
તારી નટણી માયા જોર છે. કળા કામરુદેશની પૂર;
અજીત પર ઉસ્તાદના જોરથી વશ કીધા પંડિત શૂર. વારી૦ ૨
બાજીગર બાજી સંસારની, તેં તો ભલી રચી છે ભાઈ;
મોહન મોરલી વજાડી મોહની સુણી સહુ ગયા મોહોવાઈ. ૩
સાચો હીરો મનાવે ઠીકરી, કરે કંકર કંચન મહોર;
જાણીતાને પણ છેતરે, સૂઝે નહિ પોતાનો ઠોર. વારી૦ ૪
ઉલટ ખેલ બતાવે ખલકને, કરે સહુની નજર બંધ;
ચુટકી નાંખી રજની મંતરી, કરે દેખતાંને પણ અંધ. વારી૦ ૫
મુખમાંથી કાઢ્યા ત્રણ દોરડા, રંગ કાળો ધોળો ને લાલ;
એને ખેંચતાં પાર આવે નહિ, એ ત્રણેના જુજવા ખ્યાલ. ૬
એ ત્રણ રંગના ત્રણ પુરુષ થયા, એક બ્રાહ્મણ યોગી ને ગૃહસ્થ;
બ્રાહ્મણ યોગી બળિયા ઘણા, તેથી ગૃહસ્થનો અધિક દસ્ત. ૭
પહેલે વિપ્રે રચ્યાં બહુ પૂતળાં, પૂર્યો ગૃહસ્થે મન અભિલાખ;
યોગીએ અગ્નિ કાઢ્યો આંખથી, સર્વે બાળી કીધું રાખ. ૮
તારી મરજી જોઈ મતિ લાવિયા, ફરી કર્યું એવું કામ;
ચુટકીમાં કર્યું ચટકલું થયું હતું તેવું તમામ. વારી૦ ૯

અકળ કળા તારી ગોડીયા, રચી વિદ્યા ઇંદ્રજાળ;
મોહોવાઈ પડ્યાં તે ફંદમાં, સ્ત્રી વૃદ્ધ યૌવન ને બાળ. ૧૦
તારો મંત્ર શિખવ તુ મુજને, હું ચેલો તારો થાઉં;
એવી જડીબુટ્ટી આપ તું મુજને, તારી નટણીથી ના મોહોવાઉં. ૧૧
શરણે જાતાં ભક્તિ જડી દીધી, આપ્યો મંત્ર હરિ નિજનામ;
એ સેવે માયાથી મોહોવાય નહિ એમ કહે દયારામ. વારી૦ ૧૨

## પદ ૮મું* (રાગ ભૈરવ)

રટની શ્રીકૃષ્ણ નામ સહુ સુખકારી રે;
પરમ આનંદરુપ અઘદુઃખહારી રે. રટની૦ ટેક
મોટા મોટા સુર મુનિ લોભી રહ્યા જેમાં રે;
તે તે સહુ સાધન આવી ગયાં એમાં રે. રટની૦ ૧
સકળ પરમ હરિનામ કેરો અંશ રે;
એથી ના પ્રવરે કોઈ વેદમાં પ્રશંસરે. રટની૦ ૨
અવળું હશે જે તે પણ સવળું થઈ જાશે રે;
પ્રભુજી પ્રસન્ન એથી થોડા માંહે થાશે રે. રટની૦ ૩
આળસ મા કર ધર દઢ વિશ્વાસ રે;
કાયર મા થાશ તારી પૂરશે એ આશ રે રટની૦ ૪
કોટી ચિંતામણિ વારું એવું છે નામ રે;
દયા જેણે જપ્યુ તે તે થયા પૂરણ કામ રે. રટણી ૫

*

## પદ ૯મું પ્રેમરસ યાચના—ગરબી

"જેના હૃદયમાં અખંડ રસિકરુપ, તેને કાંઈ નવી કરવુ રે." એ રાગ.

પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઇ જાચું રે;
મુક્તિ મારગીને આપજે જ્ઞાન રે, હું તો નવ રાચુ રે ૧

રીઝે રાબડી થકી તો ગરીબ લોક રે, ભોગીને ના ભાવે રે;
અમો રાજના ખાસાં ખવાસ રે, મુક્તિ મન નાવે રે. ૨
નિત નિરખીએ નટવર રૂપ રે, હોંસ મનમાંથી રે;
મનમાન્યુ મળે સહુ સુખ રે, એકતામાં કયાંથી રે. ૩
દુષ્ટ જીવને તો કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે;
છતે સ્વામીએ સૌભાગ્યનું સુખ રે, સ્વપ્ને ન દેખે રે. ૪
દિવ્ય રુપ છો સદા સાકાર રે, આનંદના રાશિરે;
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરકના નિવાસી રે. ૫
આપ સ્વામી સદા હું દાસ રે, નાતુ એ નિભાવો રે;
રુચે આપને કરાવો તેવી કૃતિ રે, અન્ય રખે લાવો રે. ૬
વિના લાલચનું લાલ મુને વહાલરે, અચલિત આપોરે;
વિષય વાસના પ્રપંચની પ્રીતરે, શ્રીકૃષ્ણ મારી કાપોરે. ૭
અનન્ય સેવા અખંડ સતસંગરે, મનોહર માગું રે;
દયા પ્રીતમજી આપો મુને એહરે, પાય લળી લાગુ રે. ૮

*

## પદ ૧૦મું (રાગ ગરબી)

જેના હૃદયમાં અખંડ રસિક રૂપ, તેને કાંઇ નથી કરવુ રે,
પૂર્ણ લીલાસહ રાધા વ્રજ ભૂપ, તેને બાકી નથી તરવું રે ટેક ૧
જેને દૃઢ આશ્રય શ્રી વલ્લભદેવ, તેને કાંઇ૦
વ્યસન કૃષ્ણ મુખ્ય માનસી સેવ. તેને બાકી૦ ૨
લોક વૈદિક તજી શુદ્ધ શ્રીજી શર્ણ, તેને કાંઇ૦
દીન ભાવ વિરહતાપ ગિરિધર્ણ. તેને બાકી૦ ૩
ભજન સર્વાત્મા હરિ ગુરુ સંત, તેને કાંઇ૦
દૃઢ પ્રીતિ ગુણ ગાન ગોપી કાંત. તેને બાકી૦ ૪

સદા સુમતિ શ્રી કૃષ્ણ નામ જાપ તેને કાંઈ૦
ભક્ત દાસ દયા જગત અલગ પાપ. તેને બાકી૦ ૫
પ્રપંચ વિસ્મૃતિ મતિ કૃષ્ણ આસક્ત, તેને કાંઈ૦
ત્યાગ તોષ સંગ રંગ કૃષ્ણ ભક્ત તેને બાકી૦ ૬
સહજે આત્મસાત કર્યો કૃપાનાથ, તેને કાંઈ૦
ગુરુ ભગવદીએ ઝાલ્યો હવી હાથ તેને બાકી૦ ૭
આસક્ત સહજ કૃષ્ણ કૃપાવડે થાય, તેને કાંઈ૦
એનો જીવ પાસે ના ભલે ઉપાય. તેને બાકી૦ ૮
સહજ પ્રીતિ વિશ્વાસ પ્રભુ સંગ, તેને કાંઈ૦
દયા પ્રીતમનો જેની ઉપર રંગ તેને બાકી૦ ૯

## પદ ૧૧મું ગરબી

મહિયારી મળી ચાલી મહિ વેચવા
મધ્ય શ્રીરાધા રૂપતણો ભંડારજો;
ગોપીજન કોણ કોણ સંગે હતા,
તેનાં કંઇ એક નામ કરૂં ઉચ્ચારજો મહિયારી૦ ૧
લલિતાજી ચંદ્રભાગા ચંદ્રાવળી,
ચંપકલતા વિશાખા વિરજા વૃંદાજો,
રત્નપ્રભા વિમળા ને નજમંગલા,
નૃત્યકળા રત્ના નાગરીને નંદાજો. મહિયારી૦ ૨
રતિકળા રસિકા રસલીના રમા,
ભદ્રા શ્યામા કાવેરી ને હીરાજો;
છબીધામા કલહંસા મધુમાધવી,
માલતી મોહની કેતકી ને રતિધીરજો. મહિયારી૦ ૩

સુચરિત કૃષ્ણા કમળા સૌરંભા,
ચિંતામણી કુંડલા સુંદરી રંગાજો;
કુમોદની હંસા લીલા મનોરમા,
મધુરક્ષણા પ્રવીણા પ્રેમદા ગંગાજો. મહિયારી૦ ૪
એ આદિ સખી ચાલી સહુ સમજણી,
મનમાં મોહન મળવા તણો વિચારજો;
કોહો સજની કયમ કરવું કાંહાં ચાલવું,
કોહો આજ કાંહાં મળશે નંદકુમારજો મહિયારી૦ ૫
કોઇ કહે દાણઘાટીમાં દેખશું,
કોઈ કહે કદંમખડીમાં ભેળાં થઇશુંજો;
કોઇ કહે શ્યામ ઘાટ હશે શામળો,
કોઇ કહે બંસીબટમાં જઇશુંજો. મહિયારી૦ ૬
એવામાં શ્રી ગોવરધનની તળેટીમાં,
અંતરજામીયે કીધો મોરલી નાદજો;
ગાય મીશે ગિરી ચઢી ગોપાળજી,
સમજણ પડવા લાંબો કીધો સાદજો. મહિયારી૦ ૭
દૂરથકી સુણી વાલમની વાસળી,
લાગી તાલાવેલી ટળ્યુ સહુ ભાનજો;
સર્વ સખી નમીરે ગોવરધન ભણી,
મનમા આતુરતા ને પ્રગટયુ ગુમાનજો. મહિયારી૦ ૮
આવી તાંહાં જાંહાં અલબેલોજી,
સામાંસામી મળ્યાં નેહનાં નેણજો;
મંદ હસે મન મોહ્યું બને તણું,
રસ વધવાને બોલ્યાં વાંકા વેણજો. મહિયારી૦ ૯

પ્રભુ બોલ્યા સાભળજો સહુ ગોપિકા,
 સાંભળ શ્રીવૃખભાનસુતા અલબેલીજો,
રહો ઉભી દાણ લાગે અહીં દધીતણું,
 જાઓ ધસી શું જોબન મદની છકેલીજો મહિયારી૰ ૧૦
એમ સુણી લલના બોલી લાલશું,
 શુંમાને ગળ્યા છેક છકયા શું ચાલોજો,
વાત કરો આઘા રહી અલબેલડા,
 પાસે આવી પાલવડો માં ઝાલોજો મહિયારી૰ ૧૧
કાહાન કહે તું સાહા મારો છેડલો,
 હું મૂકું તોએ તું ના મુકેશજો;
હુ અડકયો માટે અડતું મુજને,
 હું હાર્યો રાધા તું જીતી ઠરેશજો મહિયારી૰ ૧૨
મરમતણી વાણી સુણી કહે સ્વામિની
 ભલી બતાવી હારજીતની ચાલજો,
બહુ ભોળા કહીને નેન નચાવીયા,
 અધર હસીને ચોંટી દીધી ગાલજો મહિયારી૰ ૧૩
હરિ હસીને કરે સાહ્યો સ્યામાતણો,
 આપ્ય દાણ મહી વેચે તો લે મૂલજો,
ગોપ લહી પાય મફત જો માનુની.
 તો આ વ્રજમાં નહી કોઈ તુજ તુલ્યજો મહિયારી૰ ૧૪
કહે રાધા કર મુકો કહુ કયારની,
 વનમાં સ્ત્રી રોકો એ ખોટું કાજજો,
આઓ ડાહ્યા લાલ હવે મોટા થયા,
 નથી લહેતા તમો કપટ કંસનું રાજજો મહિયારી

કૃષ્ણ કહે કંસનું અહાં શું ઉપજે,
વૃંદાવનમાં રાજા મદન નરેશજો;
રહો ઉભાં આણુ તમોને તે તણી,
રીઝવશો મુજને તો જાવા દેશજો. મહિયારી૦ ૧૬
એમ કરી છડી આડી ધરી છેલડે,
રસ્તો રોકી ઉભા નટવર નાગરજો;
રાધાજી હાવાં ઉત્તર આપશે,
સુણશે પ્રીતમ દયારામ સુખ સાગરજો. મહિયારી૦ ૧૭

*

## પદ ૧૨૩મું ગરબી

મારગડો મેહેલો રે મોહન લાલજી,
આઘા રહો અલબેલા ન કરો આળજો;
વારૂં છું સખણા રહેજો શામળા,
નહિતર મારા મુખની ખાશો ગાળજો. મારગડો૦ ૧
હરિ બોલ્યા અબળા થા મા આકળી,
ચાખંતામાં ચમકી થાય શું લાલજો;
બોલ ખરૂં ગોરસનું શું થાય છે,
મૂલ આપીને લઈશું તારો માલજો. મારગડો૦ ૨
છાના રહો શાણપણું સમજું સહુ,
કાલજડામાં કપટ વચન તે ઠીકજો;
કેહો શાને મુખ લોહ્યું મુજ છેડલે,
આ જુઓ લાગ્યો રંગ તંબોળની પીકજો. મારગડો૦ ૩
સુણ શ્યામા રહેજે રંગ લાગ્યો હશે,
અમો ન સમજું કપટ ગમે નહી રહાકજો;

આ લે તું ખા બીડી પ્યારી પાનની,
સામો મારે મુખડે રંગ લગાડજો. મારગડો૦ ૪
એમ સુણી રાધા બોલ્યાં રીસમાં,
ભ્રગુટીમાં રૂચિહાસ્ય મધુરૂં ભાસેજો;
આઘા રહો અડશો મા ઉરમાળને,
મૂકો મટુકી મહી મોંઘુ વેળાશેજો. મારગડો૦ ૫
કાહાન કહે મહી મોંઘુ તે કેટલું,
મુખડે માગે તેટલું આપું ધનજો;
કહે મુજને લે બાધો મહી મૂલમાં,
પણ ગોરસપર લલચ્યું મારૂં મન જો. મારગડો૦ ૬
સુણી એવું લટકે બોલ્યાં લાડલી,
વાલમજી વેચાણું તો નથી સેહેલજો;
મહી પીતાં મોહન થાશો માહરા,
ફરીશ ગમે તેમ રાખીશ મારે મેહેલજો. મારગડો૦ ૭
સમ સાચા ખાઓ સાક્ષી કોણ કહો,
કપટીનો તે શો હમને વિશ્વાસજો;
પ્રભુ બોલ્યા સાક્ષી વ્રજમંડળ સહુ,
ગોધનના સમ હું તારો સુણ દાસજો. મારગડો૦ ૮
સુણીઆવી વાણી રીઝયાં રાધિકા,
મન ગમતું ગોરસ ગોવિંદને પાયું જો;
બલિહારી દયો એ જુગલ સ્વરૂપને,
પરમ પવિત્ર ચરિત્ર ગોવિંદનું ગાયું જો. મારગડો૦ ૯

*

### ✓પદ ૧૩મું ગરબી

પ્રેમની પીડા તે કોને કહિયેરે, હો મધુકર, પ્રેમની પીડાતે૦ ટેક.
થાતાં ન જાણી પ્રીત જાતાં પ્રાણ જાયે,
હાથનાં કર્યાં તે વાગ્યાં હઇયેરે. હો મધુકર૦ ૧
જેને કહિયે તે તો સરવે કહે મૂરખ;
પસ્તાવો પામીને સહી રહિયેરે. હો મધુકર૦ ૨
ધીકીયે ઢાંકયાં રાતદિવસ અંતરમાં;
ભૂખ નિદ્રામાં નવ લહિયેરે. હો મધુકર૦ ૩
હું અહીં દુઃખીને વ્હાલો સુખમાંહે માહાલે:
પણ સમોવડ્ય કાંઈ ટહાડાં થઈએરે. હો મધુકર૦ ૪
દાઝયા ઉપર લૂણ દીધું એ દામોદરે;
પેલી સોકલડી સુણીને કાળજ દહિયેરે. હો મધુકર૦ ૫
અબળાનો અવતાર તે પરાધીન;
રંક કલ્પીયે પણ કહાં જઈયેરે. હો મધુકર૦ ૬
સ્નેહનો દઝારો ઘણો મરણથકી માઠો;
શું કરિયે વાઢયાં તેને વહિયેરે. હો મધુકર૦ ૭
દયાપ્રભુ આવે તો તો સઘ સુખ થાયે;
મુને દુઃખ દીધું એ નંદજીને છૈયેરે. હો મધુકર૦ ૮

*

### પદ ૧૪મું—પ્રીતની વિચિત્ર રીત—ગરબી

પ્રીતડીની રીત અતિ અટપટી, ઓધવજી છે, પ્રીતડીની રીત. ટેક.
થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહી,
વજ્ર રેહેણે જડી તે જડી ઓ૦ ૧

પ્રીત ના કહેવાય તે તો સ્વારથ સમજવો,
ચાર દિવસ પ્રગટીને મટી. ઓ૦ ૨
પીડાની ભરેલી પ્રીત તો યે કરે પંડિત
દુ:ખ પામે તે ય ચહાય ના ઘટી ઓ૦ ૩
શત્રુથી સંતાપ ઘણો સ્નેહથી મળે પણ,
તેજમાંહ્ય સૌ મરે મટી. ઓ૦ ૪
કહ્યા સમજ્યામાં ન આવે એ વસ્તુ,
જાણે જેને હોય વીતતી વટી. ઓ૦ ૫
દયાના પ્રીતમ વિના પ્રીત તેજ પીડા,
ધર્મ લાજ ખોય ને મરે ખટી. ઓ૦ ૬

## પદ ૧૫મું—પ્રભુની સાથે રીસામણાં—ગરબી

શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજ થકી શ્યામ રંગ. ટેક
જેમાં કાળાશ તે તો સહુ એકસરખું,
સરવમાં કપટ હશે આહાવું. મારે૦ ૧
કસ્તુરીની બિંદી તો કરૂં નહીં,
કાજળ ના આંખમાં અંજાવું મારે૦ ૨
કોકિલાનો શબ્દ હું સૂણું નહીં કાને,
કાગવાણી શકુનમાં ન લાવું. મારે૦ ૩
નીલાંબર કાળી કંચુકી ન પહેરૂં,
જમનાનાં નીરમા ન ન્હાવું. મારે૦ ૪
મરકત મણિ ને મેઘ દષ્ટે ના જેવા,
જાંબુ વંત્યાક ના ખાવું. મારે૦ ૫

દયાના પ્રીતમ સાથે સુખે નીમ લીધો,
પણ મન કહેજે પલક ના નિભાવું. મારે૦ ૬

*

### પદ ૧૬મું—મોહિની સ્વરૂપ—ગરબી

કીયે ઠામે મોહની ન જાણી રે, મોહનજીમાં. કીયે૦—ટેક

ભ્રગુટીની મટકમાં કે ભાળવાની લટકમાં,
કે શું મોહની ભરેલી વાણીરે. મોહનજી૦
ખીટળીયાળા કેશમાં કે મદનમોહન વેશમાં,
કે મોરલી મોહનની પીછાણીરે. મોહનજી૦
શું મુખારવિંદમાં કે મંદ હાસ્ય ફંદમાં,
કે કટાક્ષે મોહની વખાણીરે. મોહનજી૦
કે શું અંગેઅંગમાં કે લલિત ત્રિભંગમાં,
કે શું અંગચેલી કરી સ્યાણીરે. મોહનજી૦
ચપળ રસિક નેનમાં કે છાની છાની સેનમાં,
કે જોબનનું રૂપ કરે પાણીરે. મોહનજી૦
દયાના પ્રીતમ પોતે મોહની સ્વરૂપ છે,
તન મન ધન હું લૂટાણીરે. મોહનજી૦

*

### પદ ૧૭મું—સુંદરતાની સીમા—ગરબી

શોભા સલુણા શ્યામની, તું જોને સખી, શોભા૦ ટેક

કોટી કંદર્પનું લજાવે એહેનું મુખડું,
ફીકી પડે છે કળા કામની. તું જોને૦ ૧
સદગુણસાગર નટવરનાગર,
બલિહારી હું એહેના નામની. તું જોને૦ ૨

કોટી આભૂષણનું એરે ભૂષણ,
સીમા તુ છે એ અભિરામની. તું જોને૦ ૩
જે ઓળખે તેને તો સાર સર્વનો,
બીજી વસ્તું નથી કામની. તુ જોને૦ ૪
અનુપમ એ અલબેલો રસીયો,
જીવનમૂળી દયારામની. તુ જોને૦ ૫

★

## પદ ૧૮મું—ગરબી

રાધે તું પ્યારી ને બીજું અવર ન કોઈ;
જેને જક્ત મોહ્યું તે તો તું ને રહ્યો મોહી—રાધે ૧
ગોકુળની ગોરી સહુ એની પૂઠે ભમે છે;
તે રે વ્હાલાને તારી ગાળો ગમે છે—રાધે ૨
વ્રજવામા સહુને એ નાક ઘસાવે;
તે રે વ્હાલો ત્હારે ઘેર વણ તેડ્યો આવે—રાધે ૩
હું પણ જાણું ને એહેનું મળવું ક્યાંથી;
ક્ષણું એક અળગો ન થાય તારે ત્યાંથી—રાધે ૪
તેં વશ કીધો રાધે દયાનો પ્રભુજી;
હું નવ જાણું તેં તે કયી ગોર પૂજી—રાધે ૫

## ✓પદ ૧૯મું—ગરબી—રાગ રામકળી

હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું,
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું. હું શું જાણું જે૦ ટેક
હું જાઊં જળ ભરવા ત્યાં પુંઠે પુંઠે આવે,
વગર બોલાવ્યો વ્હાલો બેડલું ચડાવે. હું શું જાણું જે૦ ૧

વહુ ને તરછોડું તોએ રીસ ન લાવે,
કાંઈ કાંઈ મીસે મારે ઘેર આવીને બોલાવે. હું શું જાણું જે૦ ૨
દૂરથી દેખીને મને દોડ્યો આવે દોટે,
પોતાની માળા કહાડી પહેરાવે મારી કોટે હું શું જાણું જે૦ ૩
એકલડી દેખે ત્યા મુને પાવલેરે લાગે,
રંક થઈ ને કાંઈ કાંઈ મારી પાસે માગે. હું શું જાણું જે૦ ૪
(મુને) જયા જ્યાં જાતી જાણે, ત્યાં ત્યાં એ આડો આવી ઢુંકે,
બેની દયાનો પ્રીતમ મારી કેડ નવ મૂકે. હું શું જાણું જે૦ ૫

*

## પદ ૨૦મું—ગરબી

શીખ સાસુજી દેછેરે, વહુજી રેહો ઢંગે:
આવડો શો આસંગોરે, શામળીયાની સંગે ૧
વાટેને ઘાટેરે, વળગો છો વાતે;
કહ્યુ કોઈનું ન માન્યું રે, દીઠું મારી જાતે. ૨
વહુવારૂ માણસ રે, ડાહ્યા બહુ થાશો મા;
જળ ભરવા એકલડાંરે. આજ પછી જાશો મા ૩
અલબેલો આ શેરીએરે, આવે વહુ તમ માટે;
તમો તેને કાજેરે, જાઓ જમના ઘાટે. ૪
ચતુરાઇઓ તમારીરે, સરવે હું જાણું છું;
કો દહાડો નથી કહેતીરે, આજમુખે આણું છું. ૫
સાસરીયામાં રહેવું રે, ત્યારે એમ નવ કરીએ:
તમો તો થયાં નિરલજ રે,હમો લાજી મરીએ. ૬
હું તો મુખપર કહું છું રે, લોકો પૂંઠળ કહે છે;
આડોશી ને પાડોશી રે, મસે મહેણાં દે છે. ૭

વિવેક વાત કરંતા રે, વહુજી દુઃખ નવધરશો,
દયાના પ્રભુ કેગીરે, સંગત હોવાં નવ કરશો ૮

★

## પદ ૨૧સું—ગરબી

એહવા વચન સુણીનેરે, વદ્યાં વળતાં વહુજી,
ગંગાજળ સરખારે સાભળો સાસુજી ૧
જેના મનમા જેવુ રે, તેવું તે સહુ દેખે,
સારા નરતા સહુનેરે પોતા સરખા પેખે ૨
કોહો છો તેવાં હોશોરે, ત્યારે એમ સૂઝે છે,
દોષ પ્રભુનો શો દીઠોરે, જેને જગ પૂજે છે ૩
હાવા વાક નહિ મારોરે, કહું છુ કહ્યા પૂઠી,
એહમા કાંઈ નથી સાચુ રે, એ જુગતિ સરવે જુઠી. ૪
જેમ ખુદા ખસુદું રે, નચાવી નાચું છુ;
તો એ પુઠ ના મેલીરે, ત્યારે જાઓ સાચું છે. ૫
હવા તો નિત્ય જઈશું રે, સામળીયાની સગે,
વૃંદાવન ઘાટેરે, સદા રમીશું રગે. ૬
મન ભાવે તો બોલજો રે, સેહેવાયે તો સેહેજો;
ચાલે તે કરજો રે, ગમે તેવું કહેજો. ૭
તમારા કહ્યા ઉપરરે, હવા મ્હારે એ કરવું,
દયાનો પ્રભુ ભજવો રે, કોઇથી નવ ડરવું. ૮

★

## પદ ૨૨સું ગરબી

નંદનોનદન છબીલો છોગાળોરે,
સખીરે એની અણિયાળી આખ્ય, કાળજ કોરરે. નંદનો૦ ટેક

મારૂં મન મોહ્યું છે એ અલબેલેરે,
હું બલિહારી ખંમાજી ખંમાજી ખંમા;
વારી તુને ખંમાજી ખંમાજી ખમા,
ચિત્ત મારૂં ચોર્યું છે એ પાતળીએરે, એ સામળીએરે. નંદનો૦ ૧
નટવર નાગર સલુણો શામળીયોરે;
સખી એનું હસવુ છે મંદ જુલમી જોરરે. નંદનો૦ ૨
અંગેઅંગ માધુરી મનોહર મોહનમારે;
કેહેની કેમ વિસરે એ નંદનો કિશોરરે. નંદનો૦ ૩
વ્રજપતિ વ્હાલો નથી એ જે જનનેરે;
સખી તેનું વજાથકી કાળજું કઠોરરે. નંદનો૦ ૪
સખી મુને વિકળ કરી છે એની વાંસળીયેરે;
ખૂબી એની ખસતી નથી નિશભોરરે. નંદનો૦ ૫
આવડો રૂપાળો સખી એને કોણે કીધો હશેરે;
નેણાં મારાં એના મુખચંદના ચકોરરે. નંદનો૦ ૬
નેહનો નિભાવણ એ પ્રીતમ પાતળીયોરે;
હું તો એને જાણું છું જીવનની દોરરે. નંદનો૦ ૭
દયાનો પ્રીતમ હવે અખંડ મ્હારે કાળજે ચડ્યોરે;
સખી એ તો ચતુરાના ચિતડાનો ચોરરે. નંદનો૦ ૮

*

## ✓પદ ૨૩૩મું બ્રિજવાસણીનો—ગરબો

ગરબો ગાવાને ગોરી નિસર્યાં રે લોલ,
રાધિકા રંગીલી જેનું નામ અભિરામ બ્રિજ વાસણીરે લોલ.
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુંમખાંરે લોલ, ૧
સંગે સાહેલી બીજી છે ઘણીરે લોલ,
કાંઈ એક કહું તેના નામ બ્રિજવાસણીરે લોલ,

તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાંરે લોલ.
ગિડ ગિડ તોમ છુમ છુમ છુમ વાજે ઘુઘરારે લોલ. તાળી૦ ૨
ચંદ્રભાગા ને ચંદ્રાવળી રે લોલ;
ચંપકલતા છે ચારૂ રૂપ; મિજ૦ તાળી૦
લલિતા વિશાખા વ્રજમંગળારે લોલ,
માધવી ને માલતી અનુપ મિજ૦ તાળી૦ ૩
મન્મથમોહા ને મનઆતુરી રે લોલ,
હંસા હર્ષા ને હીરા નામ; મિજ૦ તાળી૦
કેતકી પ્રગલ્ભા પ્રેમમંજરી રે લોલ,
એ આઠે સખી સૌ સુખધામ. મિજ૦ તાળી૦ ૪
વિવિધનાં વાજીંત્ર વાજે છંદમાં રે લોલ,
તાલ સ્વરે મળી કરે ગાન; મિજ૦ તાળી૦
લોલ કહેતાં અરૂણ અધર ઓપતારે લોલ,
લટકે નમી મેળવે સહુ તાન. મિજ૦ તાળી૦ ૫
ખેલ મચ્યો તે વૃંદાવનમાં રે લોલ,
બંસીબટ ચોક રસરૂપ; મિજ૦ તાળી૦
ગરબો જેવાને ગિરધર આવિયા રે લોલ,
મોહ્યા જોઈ શ્યામાનું સ્વરૂપ મિજ૦ તાળી૦ ૬
તે પ્રમાણે મોહ્યાં સામાં શામની રે લોલ,
વ્યાપ્યો બેહુ અંગમાં અનંગ; મિજ૦ તાળી૦
લલિતા લઇ મેળવ્યાં નિકુંજમાં રે લોલ,
રસભર્યાં રમાડ્યાં રતિરંગ. મિજ૦ તાળી૦ ૭
આનંદસાગર તાહાં ઊછળ્યો રે લોલ,
મગન થયાં લાડલી ને લાલ; મિજ૦ તાળી૦

પરમ પવિત્ર એ ચરિત્રને રે લોલ,
દાસ દયો ગાઈ થયો નિહાલ. ત્રિજ૦ તાળી૦ ૮

★

## પદ ૨૪મું—ગરબી

માનીતી તું છે મોહનતણી, હો વાંસલડી,
હોજી તુને વાલમ કરે છે ઘણું વાહાલરે, હો વાંસલડી;
મીઠો આવડો શો સોહોર, મોહ્યો નંદનો કિશોર,
તારૂં આવડું શું જોર, ભુંડી કાળજું મા કોરરે હો વાંસલડી.
પીયે અધરામૃત પિયુતણું તું, વાંસલડી,
હમારે સોકય સરીખું તું સાલરે, હો વાંસલડી. મીઠો૦ ૧
વાજી વાજી ને વિકળ કર્યાં, હો વાંસલડી,
તું તો પીડે હમારા પ્રાણરે, હો વાંસલડી,
સુણતાં પડે છે હૃદે સાંસરાં, હો વાંસલડી.
તહારા ટઉકારાથી મોહબાણ રે, હો વાંસલડી. મીઠો૦ ૨
ઝેર ઘણું છે તારી ઝપટમાં, હો વાંસલડી,
ભલાં તુથી ભાલા તલવાર રે, હો વાંસલડી;
એકીવારે તું હણી નાખની, હો વાંસલડી,
ઓ ભુંડી થોડે થોડે મા માર રે, હો વાંસલડી, મીઠો૦ ૩
પતિવ્રતાનાં પણ તેં મુકાવિયાં, હો વાંસલડી.
તેં તો છોડાવ્યાં સતીયોનાં સત્ય રે, હો વાંસલડી.
વન વન કુંજે કુંજે ફેરવ્યા તેં, હો વાંસલડી,
તેં તો સહુની કરી છે એવી ગત્ય રે હો વાંસલડી મીઠો૦ ૪
ગરજે ગુમાન ભરી આવડી, શું વાંસલડી.
તું તો જોની વિચારી તહારી જાત રે, હો વાંસલડી.

જોતાં તું તો કાષ્ટ કેરો કરકડો, હો વાંસલડી.
તુને આજ મળી છે ઠકરાત રે, હો વાંસલડી. મીઠો૦ ૫
તેં તો નાક ઘસાવ્યાં સહુ નારનાં, હો વાંસલડી,
તેં તો લગાડયું લાલશું લગનરે, હો વાંસલડી.
ચોરની સંગે શીખી તું ચોરવા, હો વાંસલગી,
વાહાલે માખણ ચોર્યું ને તેં તો મનરે,હો વાંસલડી.મીઠો૦૬
માન ન રાખ્યું માનનીતણું, તેં વાસલડી,
તેં તો સહુંને કર્યાં પાયેનામ રે, હો વાંસલડી.
દયાના પ્રભુની દૂતિ તું ખરી, હો વાંસલડી.
સહુને તેડે તું બેડી ઠામ રે, હો વાંસલડી. મીઠો૦ ૭

*

## પદ ૨૫મું ગરબી

નંદકુંવરજીનું પ્રાણજીવન ધન, રાધા રંગીલી મૃગયાનેણીરે લોલ;
અખિલાનંદદાયક અલબેલો છેલો,
તુંતો તેને સુખદેણી રે લોલ. નંદ૦ ૧
કીરતીકુમારી વ્રખુભાનદુલારી,
પ્યારી શેષ મહેશની માતા રે લોલ;
તે ગિરધર તારાં ચરણ સેવે છે,
જેનાં સેવે ચરણ શિવ ધાતારે લોલ. નંદ૦ ૨
શ્રી મહાલક્ષ્મીજીની અંશ વિભૂતિ,
જગ સુંદરી શિવાદિક નારી રે લોલ;
કમાહાંલગી વર્ણું રૂપ રૂપાળી રાધા,
તે કમળા તે કળા તારી રે લોલ. નંદ૦ ૩
વેદ સરીખા જેનો ભેદ ન જાણે,
મોટા મુનિવર વંછે પદરેણ રે લોલ;

તેણે તુંને કરી હાર હૈયાનો,
    મણિ મુકુટ લોચનનું ઘરેણું રે લોલ. નંદ૦ ૪
ચકોર ચંદ્ર ફણી મણિ જખ જલ,
    ઉપમા શું હેઠી પડયું કાચું રે લોલ;
પાસે બેઠી છે પિયુ પ્રતીત નમાને,
    જાણે સ્વપ્ન હશે કે આતે સાચું રે લોલ. નંદ૦ ૫
જેહેવી પ્રીતમજીને પ્યારી પ્રિયાજી,
    તેવા પ્રીતમજી છે તુંને પ્યારા રે લોલ;
અકકેકના છો તમો પ્રાણ પરસ્પર,
    નેણનલીનના તારારે લોલ. નંદ૦ ૬
અમૃતથી અધિકી રસક્રીડા, સદા વૃંદાવનમાં કરિયેરે લોલ;
ભાંમણાં લઇ લલિતાદિક કહે છે,
    અમો રસ રૂદયામાં ભરિયે રે લોલ. નંદ૦ ૭
અખંડ અવિચળ રાજો આ જોડી,
    અમો જીવિયે જોઇ નિશ દહાડો રે લોલ;
નિજબળથી નિજ જાણી દયાને આપો,
    પ્રેમ જુગલપદ ધાડો રે લોલ. નંદ૦ ૮

*

## પદ ૨૬૬મું બારમાસ—ગરબી

શ્રીગુરૂ ગોવિંદને રે, પાયે લાગું પૂરો આશ;
પ્રેમ પરિતાપને રે, વચને ગાશું બારેમાસ. ૧
કહે સખી કયમ કરૂં રે, કારતકમાસે મૂકી કંથ;
કાંઈ સૂઝે નહીં રે, નિશદિન જોઉં પ્રભુજીનો પંથ. ૨

માગશરે મ્હારૂં રે, મન મોહન મળવા અકળાય,
ઢાકથા ધીકિયે રે, કોઇને પીડા નવ કહેવાય ૩
પોષે પ્રભુ વિના રે, માહારે મુખડે પડીયા શોષ;
હું સમજું નહીંરે, મૂકી શા દીઠા મુજ દોષ ૪
માહે મહા મોટુ રે, માહારે મન વ્યાપ્યુ મેહ દુઃખ;
તાતા તેલમારે જ્યમ જળ ત્યમ પ્રભુ પાખે સુખ. ૫
ફાગણુ ફૂલિયા રે, કેસુ ઉડે અબિલ ગુલાલ;
ઉલટું અ ગ બળેરે, જોઈ ને વિના શ્રીગિરધરલાલ. ૬
ચૈત્રે ચિત્તડુ રે ચોહોટયું ચરણ શ્રીગોકુળરાય,
પ્રેમ જડિયે જડ્યુરે, નહિ ઉખાડે એ કોઈ ઉપાય. ૭
વૈશાખે સુનેરે મજપુર લાગે વસતુ પંન;
શોહેર સરીખડુ રે, વન લાગે હોય જુગજીવંન. ૮
જયેષ્ટે ઝાળ પડીરે, તાપે તલખે છે સહુ કોય,
મુજ મેહતાપનોરે, કોટીમો એ અંશ ન હોય ૯
આશ અશાડનીરે, હતી પણુ નાવ્યા અવિનાશ;
સહુ પ્રેમદાતણારે, પિયુ ઘેર આવ્યા ચાતુર્માસ ૧૦
શ્રાવણુ સરવડેરે, વરસે વૃક્ષે વળગી વેલ;
રસિયે વ્હાલમેરે, ત્રોડી બાળપણામા બેલ. ૧૧
પુરૂષોત્તમ માસેરે, પુરૂષોત્તમ ભજવાનો ભાવ,
ક્યાહાથી કહાડિયેરે, તે તો શોક્લડી લે લ્હાવ. ૧૨
ભાદરવો ભલોરે, વરસે બોલે ચાતક મોર;
નંદકુંવર વિનારે, લાગે બાણુસરીખા સોર ૧૩
આસો આસમારે, આવ્યો દિવાળીનો દિન,
પ્રભુજી પધારીયારે,સુણ સખી આનદ ઉલટયો મન. ૧૪

પીડા પ્રીતનીરે, વરણી ગાયા તેરે માસ;
દાસદયા તણીરે, દર્શન દઈ પ્રભુ પૂરો આશ. ૧૫

*

## પદ ૨૭મું (રાગ રામગ્રી)

મોહોલે પધારો માહારાજ, માણીગર મોહોલે પધારો;
વાહાલ વધારો વ્રજરાજ, માણીગર મોહોલે પધારો. ટેક.
કરી રાખી છે એકઠી, ઘણા દિવસની ગોઠ;
રાજ મળે તો કીજીયે, આવી રહી છે માહારે હોઠ. માણીગર૦ ૧
હું પણ દાસી રાવરી, બાહ્યગ્રહ્યાની લાજ;
જોબન લ્હેરે જાય છે, માણોને માહારા રાજ. માણીગર૦ ૨
હું સરખી બહુ આપને, માહારે તો એક આપ;
રેહેવાતું નથી રાજવણ, કોને કહું પરિતાપ. માણીગર૦ ૩
સેજ સમારી ફૂલડે, આનંદ ઉર ન માય;
પ્રાણજીવન ત્યાંહાં પોહોડશો, હું તો તળાંશીશ પાય. માણીગર૦ ૪
પ્રીતમ દાસ દયાતણા, શ્રી વ્રજરાજ કુમાર,
ઘણા દિવસની હોંસ છે, પૂરો પ્રાણઆધાર. માણીગર૦ ૫

*

## પદ ૨૮મું (રાગ રામગ્રી)

લોચન મનનોરે, કે ઝગડો લોચન મનનો;
રસિયા તે જનનોરે, કે ઝગડો લોચન મનનો. ટેક૦
પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કહે લોચન તેં કરી, લોચન કહે તારે હાથ. ઝગડો લોચન ૧
નટવર નિરખ્યા નેન તેં, સુખ આવ્યુ તુજ ભાગ.
પછી બંધાવ્યું મુજને, લગન લગાડી આગ. ઝગડો લોચન ૨

સુણુ ચક્ષુ હુ પાંગળું, તું માહારૂં વાહન,
નિગમ અગમ કયહું સાંભળ્યુ, દીઠા વિના ગયુ મન. ઝગડો લોચન ૩
ભલું કરાવ્યો મે તને, સુંદરવર સંજોગ;
મને તજી તું નિત મળે, હુ રહુ દુઃખ વિજોગ ઝગડો લોચન ૪
વનમા વ્હાલાજી કને, હું વસુ છું સુણ્ય નેન,
પણ તુજને નવ મેળવ્યે, હું નવ ભોગવું ચેન. ઝગડો લોચન ૫
ચ્હેન નથી મન કયમ તને, ભેટે શ્યામશરીર,
દુઃખ માહારૂં જાણે જગત, રાત્રદિવસ વહે નીર. ઝગડો લોચન ૬
મન કહે ધીકું હૃદે ધૂમ્ર પ્રગટ ત્યા હોય;
તે તુજને લાગે રે નયન, તેહથકી તુ રોય ઝગડો લોચન ૭
એ બેહુ આવ્યા બુદ્ધિ કને, તેણે ચુકવ્યો ન્યાય,
મન લોચનનો પ્રાણ તું, લોચન તું મનકાય. ઝગડો લોચન ૮
સુખથી સુખ દુઃખ દુઃખથી, મન લોચન એ રીતે,
દયા પ્રીતમ શ્રીકૃષ્ણશું, બેહૂ વડેથા પ્રીત ઝગડો લોચન ૯

## પદ ૨૯૩ મુ—(રાગ સારંગ)

મધુવ્રત કેહેજોરે મોહનને એટલુ,
સુણ્યુ તે દિવસનો હરખ ન માય,
ભાગ્ય મોટું કન્યા પામ્યા કંસની કીંકરી,
પૂર્વ પુણ્ય વિના એવું કોને નવ થાય. મધુ ૧
રે મથુરાના વાસી સહુ કુબજાના સગા,
કિંકરીનુ કુળ મ્હોટુ કહેવાય,
પરણ્યાં પેહેલા ધોબીયે પેહેરાવી પહેરામણી,
દરજી માળી કુબ્જા તે સંબંધી એના થાય. મધુ ૨

બેનું મન માન્યું ત્યાં તો વેદ વિધિ થઈ,
રે સાસરિયે પધાર્યારે સુંદરશ્યામ;
ઉદ્ધવજી અણવરીયુ થઈ પૂંઠેરે ગયા,
રસિયાજી રીઝયા જોઈ રૂપનું ધામ. મધુ. ૩
એ શું વહાલેરે હમને ન લખી કંકોતરી,
રે ભલું એક ગામ વસ્યાનો વહેવાર;
દયા પ્રભુને કરવો ઘટે હમારે ચાંદલોરે,
તે મોકલવાને પ્રાણ કર્યા છે તૈયાર. મધુ ૪

*

પદ ૩૦મું—(રાગ સારંગ)

ઉધવજી વિચારોરે અંતર આપણે,
વણ સમજે શી દેવીરે શીખ.
જોવા કરકંકણ જોઈએ શીદ આરસી;
હોય વિચાર તો પાસે પરીખ. ઉધવજી૦ ટેક૦
તમારો તો હરિ વ્યાપક સર્વત્ર છે,
ત્યારે કોહો અધિક ને ઓછા કયાંહ;
નિત ઉઠી જાઉં છું જાઉં છું શીદ કરી રહ્યા,
એવડું શું ડાટયું છે મધુપુરી માંહ. ઉ૦ ૧
ભ્રમર છે લોભી ગંધ કમળ ને કેતકી,
દુર થકી લાવે છે સુગંધી ચહી વાય;
તેટલેથી હૃદય રંજન ન થાતું હોય તો,
શિદને ઘેરાય શીદ કંટકમાં જાય. ઉ૦ ૨
દશે દિશા દિશે ઉદ્યોત ઇંદુતણો,
પણ જ્યાં લગી અભ્રને ઓથે ચંદ;

સાગર કુમોદાદિક ફૂલે તો ફૂલજો,
પણ ચિત્ત ચકોરને ન ઉપજે આનંદ ઉ૦ ૩
વિયોગે તો મનને મેહેજ રહ રૂપની,
કોણ જાણે વદન વપુને શું વેગ,
વ્યાપકની સાથે કરી કહો કોણે વાતડી,
વાતડી વિના તે શી સુખની લહેર ઉ૦ ૪
ત્યાર લગી દયાના પ્રીતમ નથી ઓળખ્યા,
જ્યાર લગી સત્ય નથી સાકાર.
રૂપ રસ પ્રેમની પીડા તે ત્યારે પ્રીછશો,
અનુભવ થાશે ઓધવ કોઈ વાર. ઉ૦ ૫

*

## પદ ૩૧મું—ગરબી

મુને અંગો અંગ લાગી લાહ્ય, કાળજ કોઈ કાપેરે
મારૂં સ્નેહદુઃખ સહ્યું નવ જાય, કાળજ કોઈ કાપેરે. ટેક૦

મુને રોમરોમ વીંછી વળગિયા, લાગી નખશીખ તાલાવેલ,
પ્રાણનાથજી પ્રભાતે પધારશે,
મારા હૃદયમા મારી સીલ કાળજ. ૧
પિયુજી પ્હેલા તુ તો કયમ નથી જાતો, રે હે મારા પાપી પ્રાણ,
મોહન વર તો મધુપુરી વસશે,
પછી તારો જીવન કોણ. કાળજ૦ ૨
અરે દૈવ મને શીદ સરજી, શીદ આપ્યો અબળાનો દેહ
શે ન કરી મુને સુરભ થાત નહિં,
નંદકુંવરજીસુ નેહ કાળજ૦ ૩

ક્યાંહાં જઇયે સખી કોણને કહિયે, ને કરિયે કવણ ઉપાય;
પાયે પડું કોઈ એવું કરેરે,
વ્હાલાજીનો વિજોગ ન થાય. કાળજ૦ ૪
અરે વૃદ્ધ ગોપ કોઈ કેમ નથી વારતા,
મૂઢ સરવકો અજાણ;
અરે વિધાતા વિઘન પાડ હેતું,
પિયુજી ના કરેરે પ્રયાણ. કાળજ૦ ૫
ચાલો સખી મરજાદારે મૂકી, રોકીએ રસિયો રાય;
તેથી ન માને તો પડો ચક્ર વચ્ચે,
મારીને જાય તો જાય. કાળજ૦ ૬
પ્રેમે પીડાતી ને મન અભિલાખી, વ્રજલલના વ્રજભૂપ;
પરિરંભણ કરતાં સહુ પ્યારીને,
હૃદે રોપ્યું નિજ રૂપ. કાળજ૦ ૭
હરિરથધ્વજરજ પણ રહી ઉડતી, ધરણી ઢળી ઓજંન;
દયાપ્રીતમ શ્રી ગોવરધનધર,
દીધું સકળ હૃદે દરશન. કાળજ૦ ૮

★

૧ પદ ૩૨૩મું—(રાગ સોરઠ)

કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે;
ભોળું ભાખ મારે, કામણ દીસે છે અલબેલા૦ ટેક૦
મંદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું;
અદપડિયાળી આંખે ઝીણું ઝાંખ મા રે; ભોળું ભાખ૦ કા૦ ૧
નખશિખરૂપ ઘણું રઢિઆળું, લટકું સઘળું કામણગાળું;
છાનાં ખંજન રાખે પંકજ પાંખમાંરે; ભોળું ભાખ૦ કા૦ ૨

વ્હાલભરી રસવરણી વાણી, તારૂણીનું મન લેછે તાણી;
ભૃગુટીમા મટકાવી ભુરકી નાખ મા રે; ભોળું ભાખ૦ કા૦ ૩
દયા પ્રીતમ નિરખે જે થાયે, તે મેં મુખડે નવ કહેવાયે,
આ વિનતિ આતુરતા આવડી સાખ મા રે; ભોળું ભાખ૦ કા૦ ૪

★

## પદ ૩૩મું વિરહાગ્નિ—(રાગ સોરઠ)

તે તો ઘટઘટમા ઘર કીધું, વાલમ વરણાગીયારે,
કાળજ કોરાણું કંદ્રપના શર વાગિયારે; તેં તો ઘટઘટ૦ ટેક૦
રોમરોમ રસિયો તું વસિયો, ભવવૈભવ સેજે તું ખસિયો
વિરહના અંગારા અંગે જાગિયા રે, તેં તો ઘટઘટ૦ ૧
માત પિતા મૈયર સતાપે, સાસરિયાં અતિ આરત આપે;
દુરિજન દુશમન સહુકો પુઠે લાગિયારે; તે તો ઘટઘટ૦ ૨
કહાન કટાક્ષ કરી તું ભાળે, તેમાંનું કંઈ નહિ હસિ રાળે;
તે સાચું સમજી પીડે લોક અભાગિયારે; તે તો ઘટઘટ૦ ૩
દયાપ્રીતમ પ્રીત કરી ન ફાવી, વણુ વેપારે જોખમ આવી;
કહ્યું ના માને પ્રાણ થયા અનુરાગીયારે; તે તો ઘટઘટ૦ ૪

★

## પદ ૩૪મું—(રાગ સોરઠ)

રૂડા દીસોછો રાજેશ્વર મંદિર આવતારે, રૂડા દીસોછો૦
જરકસી જામો સુદર પ્હેરી, માથે બાંધી પાઘ સુનેરી,
રૂડો રેંટો હોડી મન લલચાવતારે, રૂડા દીસોછો૦ ૧
હૈયે હાર ગુલાબી ફોરે, ચિતડું રોકી રાખ્યું ચોરે,
ગજરા કાજૂ બાજૂ મુજ મન ભાવતારે, રૂડા દીસોછો૦ ૨

કનકછડી સુંદર કર લઈને, ગજગતિ ચાલે હળવા રહીને,
ચિતડુ ચોરી મીઠુ મીઠું ગાવતારે, રૂડા દીસોછો૦ ૩
દયા પ્રીતમનો નાથ વિહારી, જાઉં તુજ વદનકમળપર વારી,
હેતેશું બોલાવી તાપ સમાવતારે. રૂડા દીસોછો૦ ૪

*

## પદ ૩૫મું—(રાગ કાફી)

રૂપાળી રાધા તારું તન રે,
મેહેંજે તે સુંદરતાનું ભર્યું છે. રૂપાળી રાધા૦ ટેક
વિના અંજન દીસે આંખડલી આંજીરે, સલુણી શ્યામા;
રંગ્યા વિના રક્ત દશન વસનરે,
બાળબિંબ સુધા માનનું ભર્યું છે. રૂપાળી. ૧
વિના સુગંધ બ્હેકે શ્રીઅંગ ત્હારુંરે, સલુણી શ્યામા;
વિના સકળ ગુણ રૂપ નિધાનરે,
અનુપમ્ય કાંઈ ચિતડું ઠર્યું છે. રૂપાળી. ૨
વિના અંગરંગ દીસે કનક લતા શું રે, સલુણી શ્યામા;
વિના મહાવર ચરણ અરૂણરે,
બિંદુ કપાળે અજબ કર્યું છે. રૂપાળી. ૩
દયાનો પ્રીતમ પ્યારો વિશ્વનું મોહનરે, સલુણી શ્યામા;
તે મોહ્યો મોહ્યો મદનગોપાળરે,
લટ્ટુ કરીને મનડું હર્યું છે. રૂપાળી. ૪

*

## પદ ૩૬મું—(રાગ કાફી)

કાનુડો કામણગારોરે, સાહેલી આ તો કાનુડો કામણગારો. ટેક.
કાનુડો કામણગારો, રસભર્યો ને રૂપાળો;
આ શું આંખડલીનો ચાળોરે, સાહેલી આ તો કાનુડો ૧

રંગ રાતો મદમાતો, વાંસલડીમાં ગીત ગાતો;
નેણુંશું કરે છે વાતોરે; સાહેલી આ તો કાનુડો. ૨
ભરવા હું ગઈતી પાણી, પ્રેમ પીડા ભરી આણી;
ઘેલી થઈ હું આવી શાણીરે, સાહેલી આ તો કાનુડો. ૩
તેં કહ્યું તે મેં ના માન્યું, આજે મારી જાતે નાણ્યું;
આવડું મેં નોતું જાણ્યુંરે, સાહેલી આ તો કાનુડો. ૪
બેની તાહારે પાયે લાગું, વ્હાલા વિના ઘેલુ લાગ્યુ,
દયાનો પ્રીતમ માગુંરે, સાહેલી આ તો કાનુડો. ૫

★

## પદ ૩૭મું—(રાગ કાલિંગડો)

સખી હું તો જાણુતી જે સુખ હશે સ્નેહમાં. સખી હું તો૦ ટેક.

હું તે શું જાણું જે પ્રાણ પરવશ પડશે,
અગ્નિ ઉઠશે આખી દેહમાં સખી૦ ૧
પીડા પામે રે પરો થવો નવ ભાવે,
જાદુડો એવો જે કાંઈ એહમાં સખી૦ ૨
રૂપ ને ગુણ સહુ તે તેમાં દેખે,
મન માન્યું જેનું જેહમાં સખી૦ ૩
સ્વાધીનને પરાધીન કરી નાખે,
નેહ વિના એહ બળ કેહમાં સખી૦ ૪
હું દુઃખી અહીં ને વ્હાલો વિકળ ત્યહાં છે,
સુખી ના મળે કોઈ બેહમાં સખી૦ ૫
દયાનો પ્રીતમ સદા સમીપ વસે તો,
ભીંજી રહું આનંદ મેહમાં સખી૦ ૬

પદ ૩૯૫મું—(રાગ કાલિંગડો)

રાંક મારી રાધાને દગો એણે દીધો રે     રાંક૦ ટેક

ફાંદામાં નાખીને એણે ફાંસીરે દીધી,
પારધીની પેરે ધીરલીને જીવ લીધોરે.     રાંક૦ ૧
મંદ હસીને વહાલે વંક વિલોકી,
પ્રાણ પ્યારીજીનો પોતાને વશ કીધોરે.   રાંક૦ ૨
બળતી બોલું છું પણ એહનું રાધા લોચન,
બાણ ભવોભવ કાળજડું વિંધોરે.   રાંક૦ ૩
દયાના પ્રીતમ એહવા તે એહવા રેહજોરે,
કપટ કરીને એને પ્રેમ રસ પીધોરે;   રાંક૦ ૪

*

પદ ૩૯૬મું—(રાગ સોરઠ)

રંગ ભર્યો આવ સલૂણા છેલ,
પ્રીતે પધરાવું મ્હારે મેહેલ.   ટેક૦

એક તુંને આપું અનુપમ વસ્ત,
નથી જેની ઉપર કોઈનો દસ્ત,
તે ચાખે તું ચતુર થાશ મદમસ્ત. રંગભર્યો આવ૦ ૧
જેથકી તું અજીત તોયે જીતાશ.
આતમારામ પણ મારે વશ થાશ;
એવો મીઠો અદભુતરસ તુંને પાશ. રંગભર્યો આવ૦. ૨
નથી દીઠો જ્ઞાની વેરાગી મુનિ જોગી,
સરવ કોઈ એ રસના છે વિયોગી,
એક તુંજ ભાળ્યો મેં તે રસ ભોગી. રંગભર્યો આવ૦ ૩

જે પીતા ન ઓછો રહે એકે અભિલાખ,
ફીકા બીજા લાગશે રસ લાખોલાખ,
તે વેળાના સુખમાં મન તારૂં સાખ રસભર્યો આવ૦ ૪
જેની ઉપર વારૂં અમૃત સુખ સ્વર્ગ,
ઓવારીને નાખું આનંદ અપવર્ગ,
જેને ન અનુભવ્યો બ્રહ્માદિક વર્ગ. રંગભર્યો આવ૦ ૫
જેને મન કામના કશી નહી નર્મ,
એક તુંજ વહાલો છે વ્હાલા મારા પર્મ,
દયા પ્રીતમનો વિરલા જાણે એ મર્મ. રંગભર્યો આવ૦ ૬

*

પદ ૪૦ મું—(રાગ વસંત)

કયમ ભરિયેરે, કયમ ભરિયે, જળ જમનાનુ નીર.
નંદકુંવર કેડે પડ્યો, કયમ૦ ટેક૦
હું તો ઓથા લઈ આઘી રહું સામો આવે.
સામો આવેરે, સામો આવે, નદાજીનો લાલ. નદકુંવર૦ કયમ૦ ૧
હારે વ્હાલો પાકી મારે પીચકારીયો, આવી વાગે,
આવી વાગેરે આવી વાગે, આવી વાગે,
મારાં તનનડામાં તીર નંદકુંવર૦ કયમ૦ ૨
કે મુને રોળી ચોળી ગુલાલમાં, વણુસાડ્યાં.
વણુસાડ્યાંરે વણુસાડ્યાં, મારાં ચોળીને ચીર નદકુંવર૦ કયમ૦ ૩
હાવાં હરાયા તે દીન હોરીતણા, એ હરાયા,
એ હરાયારે એ હરાયા, નંદજીનોરે લાલ નંદકુવર૦ કયમ૦ ૪
કે મુને દાસ દયાના સ્વામી મળ્યા, તેણે દીધાં,
તેણે દીધારે, તેણે દીધા, મુને ધારણધીર. નંદકુવર૦ કયમ૦ ૫

## પદ ૪૧મું—મહાપુરુષોની કૃતિ ન કરવી—ગરબી

મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીયે;
તે કરે ચહાય તે કામ, આપણે તો મરિયે. ટેક.

પર નારી ક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થાય રે;
(પણ) ઉર્ધ્વરેત અગની પીવો,
ગોવર્ધન કેમ ધરાય. કૃતિ રી૦ ૧

શિવ અર્ધાંગે ઉમિયા રાખે, પણ આપણને બિહિવું રે;
ત્યમ કરીયે જો કામ બાળિયે,
બણે હળાહળ પીવું કૃતિ. રી૦ ૨

રુધિર માંસને ભોગે ભવાની, આપણ હઠીએ ત્યાંથી રે;
સિંહ ચઢીને દાનવ દળવા,
કાઢિયે તે બળ કયાંહાંથી. કૃતિ. રી૦ ૩

ખરૂં ખોટું પણ પુત્રી લાંછન, બ્રહ્માને કહેવાયરે;
તે જોઈ ત્યમ કરીયે પણ આ,
સૃષ્ટિ કેમ રચાય. કૃતિ. રી૦ ૪

ઇંદ્ર ચંદ્ર ગુરુપત્ની રમિયા, ત્યમ કરવું તો સુલભરે;
અંડ પ્રકાશ અમી વૃષ્ટિ
નગપાંખ્યો છેદવી દુર્લભ. કૃતિ. રી૦ ૫

અગ્નિ ભક્ષણ સર્વ કરે પણ કોઈ કહે નહિ મેલોરે;
તે જોઈને તું તેમ કરીશ તો,
સરવે કહેશે ઘેલો. કૃતિ. રી૦ ૬

કલેશ પ્રિય નારદ છે તે જોઇ, રખે તું ઘેલાં કહાડેરે;
તેહેનો સંગ ભવભયભંજન ને,
ત્હારો સંગ ભવ પાડે. કૃતિ. રી૦ ૭

અસુર પ્રતિગ્રહ સુરાપાન, શુક્રાચાર્ય નવ જોગીરે;
દિવ્યદ્યુતિ મૃતસંજીવનવિદ્યા—
વેળાએ પાડી રોગી. કૃતિ રી૦ ૮
ગંગામધ્યે મુનિ પરાશર, ઢીમરકન્યા ભોગીરે;
વ્યાસ પ્રગટ મછગંધા મૃગમદ—
ગંધા કરી એ યોગી કૃતિ. રી૦ ૯
કુંતા કૃષ્ણા પંચપતિ પણ, સતી શિરોમણિ કહાવેરે;
તેહેનું જોઈ સ્ત્રી અન્ય કરે તો,
નિશ્ચે નરકમા જાવે. કૃતિ રી૦ ૧૦
શંકર સ્વામીનુ જોઇ શિષ્યે, શ્વપચના ટુકડા ખાધારે;
સીસું નવ પીવાયું સંગે,
થયા બહિર્મુખ બાધા. કૃતિ રી૦ ૧૧
પુત્રીતણી બે પુત્રી કશ્યપ, થઇને પિતામહ વરિયારે,
તેહેનો દોષ આપણે ન જોવો,
તે ઘર હરિ અવતરિયા. કૃતિ રી૦ ૧૨
જવની રાખી જગન્નાથ પંડિતે, તે તો સહજ બની આવેરે;
બાવન સીઢી ગંગા ચઢાવી,
તે તો ચેવલાં વિખાવે કૃતિ રી૦ ૧૩
મેહેતે અનામિકાને ઘેર ઓચ્છવ, કીધો તે નવ જોઇએરે;
હરિયે હાર મહેતાને આપ્યો,
તે વેળા પત ખોઇયે કૃતિ રી૦ ૧૪
માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારીરે,
મ્હોટાની ગતિ મ્હોટા જાણે,
દયા દીનતા સારી કૃતિ રી૦ ૧૫

## પદ ૪૨મું—ગરબી

જીવ જાણી લે, જારપ્રીત જુગદીશ વિના નવ સારી;
મન માની લે, પૂછી જો અનુભવી હોય જે નરનારી. જીવ. ટેક૦
એમાં ડાહ્યા ઘેલા થઈ જાયે, વણતેડ્યા તે પૂઠળ ધાયે;
ના ગણે જગમાં હાસી થાયે. જીવ જાણી લે૦ ૧
તેની લજ્જા સ્વધર્મ સહુ જાયે, તે નફ્ફટ નિર્લજ કહેવાયે;
શું કરે મનમાં બહુ દુઃખ થાયે. જીવ જાણી લે૦ ૨
જે પાંચ લોકમાં પંકાયે, જેનું બુદ્ધિબળ કલ્પ્યું નવ જાયે;
તે પણ સ્નેહીને વશ થાયે જીવ જાણી લે૦ ૩
ત્હેનું વિકળ ચિત્ત સહુથી થાયે, તેહને વિચારમાં વાહાણાં વાયે;
તે કલેશ કોઇને ના કહેવાયે જીવ જાણી લે૦ ૪
થઈ જાય તેજ યશની હાની, તેની નિંદા કરે સહુ મનમાની;
તોયે ન છુટે પામે ગ્લાની જીવ જાણી લે૦ ૫
તેહેને ભોજન ના ભાવે ભાણે તેહેની મનપીડા કોઈ ના જાણે;
તેહેના સર્વ કોઈ અવગુણ આણે. જીવ જાણી લે૦ ૬
કોઇ શિક્ષા દે તે શર લાગે, વિખવેણ અમૃત સ્નેહનાં લાગે;
તે જાણે જેને અનુભવ જાગે જીવ જાણી લે૦ ૭
એવો પ્રેમ જેને પ્રભુશું લાગે, તેહનાં સરવે દુઃખ સેહેજે ભાગે;
દયો કરગરી કૃષ્ણ પાસે માગે જીવ જાણી લે૦ ૮

*

## પદ ૪૩મું—ગરબી

રૂપાળા શ્રીરણછોડ છેજી રાજ, રૂપાળા શ્રીરણછોડ છે. ટેક૦
રાત્રદિવસ મન ભમે રસિયામાં,
નિરખવાના ઘણા કોડ છેજી; રા૦ રૂ૦ ૧

શ્રીશંકરપણ શિવજીનું સર્વસ્વ,
ઉપનિષદોની ચોડ છેજી; શ૦ રૂ૦ ૨
ઉપમા દેવા નથી કોઇ બીજુ,
એ અલબેલો અજોડ છેજી; શ૦ રૂ૦ ૩
એહને મૂકીને બીજાને ભજે જે,
તેહમાં મેરૂ જેવડી ખોડ છેજી, શ૦ રૂ૦ ૪
ઠાકોરના ઠાકોર નથી વહાલા તે,
શ્વાન શસભની જોડ છેજી; શ૦ રૂ૦ ૫
પ્રગટ સુરજ છે સંસારમાં ઉંમાપ્રભુ,
દેખેના ઓળખે તે ઘોડ છેજી; શ૦ રૂ૦ ૬

*

## પદ ૪૪મું—ગરબી

મહુથી સમરથ રાધાવરનો આશરો,
જેના જનને દુભવી શકે નહીં કોયજો;
જમનું જોર ન ચાલે દોષ કરે કદા,
ક્ષમા કરે કે હરિ ચહાયે તો જોયજો. સ૦ ટેક૦ ૧
જુઠો હરિનો ભકત જકતમાં થઈ ફરે,
એહવાનું પણ માધવ રાખે માનજો;
બાનું પોતાનું જોઇ પાળે બિરદ તે,
જ્યમ જડ પ્રોહિતને પોખે છે જજમાનજો. સ૦ ૨
બીજા સહુ મોટા પણ હરિના હુકમમા.
સુર બ્રહ્મા ગણપતિ શક્તિ શિવ શેષજો,
કેશવ કોપે કોઈનું બળ ચાલે નહીં,
એ સહુ રૂડે હરિજન ડરે ન લેશજો. સ૦ ૩

રાવણ હિરણ્યકશિપુ બ્રહ્મ હિમાયતી,
દુરજોધનને પક્ષ હતો બળરામજો;
કોપ્યા કૃષ્ણ તદા સરવે જોતા રહ્યા,
હરિજનનું કોઇ લઈ શક્યુ નહીં નામજો. સ૦ ૪
કરણ કુંવર સૂર્યનો અર્જુને મારીયો,
સબળ સુયોધન ભીમે મરણ પમાડ્યોજો;
હરિ રાખ્યા સુર ગણેશે વિઘ્ન થયું નહીં,
ચિત્રકેતુ સદ્ય પડ્યો ન અંબા પાડ્યોજો. સ૦ ૫
માયા કાળતણો ભય કોઇથી ના ટળે,
અભય અચળ કરવા સમરથ નહીં કોયજો;
વિના એક શ્રી ગિરિવરધારી લાલજી,
કોણ શરણ જાતાંમાં સનમુખ જોયજો. સ૦ ૬
એવા કરતાં અવળું પડે અન્ય દેવને,
પીંજ્યુ કાંત્યુ પળમાં થાય કપાસજો;
કોપી કષ્ટ પમાડે તે વળી લાભમાં,
બહુ શ્રમથી કાંઈ ફળ આપે હોય નાશજો. સ૦ ૭
શ્રીજી જનના અવગુણ તે પણ ગુણ ગણે,
સહજ કરે શરણાગત આપ સમાનજો;
સમોવડ કીધો શરણ જતાં મળમાસને,
આપી દીધું પુરૂષોત્તમ અભિધાનજો. સ૦ ૮
એહેવા કરૂણાનિધિ સમરથ શ્રીનાથજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ આધારજો;
એહેને મૂકી અન્યતણો આશ્રય કરે,
તે નિર્ભાગી મૂરખના સરદાર જો. સ૦ ૯

# પદ ૪૫મું—હરિનામમાળા

### છંદ સવૈયા એકત્રીશા

શ્રીગુરુ ગોવિંદ કૃપાનિધિ કેશવ, કમળાનાથ કૃપાળ
કમળનયન કરુણાસાગર, શ્રીકૃષ્ણ હરે ગોપાળ,
ગોપીજન વલ્લભ ગિરિધારી ગોપીનાથ ગોવિંદ,
ગોકુલેશ ગરૂડધ્વજ, ગોવર્ધનધારી વ્રજચંદ ૧
ગોકુળચંદ ગદાધર, શ્રી ગોમતીપ્રિય રમેશ,
નારાયણ નરસિંહ, નિરંજન નિરાકાર નરેશ;
નરકાતક નરવીર નરોત્તમ, નંદલાલ નરરૂપ,
જગન્નાથ જળજાઇ જનાર્દન, જ્યોતિરૂપ જગભૂપ. ૨
જગદાધર જશોદાનંદન, જગજીવન જગનેશ;
શ્રી જમુનાવલ્લભ જગવંદન, જગદીશ્વર જમુનેશ,
ચક્રપાણિ ચતુર્ભુજ અચ્યુત, ચિદાનંદ શુભકંદ,
ચતુર્બાહુ ચાણુરતનમર્દન, શ્રીધર પરમાનંદ ૩
દયાસિંધુ દામોદર દિનપતિ, દીનાનાથ દયાળ,
દીનબંધુ પ્રભુ દેવકીનંદન નરપતિ સુરપ્રતિપાળ,
શ્રીપતિ પદ્માપતિ રાધાપતિ, કમળાપતિ ભવેશ,
દધિજાપતિ રૂક્મિણિપતિ, સાગરસુતાપતિ હૃષીકેશ. ૪
પદ્મનાભ પુરુષોત્તમ પરિબ્રહ્મ, પરમપુરુષ પરમેશ.
પુષ્કરાક્ષ પરમાક્ષ પરમપ્રભુ, મધુસૂદન મથુરેશ.
ધરણીધર અવનીધર ભૂધર, વસુમતિધર મહિધારી.
કૌસ્તુભધર પીતાંબરધર, બંસીધર કુંજવિહારી ૫
માધવ મુરમર્દન મધુ મર્દન, મતિવિક્રમ સુખધામ;
મુકુંદ મેઘવર્ણ મહાબાહુ, જદુપતિ સુંદર શ્યામ,

રામચંદ્ર પ્રભુ દશરથનંદન, દયાસિંધુ ભગવંત;
માં પાહિ માં પાહિ પાહિ માં, પૂર્ણાનંદ અનંત.
અષ્ટોત્તરશત નામ કૃષ્ણનાં, ગણિ ગણિ જે જન ગાય;
રોગ દોષ દુઃખ કલેશ જશે, વળિ પળમાં પાપ પળાય;
મનવાંછિત ફળ તેને મળશે. દયો કહે ધ્રુવ વાણી;
કોટિક કારજ તજિને ભજિયે, દૃઢ કરી સારંગપાણિ.

*

પદ ૪૬મું—(રાગ ગરબો)

શ્રી લક્ષ્મણભટજીનાં ભાવે લીજે ભામણાં;
તૈલંગ તિલકને વિપ્ર શિરોમણિ ભૂપજો;
એળિના સુત શ્રી વલ્લભનાં 'લઉં પારણાં;
દ્વિજવર રૂપે પ્રગટ્યા અનલ સ્વરૂપજો. શ્રી૦
ધર્મ ધોરિધર બે સુત શ્રીવલ્લભ દેવના;
પ્રગટ કરવા વેદતણો વિસ્તારજો:
ગુણ સહોદર ભરિયા શ્રીગોપીનાથજી;
હળમૂશળધર હળધરનો અવતારજો. શ્રી૦
શ્રીગોવરધનધર ધીર વીર બળદેવના;
રસના રૂપે કહિયે શ્રીનંદકુમારજો;
તે પુરૂષોત્તમ પ્રગટ્યા શ્રીવિઠ્ઠલનાથજી;
નિર્ગુણ બ્રહ્મ તે સગુણ સનેહી સારજો. શ્રી૦
શ્રીવિઠ્ઠલનાથજીના સાતે લાલ સોહામણા;
સહુથી મોટા શ્રીગિરિધરજી મહારાજજો;
શરણ ગયાને સોંપે તે શ્રીનાથજી;
કરવા સુંદર સેવા કેરાં કાજજો; શ્રી૦

શ્રી ગોવિંદરાયતણાં મન પ્રસન્ન હુલાસમાં;
આવે તેને આપે આનંદ દાનજો;
શ્રીબાળકૃષ્ણજી કોમળ અંગે રસ ભર્યા;
કરાવે છે અધર સુધારસ પાનજો; શ્રી૦ ૫

શ્રીગોકુળનાથ જણાવે જુગતે જીવને;
એવા પોતે કહીયે પરમ કૃપાળજો;
શ્રીરઘુપતિજી રૂડલા નયણે નિરખતાં;
વદન સદનની ભૂલે લેશે સંભાળજો. શ્રી૦ ૬

જોયા સરખા દીસોછો જદુનાથજી;
જે છે વાહાલો અબળાનો આધારજો;
દેખી દૈવી જીવ સદા ઘનશ્યામજી;
ઉપર રેડે અમૃત રસની ધારજો. શ્રી૦ ૭

એ સાતે લાલનો વંશ સદા સંસારમાં;
પ્રગટ વિરાજે પુરૂષોત્તમ પરિબ્રહ્મજો;
દયો દાસ અધમ છે તે આદ્યનો;
એ શું જાણે શ્રી વલ્લભ કુળનો મર્મજો. શ્રી૦ ૮

*

## પદ ૪૭ મું

વદન કમળ જોયું જેણે એકવાર, શ્રીનાથજીનું વદન કમળ જોયું.
કોટી કલ્પનું મેલું થયેલું મન, એક પલકમાં ધોયું. જેણે૦ ૧
માનપાદેહ તેમનો સફળ છે, જનમ મરણ દુઃખ ખોયું. જેણે૦
મેવાડ દેશમાં બિરાજે મારો વાલમો,
જેમાં શેષ શંકરે ચિત્ત પ્રોયું. જેણે૦ ૨

કમળ ચોક રત્નચોક જગમોહન જોયું,
રચ્યું એક તેણે બાકી ખોયું. જેણે૦
દયાના પ્રીતમજીસુ પ્રીત નથી જેને,
માતપિતા નામને વગોવ્યું. જેણે૦ ૩

★

પદ ૪૮મું—(રાગ કલ્યાણ)

રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ રાધા વ્રજરાય,
રાધાકૃષ્ણ ગાય તેનાં પાપ તાપ જાય;
પાપ તાપ જાય, તારા હૃદેમાં સમાય,
વ્રજલાડીલા હો રાજ રાધા૦ ૧

જપ તપ તીરથ દાનથી કંઇ કામ,
નહીં પોતે શ્રમ કંઈ નહીં બેસે દામ;
નહિ બેસે દામ સેજે રીઝે સુદરશ્યામ. વ્રજ૦ રા૦ ૨

રાધા પૂર્ણ પુણ્યથી પ્રતીતિ નામ,
નામનો વિશ્વાસ આવે સરે સઘળાં કામ;
સરે સઘળાં કામ સહેજે આપે વૈકુંઠધામ. વ્રજ૦ રા૦ ૩

કળીમાં કેવળ કૃષ્ણનામનો આધાર,
સહુ વેદશાસ્ત્ર શોધ્યું નિકળ્યો એક સાર;
નિકળ્યો એકસાર દયાપ્રીતમ નંદકુમાર. વ્રજ૦ રા૦ ૪

★

પદ ૪૯મું (રાગ ખમાયચી)

વ્રજલાડિલા ખંમા રાજ ખંમારેખંમા; વ્રજ૦
વેદ સરીખા જેનો ભેદ ના જાણે, સેવે શેષ સદાશિવ બ્રહ્માર વ્ર૦ ૧

લોચનના શણગાર રસિક જેને, પ્રાણજીવનધન રમા;
જેનો સેવક ધ્રુવ તેની સુરશશિ આદે, સહુ કરે છે પરિક્રમા વ૦ ૨
અક્ષર આદ્ય નિરંજન તેથી, પરિપૂર્ણ પુરુષોત્તમા;
એને મુકીને બિજાને ભજે છે, તે અભાગિયા અધમા. વ૦ ૩
સદ્ગુણ સાગર નટવર નાગર, જેને નહીં કોઇની તમા;
રાધિકારમણ ગોપીજન વલ્લભ, દાસદયાપ્રિયતમા. વ૦ ૪

★

## પદ ૫૦મું—ગરબી

સામું જો નંદના છોગાળા, મારૂં ચિત્ત ચોરણવાળા. ટેક.
નંદ છોગળા કામણગાળા,
મોહ્યુ તેં બાળાવૃંદરે—વાલમ. સામુ૦ ૧
તાહારી હસણી મંદના ફંદમા ઘેરી,
માર્યા નેનતણા તેં ભાલારે;—વાલમ
દીનદયાળ પુરાણે પુકારે,
ઓલા પુરાણી ઠાલારે.—વાલમ. સામુ૦ ૨
મુને જખમી કરીને ઝુલતી મેલી,
ન જાણ્યું જે જીવશે કયમરે,—વાલમ
મારી તો મુખ દેખાડતો જા,
તુંને મારા ગળાના સમરે.—વાલમ સામુ૦ ૩
મારો ચંદ્રથી ચોથો જંપતો છે નહીં,
વણ જોએ મુખ ચંદ્રરે.—વાલમ.
ચેન નહિ કયહુ ભાવેના ભોજન,
રેન ન નેનમા નિંદરે.—વાલમ. સામુ૦ ૪

મારા કાળજાનું દુઃખ કોય ન જાણે,
જાણે જેને વીતતું હોયરે;-વાલમ.
જણાવેથી જ જાળ વધે પત જાય,
કો પીડ ન ખોયરે-વાલમ. સામું૦ ૫
મારી આખના ભાવ્યા મનના માન્યા,
મારા કાળજડાની કોરરે,-વાલમ
હું પીડની મારી પોકારૂં દયા પ્રભુ
બીજુ શુ મારૂં જોરરે-વાલમ સામુ૦ ૬

★

## પદ ૫૧ મુ—ગરબી

ઊભા રહોતો કહું વાતડી બિહારીલાલ,
તમમાટે ગાળી છે મેં જાતડી. બિહારીલાલ૦ ૧
જે દહાડે મળ્યાતા વૃંદાવનમાં, બિહારીલાલ૦
તે દહાડાની તલાવેલી તનમા. બિહારીલાલ૦ ૨
વેદના વિરહની તે ક્યાહા ભાખિયે, બિહારીલાલ૦
ભિતરનો ભડકો તે ક્યાહા દાખિયે બિહારીલાલ૦ ૩
ફટકાગી સરખી ફરૂં ભોવનમાં, બિહારીલાલ૦
કળ ના પડે રજની દિનમાં. બિહારીલાલ૦ ૪
ઘેહેની ઠરી છું સહુ ગામમા, બિહારીલાલ૦
ચિત્ત ચોહોટતું નથી ઘરકામમા બિહારીલાલ૦ ૫
કેમ કેહેવાય જેવું દુઃખ મંનમા બિહારીલાલ૦
તાલાવેલી લાગી મારા તનમ, બિહારીલાલ૦ ૬

ક્ષણેક્ષણે ભણકારા પડે કાનમાં. બિહારીલાલ૦
પ્રાણ પ્રોવાયો છે તમારા તાનમાં બિહારીલાલ૦ ૭
વિકળતાની વાત કહે ના બણે, બિહારીલાલ૦
ઘરમાં જાઉં ને આવું આંગણે. બિહારીલાલ૦ ૮
આતુરતા એહેવી તે કહાંલગી સહું, બિહારીલાલ૦
છો ચતુરશિરોમણિ તો શું કહું. બિહારીલાલ૦ ૯
પ્રીતડી કીધી તો હવે પાળીયે, બિહારીલાલ૦
આતુર શરણે આવ્યાને ન ટાળીયે. બિહારીલાલ૦ ૧૦
તમારે હું સરખી હજારો હશે, બિહારીલાલ૦
માહારા તો પ્રાણ તમવિના જશે. બિહારીલાલ૦ ૧૧
બોલ્યું પણ બીજાનું ગમે નહીં, બિહારીલાલ૦
લાલચ લાગી લાગ્યાં નયણાં તો જઇએ કહીં. બિહારીલાલ૦ ૧૨
નખશિખલગી છે સ્વરૂપ ગુણ ભર્યાં, બિહારીલાલ૦
આવડા રૂપાળા તે કોણે કર્યા બિહારીલાલ૦ ૧૩
હસોછો મધુર વાંકુ જોઈ ને, બિહારીલાલ૦
કટાક્ષ કટારીએ નાખ્યાં પ્રોઇને. બિહારીલાલ૦ ૧૪
વાંસળી વધારે છે તેહેમા સ્નેહે, બિહારીલાલ૦
અબળાનો જોતાં વિવેક કેમ રેહે. બિહારીલાલ૦ ૧૫
દરદી હોયે તે જાણે એ દરદમાં, બિહારીલાલ૦
અવર દુઃખ એહેની આગળ ગરદમાં. બિહારીલાલ૦ ૧૬
કહેનારાં કેહેશે પણ છો તમે ધણી, બિહારીલાલ૦
દયાના પ્રીતમ હું દાસી તમતણી. બિહારીલાલ૦ ૧૭
:

## પદ ૫૨ મું—ગરબી

વ્હાલાજીને કેહજો મધુવ્રત મ્હારા સમ છે,
વ્રજ પધારોરે એકવાર, સુખડું નિરખિએ હો લાલ;
વ્હાલાજીને ગમશે નહિ એકલડાં કહેજો,
લાવે સંગ કુબજા નાર, નિરખિને હરખિએરે લાલ. સુખ૦ ૧

વ્હાલાજીને કેહજો રાખે ડર રખે,
ગોકુળ ગમાર ગોપની શ્રેષ્ઠ,
રાણીજીને ઓઝલ પડદે સુખરૂપ આંહિ,
રાખિશું જેમ નહિં લાગે દ્રષ્ટ. સુખ૦ ૨

વ્હાલા તમો ગુણનિધિ સુરૂપ સાગર,
મોહ્યા જોઈ કુબજ્યા ગુણ અંગ;
વ્હાલાજીરે તેની ઝાંખી અમને કરાવો,
થાએ જન્મ સુફળસંગ. સુખ૦ ૩

વ્હાલાજીરે માનીતીની મરજી જોઈ,
હમો કરશું આપની ટેહેલ;
વ્હાલા મન ઊઠે તો મધુપુર જાજોરે,
રેહેશો તો ન્યારા કરાવીશું મહેલ. સુખ૦ ૪

વ્હાલાજીરે ઘરદહાડેથી જાણ્યું નહિ, તે થયો અતિશે અનર્થ;
વ્હાલાજીરે હાવાં ખરખરો ત્યાં શો,
વિત્યા વ્રજ વસ્યા દિન વ્યર્થ. સુખ૦ ૫

મધુપુર કુબજાને પણ કહેજો, પિયુને ઘણાં લડાવે લાડ;
અલી એ રત્નને જેટલું જત્ન કરીશ,
તે હમે માનીશું પાડ. સુખ૦ ૬

મધુકર દયાપ્રીતમને કહેજો, એ સુખ સુણી હરખ ન માય,
પણ અમો અલ્પભાગ્ય આ આહીરણી,
ઘણુ સુખ જોવા નહિં જીવાય સુખ૦ ૭

*

## પદ ૫૩ મું—ગરબી

મોહનલાલજીરે મ્હારા જીવન પ્રાણજીવન,
હુ બલિહારી રાજધણી ખમા
દાસી તમતણીરે, તમને સોપ્યુ તનમન ધન.
હુ બલિહારી રાજ૦ ૧
મનના માન્યા છો રે, જીવુ છુ હુ શ્રીમુખ જોઈ,
પીયર સાસરેરે, વ્હાલુ તમ સરીખુ નથી કોઈ,
હુ બલિહારી રાજ૦ ૨
ચકોર ચંદ્રનેરે, ઇચ્છે ત્યમ તમને મુજ નેણ,
કેવા વ્હાલા છો રે, કહેતા આવડતું નથી વેણ
હું બલિહારી રાજ૦ ૩
રસિયા રૂપાળા છો રે, નટવર નંદકિશોર,
સદગુણ સાગર છો રે, મીઠડાબોલા ચિતના ચોર
હુ બલિહારી રાજ૦ ૪
એકો વિધ ઓછા રહો રે તો કાંઈ એક વાળું મન,
પુરણ સઉ વાતે રે, કોહો કેમ છુટે લાલ લગન
હુ બલિહારી રાજ૦ ૫
સુનો હુ દેખુ રે, પિયુજી તમવણ સઉ સંસાર,
પ્યાલો ઝેરનોરે, પાઓ તોએ તમથી ન ખસે પ્યાર
હું બલિહારી રાજ૦ ૬

હરખું છું ઘણીરે, મ્હારો હરજી ઝાલો હાથ;
પ્રીત નિભાવજોરે, નિત્ય ન માગું બીજું નાથ.
હું બલિહારી રાજ૦ ૭
ટ્હાડક અંતરનીરે, મારા પ્રાણજીવન આધાર;
પ્રીતમ દયા તણારે, મ્હારા લોચનના શણગાર.
હું બલિહારી રાજ૦ ૮

★

## પદ ૫૪ મું—ગરબી

આઠ કુવા ને નવ વાવડીરે લોલ, સોલસેં પનિહારીની હાર;
મારા વાલાજી હો, હાવાં નહિ જાઉં મહી વેચવારે લોલ. ટેક૦
સોના તે કેરૂં મારૂં બેડલુરે લોલ ઉઢેણી રત્ન જડાવ; મારા૦ ૧
કેડ મરડીને ઘડો મેં ભર્યોરે લોલ,
તુટયો મારો નવસર હાર; મારા૦ ૨
કાંઠે તે ઉભો કહાનજીરે લોલ
ભાઈ મને ઘડુલો ચ્હડાવ; મારા૦ ૩
હું તુને ઘડુલો ચડાવું રે લોલ,
થાય મારા ઘર કેરી નાર; મારા૦ ૪
તુજ સરખા ગોવાળીયારે લોલ,
તે તો મારા બાપના ગુલામ; મારા૦ ૫
તુજ સરખી ગોવાલણીરે લોલ,
તે તો મારા પગની પેજાર; મારા૦ ૬
દયાના પ્રીતમ પ્રભુ પાતળારે લોલ,
તે તો મારા પ્રાણના આધાર; મારા૦ ૭

★

## પદ ૫૫ મું

રાજ રૂપાળા દ્વારકા ધીશરે, ધન્ય જેણે નયણે નિરખ્યારે;
જેને તરસે છે વેદ વિધિ ઇશરે, ધન્ય૦ ટેક૦ ૧
વાકી ઢળકતી પાઘ પાપણ પર;
તોરા શીરપેચ શોભે શીશરે, ધન્ય૦ ૨
અધર અરૂણ અતિ તંબોલરંગ;
કુંદ કલીને લજાવે બત્રીશરે ધન્ય૦ ૩
કૌસ્તુભમણિ ભ્રગુલાંછનમાળા;
કંચન મુકતા દશવીશરે. ધન્ય૦ ૪
બાજુબંધ બેરખા કંકણ કર મુદ્રિકા;
પીતાંબર કનક કવીશ. ધન્ય૦ ૫
કટી મેખળા પાયે નેપુર શ્રીનાથને;
નખ છબીપર વારૂ રજનીશરે. ધન્ય૦ ૬
ઝીણો જામો પીળો પટકો ને પામરી;
જોઈ પડે ઝાંખો રતીશરે. ધન્ય૦ ૭
શંખ ચક્ર ગદા પદ્મ વાસળી વિરાજે,
પુરાં પહોચ્યાં નથી પચીશરે. ધન્ય૦ ૮
ડાકોર ઠાકોર કોટિ આનંદ બ્રહ્માંડના;
દયાના પ્રીતમ રૂકમણીશરે. ધન્ય. ૯

*

## પદ ૫૬મું

ચાલો નિરખીયે રણછોડ રાયરે, ઠાકોર ડાકોરના. ટેક. ૧
અઢળક ઢળ ધણી ઢીંગા ઢીંગડ મલ,
વેદપુરાણે વંચાયરે. ઠાકોર. ૨

શોભાના સાગર નટવર નાગર,
સમોવડે કો ના કહેવાયરે. ઠાકોર ૩
ત્રિભુવન નાયક સેવવા લાયક, શંકર સંકર્ષણ ધાયરે. ઠાકોર ૪
જાતાં શરણે વાલો રાખે છે ચરણે,
બીજું સાધન નવ ચહાયરે ઠાકોર ૫
એકવાર આવે સાકર ટુક લાવે તો,
છપન ભોગ સુફળ થાયરે ઠાકોર. ૬
નમે હાથ જોડયે સઘ બંધન સૌ છોડે,
તે વ્હાલો બહુ વહાલે ગુણ ગાયરે. ઠાકોર. ૭
દેવને દુર્લભ સુખ તે કર્યું સુલભ;
ચરણ કમલ પરસાયરે. ઠાકોર. ૮
દયાના પ્રીતમ એવા કૃપાસિંધુ મૂકીને;
બીજાને ભજે છે બલાયરે. ઠાકોર. ૯

*

પદ ૫૭સું—(રાગ ધોળ)

સદ્‌ગુણ સિંધુ શ્રી નાથજીરે,
સેહેજે સૌ કોને મોહ લાગે રાજ,
ત્રિલોક સુંદર મોહન મુખડુંરે,
નિરખે પરમાનંદ ઉર જાગે રાજ. સ. ૧
રૂપ શું વરણું રસીયા રાયનુંરે,
અતિ અલબેલો નટવર નાગર રાજ,
ભૂષણ રસિક જનના લોચનનુંરે,
છબિલો સુંદરતાનો સાગર રાજ. સ ૨

દીન દયાળ શિવાદિક સાંભળ્યારે,
પણ દયા દુષ્ટ ઉપર નવ વ્યાપે રાજ,
દુષ્ટ દયા કર ગુણ એક ગોવિંદમારે,
મોંઘી મુક્તિ અરિને આપે રાજ. સ. ૩
એવડી ક્ષમા ના કોઈમા સંભવેરે,
જેટલી રમા રમણમાં દીઠી રાજ;
પાટું પ્રહાર સહ્યો ભૃગુબ્રાહ્મણનોરે,
તે ઉપર વાણી કહી મીઠી રાજ. સ. ૪
ઈશ્વર થઈ શરણાગત વત્સલતારે,
એવડી કોઈથીના બની આવે રાજ;
સેવા સેવકની શ્રીઅગથીરે,
અનુચિત કરતાં લાજ ના લાવે રાજ. સ. ૫
આરત બંધુ પતિતના પાવન છોરે,
ચિંતામણિ જન પૂરણ કામ હો રાજ;
સરલ ઘણું સહુ સાધન શિરોમણીરે,
એવું નંદકુંવરનું નામ હો રાજ. સ. ૬
કોટિક વિશ્વ વિષે વ્યાપી રહ્યારે,
વણ શ્રમે નભવે સૌ કમઠાણું રાજ,
નિઃશંક રાધાસંગ નિત્ય રમેરે,
એવા કોણ ચતુર વખાણું રાજ. સ. ૭
સરસ્વતી રમા સરીખી રાણીયોરે,
વંદે વિધિ શિવ શેષ આરાધે રાજ;
ઈશ્વર અનંત કોટી બ્રહ્માંડનારે,
જેનો પાર ના કોઈને લાધે રાજ સ. ૮

કંચન રત્ન મણિ મોંઘા કર્યારે,
જે વિના કોટી કલ્પ લગી ચાલે રાજ;
અન્નતૃણ સલિલાદિક સોંઘાં કર્યાં રે,
રક્ષણ રંકનું વિચાર્યું વાહાલે રાજ. સ. ૯
એવા દાસ દયાના પ્રીતમજી રે.
સૌગુણ પૂરણ ધર્મ કૃપાલા રાજ;
જે કોઇ એ પ્રભુથી આળગા ભમેરે,
તેના અંક કરમના કાળા રાજ. સ. ૧૦

★

## પદ ૫૮૩મું (રાગગરબી)

જીરે ઝુલવાને આવો રાજ,
ચંદ્રભાગાજીના બાગમાં. જીરે ઝુલવા૦
ધારો છો તે વાત આજ લાગમાં જીરે ઝુલવા૦ ૧
મળ્યાં રાધિકાને ચંદ્રાવળી જીરે ઝુલવા૦
મસલત કીધી છે એકાં મળી જીરે ઝુલવા૦ ૨
રસ બસ થયાં સ્નેહ રંગમાં જીરે ઝુલવા૦
રોપતણો લેશ નહીં મનમાં જીરે ઝુલવા૦ ૩
ચંદ્રાવળીજી પાયે લાગીયાં જીરે ઝુલવા૦
મારે ઘેર પધારો વચન માગીયાં જીરે ઝુલવા૦ ૪
વાટિકા માંહે હિંડોલો બંધાવીએ જીરે ઝુલવા૦
ત્યાં પ્રાણજીવન પધરાવીએ જીરે ઝુલવા૦ ૫
ઘમરઘટા છે ઘણી વૃક્ષની જીરે ઝુલવા૦
ન્યુનતા નથી ત્યાં એકે પક્ષની જીરે ઝુલવા૦ ૬

ત્રિવિધ પવન લલિત કુંજ છે જીરે ઝુલવા૦
પુષ્પ લતા ઝૂલે અલિગુંજ છે જીરે ઝુલવા૦ ૭
માધુરી સખી પક્ષીનો નિવાસ છે જીરે ઝુલવા૦
અવસર અદ્ભુત શ્રાવણ માસ છે જીરે ઝુલવા૦ ૮
જુગલ કિશોર ત્યા ઝુલીયે જીરે ઝુલવા૦
ઝુલાવી તમોને અમો કુલીએ જીરે ઝુલવા૦ ૯
વચન દીધુ હા કહી કીરતીલલી જીરે ઝુલવા૦
રાજ્નને બોલાવા મુને મોકલી જીરે ઝુલવા૦ ૧૦
લલિતાના વચન સુણી છેલડો જીરે ઝુલવા૦
તત્ક્ષણ પધાર્યો અલબેલડો જીરે ઝુલવા૦ ૧૧
ધારી તે વિધિ સહુ સહજ થઈ જીરે ઝુલવા૦
તે સમાની પલક પરમ સુખ લઈ જીરે ઝુલવા૦ ૧૨
હીંડોલે બેઠા બન્યો બેલડી જીરે ઝુલવા૦
ઝૂલે ઝૂલાવે માહેલડી જીરે ઝુલવા૦ ૧૩
વિવિધના વાજીત્ર વામા વાયછે જીરે ઝુલવા૦
નવનવાઈ ધોળ નારી ગાય છે જીરે ઝુલવા૦ ૧૪
હીંડોળો જડિત કનક ને મણિ જીરે ઝુલવા૦
ઝુલે જુગલરૂપ બહુ બની ઠણી જીરે ઝુલવા૦ ૧૫
રસતણા સમુદ્ર લહેરો ખાય છે જીરે ઝુલવા૦
તેમા દાસ દયો ઝીલી ગુણ ગાય છે જીરે ઝુલવા૦ ૧૬

★

## પદ પ૯મું (નાગરબો)

નથી નિશ્ચે કોઇને નાથ, ક્ષણ પછી શુ કરશો,
અતિ અમિત અતર્કગાથ, શુ કરશો હરશો. ટેક

જેહસમય રાજ્યાભિષેક રઘુપતિ, તે વેળાએ વનરે,
ચંદ્રહાસનો મૃત્યુકાળ, તે વેળા, રાજ્યાસન. ક્ષણ પછી ૧

દેવકી વસુદેવનો કંસ રથ હાંકે, સ્નેહ ભર્યાં ભાવ્યારે
ગઈ વાત પલટાઈ પલકમાં, કારાગૃહ પધરાવ્યાં. ક્ષણ પછી ૨

જતો હતો ઇંદ્રાણી મોહોલે, નહુષ સ્કંધ મુની ચઢીયોરે,
તત્ક્ષણ શ્રાપ થયો બ્રાહ્મણનો, સર્પ થઈ ભૂમિ પડિયો. ક્ષણ પછી ૩

પરીક્ષિત રાજા જળ માટે સહજે, મુનિ આશ્રમ પેઠોરે,
કુમતિ યદચ્છા શ્રાપ વિપ્રગૃહ, તજી ગંગાતટ બેઠો. ક્ષણ પછી ૪

સનકાદિક હરિ દરશન જાતાં, ભવિષ્ય જયવિજય નડિયારે,
શાંતથી શ્રાપ થયો હરિ પાર્ષદ, અસુર થઈ ક્ષિતિ પડિયા.
ક્ષણ પછી ૫

જનક ભૂપ મૂનિ વશિષ્ઠ બન્ને, જ્ઞાની શિરોમણિ કહાવેરે.
સહજ વાતમાં શ્રાપ પરસ્પર, હારદ હૃદે ન આવે. ક્ષણ પછી ૬

કલેશ અચિંતવ્યો દેવસભામાં, દક્ષ સદાશિવ સુણિયોરે.
ભાળ જાણવા હરિ તમે વિભુ એક, બીજો નથી કોઈ બનિયો.
ક્ષણ પછી ૭

અતિ દુખિયા સુખિયા હોય પળમાં, અતિ સુખીયા હોય દુઃખયારે
નિજ ગતિ અકલ કળ્યામાં નાવે, ઈચ્છયું કરો પ્રભુ સુખિયા.
ક્ષણ પછી ૮

દયા પ્રીતમજી અટપટી લીલા, કશું બને નહીં કહેતાંરે.
રાખો તેમ રહી પાડોતે સહી, ડહાપણ સુન્યજ ગ્રેહેતાં.ક્ષણ પછી ૯

★

## પદ ૬૦મું (ગરબી)

હોપ્રિય બહેની, હરિજ્ઞાન વિના સંસાર તો સર્વ અસાર છે;
જગતમાં જન્મી હરિ સ્વરૂપ જાણ્યેથી ભવનો પાર છે. ટેક૦
પૂર્વે જે મૈત્રેયી નારી, મુનિ યાજ્ઞવલ્કયની સ્ત્રી સારી,
ગ્રહ્યું જ્ઞાન પ્રપંચને વિસારી, હો પ્રિય૦ ૧
ગાર્ગી પણ સ્ત્રી જાતિ કહાવી,
જેને અન્ય વાત ઉર ના ભાવી,
થઈ નિર્ભય પુરૂષપદે આવી. હો પ્રિય૦ ૨
વિષયાએ વિદ્યા જે ધારી, વરી ચંદ્રહાસને ઉગારી,
અંતે જે રૂકિમણી ભણનારી. હો પ્રિય૦ ૩
ધન્ય ભક્તિવંત મીરાબાઈ, અનન્ય ભજી વ્રજરાઈ,
દ્વારકાધીશમાં તેહ સમાઈ હો પ્રિય૦ ૪
દ્રૌપદી ચીર પૂર્યાં બહુ હરિ,
જયદેવની સ્ત્રી મુઈ જીવતી કરી,
ભક્તિએ કુતાધીન હરિ. હો પ્રિય૦ ૫
વિઠ્ઠલ ભક્તિવંત મુક્તા બાઈ,
જની છાણે વિઠ્ઠલધ્વની ગાઈ,
દલણુ દળિયું વિઠ્ઠલ ગઈ. હો પ્રિય૦ ૬
કરમાની ક્ષિપ્રા વ્હાલ વિચારી,
જમીયા જગદીશ્વર ગિરિધારી,
શબરી ફળ ખાધા અવધ બિહારી. હો પ્રિય૦ ૭
શતરૂપા દેવહુતી ને સુનીતિ,
વિંધ્યાવળી યજ્ઞપત્ની ને ગોપીજનપ્રીતિ,
ભાગવત પુરાણથી ત્યો પ્રતીતિ હો પ્રિય૦ ૮

એવી અગણિત ગતી કૃતિને ન્યાળી,
માગુ સુખ લેવું મોહન ટાળી
ગુણવતી થશે અતિ ભાગ્યશાળી હો પ્રિય૦ ૯
જાને પ્રેમ જેનો પ્રભુ શુ લાગે,
તેના સર્વે દુ ખ સહજે ભાગે,
દયો કરગરી એ કૃષ્ણ પાસે માગે હો પ્રિય૦ ૧૦

*

## પદ ૬૧મુ —ગરબી

ઓ ઉદ્ધવજી, વ્હાલે તો વિસારી અમને મેહેલ્યા
અમો શુ કહીએ રામ રમાડી તેડીને તરછોડ્યા
પ્હેલ વહેલી પ્રીત અમશુ કીધી,
મોરલીમા એણે વશ કરી લીધી,
ગોપી સૌને વિહ્‌વળ કરી દીધી. ઓ૦ ૧
પ્રીતલડી તો કરતા પેહેલી, પ્રભુ દેખીને થઈછુ ઘેહેલી,
પણ મળો મોહન અમને મન મેલી ઓ૦ ૨
એણે હૈડાના તો હીર લીધા, કાનુડે તો કામણ કીધા,
ઘેર ઘેર દધી માખણ પીધા ઓ૦ ૩
એ કાનુડો કામણ ગારો, એની આખડલીનો છે ચાળો,
પ્રીતિવતશુ પ્રીતથી નિહાળો ઓ૦ ૪
પેલી કુબજા તો કામણગારી, તેની સાથે લાગી બહુ તાળી,
એણે વશ કીધા વનમાળી, ઓ૦ ૫
અમે શામળીયાની સગે રમતા,
વ્રજ વન વનમા પૂઠળ ભમતા,
અમો ભેળા બેસીને ભોજન જમતા, ઓ૦ ૬

મથુરામાં જઈ એણે કંસ રોળ્યો,
એક આંગળીયે ગોવર્ધન તોળ્યો,
સત્યવાચી અન્યોક્તિ બોલ્યો. ઓ૦ ૭

દયારામના સ્વામીને કહેજો,
મથુરા મૂકી દઇ ગોકુળ રહેજો,
સૌ ગોપિકાને દરશન દેજો. ઓ૦ ૮

★

## પદ ૬૨ મું—ગરબી

મ્હારા મોહનલાલ, આવો તો કહું મ્હારા મનની વાતડી,
મ્હારા પ્રાણ પ્યારા, તમ માટે મેં તો ગાળી છે જાતડી.
જાણું છું જે જગમાં છો ડાહ્યા,
એહવું જાણીને જોડી માયા,
હવે મુજ ઉપર આણો દાયા. મ્હારા૦ ૧

મેં તો રૂપ તમારૂં જોઈને, મ્હારૂં મનડું રહ્યું છે મ્હોઇને,
કાંઈ નિશ દિન જાયે છે રોઈને, મ્હારા૦ ૨

મેં તો તન મન સોંપ્યુ છે તમને,
કોઈની ન બ્હીક ધરશો મનમેં,
હવે મહેર કરો મોહન અમને. મ્હારા૦ ૩

પ્રભુ પ્રીત જુઓને તપાસી, કુબજા તો કંસ તણી દાસી,
તેની તો ચાલી જગમાં હાંસી. મ્હારા૦ ૪

હરિ આવડા હઠીલા નાં થઈએ, નંદલાલ નમેરા નાં રહીએ,
સુખ દુઃખ અમો કોને કહીયે. મ્હારા૦ ૫

મ્હારે સાસુ સસરાની ન બ્હીક કશી,
મારા હૃદય કમળમાં રહ્યા છો વસી.
દયાના સ્વામી વિના બીજાથી દૂર ખસી. મ્હારા૦ ૬

★

## પદ ૬૩ મું—ગરબી

મ્હારૂં મન મોહ્યુ, વાસલડીને શબ્દે કાનડ કાળા;
હું તો ઘેલી થઇ, મ્હારા ઘરમા નથી ગમતું મ્હારા વ્હાલા.

બે અધર ઉપર એ વાજે છે, સુણી અંતર મ્હારૂં દાઝે છે,
એહનો શબ્દ ગગનમાં ગાજે છે. મ્હારૂં. ૧

એ વનમાં જ્યારે વાગે છે, મુને બાંણ સરીખી લાગે છે;
મુને મેહેની વેદના જાગે છે. મ્હારૂં. ૨

હુ તો દોહોતાં દોંણી ભૂલીછું, વળી જગનાં અધુરી ઝૂલીછું,
ત્હારૂં મુખ જોઈ જોઈ હુ ફુલીછું. મ્હારૂં. ૩

એણે તપની સાધના કીધી છે, કૃષ્ણે કૃપા સાધ્ય કરી દીધી છે;
માટે દયા પ્રીતમે કર લીધી છે. મ્હારૂં. ૪

★

## પદ ૬૪ મું—ગરબી

પ્રથમ પ્રણમું શ્રી ગુરૂના પાયરે; શેષશાયી છોગાળા.
શ્રીમદ્ વલ્લભ વિઠ્ઠલ વ્રજરાયરે; શેષ૦ ૧
આદિ પુરૂષ અનાદિ ઈશરે; શેષ૦
શેષ શંકરાદિ નામે શિષરે. શેષ૦ ૨

અનંત કોટિ બ્રહ્માંડના ભૂપરે; શેષ૦
અમિત અખંડ બ્રહ્મ એક રોમકૂપરે. શેષ૦ ૩
કાળ માયાને આપની ભીતરે, શેષ૦
તમે ત્રિગુણ ઈશ અક્ષરાતીતરે શેષ૦ ૪
પાર પામે ના વેદ વિધિ દેવરે, શેષ૦
કરે પદ્મા સદા પદસેવરે શેષ૦ ૫
સહસ્રવદન નવા નિત્ય ગુણ ગાયરે; શેષ૦
ધેન શિવજી શિર સલીલ પદ ગાયરે; શેષ૦ ૬
સકલ તીરથ વસે છે આપ ચરણેરે, શેષ૦
દેવી સૃષ્ટિ રહી સહુ શરણેરે. શેષ૦ ૭
ભક્ત વત્સલ છો આત્મારામરે, શેષ૦
દયા પ્રીતમજી પૂરણકામરે, શેષ૦ ૮

*

## પદ ૬૫ સું—ગરબી

સદા શોભાવો વૈકુંઠ ધામરે; શેષશાયી સુખસિંધુ.
નિત્ય લીલાનું તન અભિરામરે. શેષ૦ ૧
અખિલ વિશ્વને નચાવો છો આપરે; શેષ૦
દળો દુષ્ટને શમાવો સાધુ તાપરે. શેષ૦ ૨
એવો રાજનો સદા છે સ્વભાવરે; શેષ૦
જેને વહાલા તેને ઘણો લાહાવરે. શેષ૦ ૩
એક સમે તલમેઘ મહાદુષ્ટરે; ષ૦
અસુર ઉપન્યો દીધું સુર કષ્ટરે. શેષ૦

આવ્યા દેવ તમારે શરણુરે; શેષ૦
દુ:ખી દેખી દયા ગિરિધરણુરે. શેષ૦ ૫

ઉઠ્યા ચક્ર ધરી જગદીશરે; શેષ૦
આપે છેદ્યું તે દુષ્ટનું શીષરે શેષ૦ ૬

સ્તુતિ કીધી બ્રહ્માદિ દેવરે; શેષ૦
દુ ખ દાસના હર્યાની હરિ ટેવરે. શેષ૦ ૭

અકલ અટપટાં ચરિત્ર અભિરામરે; શેષ૦
આપ ઇચ્છા સુદર્શન શ્યામરે શેષ૦ ૮

નીર નર્મદા પખાળી શુદ્ધ કીધુંરે, શેષ૦
ચક્રતીર્થઘાટ નામ ધરી દીધુંરે. શેષ૦ ૯

તે દિવસથી વસ્યા ચંડીગ્રામરે; શેષ૦
દયા પ્રીતમજી સુંદર શ્યામરે શેષ૦ ૧૦

*

## પદ ૬૬ મું—ગરબી

મોટું મનોહર મંદિર ભાસેરે; શ્રીપતિ શેષ સાથી
દૂર દર્શનથી પાપ તાપ નાસેરે. શ્રીપતિ૦ ૧

સુંદર શિખર ઉપર પીળી ધજા ફરકેરે; શ્રીપતિ૦
જેને શરણે ગયે કાળ માયા થરકેરે શ્રીપતિ૦ ૨

માસ કાર્તક ચૈત્ર મોટો મેળોરે; શ્રીપતિ૦
લોક દેશ દેશનો થાય ભેળોરે. શ્રીપતિ૦ ૩

બારે માસ દર્શનનો મહિમારે; શ્રીપતિ૦
પૂર્ણ માસી મેળાની સુખ સીમારે. શ્રીપતિ૦ ૪

જેને કૃપા કરીને બોલાવેરે, શ્રીપતિ૦
નિમે માસમા તે એક વાર આવેરે શ્રીપતિ૦ ૫

તમારો છુ કહી કરે પ્રણામરે, શ્રીપતિ૦
તેના સરે સદા સઘળા કામરે શ્રીપતિ૦ ૬

કરે પ્રેમે કોઈ એક પરિક્રમારે, શ્રીપતિ૦
તેનો મહિમા કહી શકે નહિ બ્રહ્મારે શ્રીપતિ૦ ૭

પ્રીતે કરે ચરણોદક પાન રે શ્રીપતિ૦
તેથી ઓછુ તીરથ સહુ સ્નાનરે શ્રીપતિ૦ ૮

આવે પૈસાની સાકર લાવેરે શ્રીપતિ૦
છપ્પન ભોગથી અધિક પ્રભુ ભાવેરે શ્રીપતિ૦ ૯

ઠલે હાથે જઈ નવ અડવુરે, શ્રીપતિ૦
કઈ એક ભેટ ધરીને પાયે પડવુરે. શ્રીપતિ૦ ૧૦

સાચે સ્નેહે નાચે ગુણ ગાયરે, શ્રીપતિ૦
તેથી રીઝે ઘણુ વ્રજરાયરે. શ્રીપતિ૦ ૧૧

કલિકાલમા ભાગ્ય તેનુ જાગેરે, શ્રીપતિ૦
દયા પ્રીતમનો રગ તેને લાગેરે શ્રીપતિ૦ ૧૨

*

## પદ ૬૭ મુ—ગરબી

વ્હાલો આનદ મગળરૂપરે, શાત રૂપ શેષશાયીજી
વિભુ અખિલ ભોવનના ભૂપરે શાત૦ ૧

પ્રભુ શોભા કેરૂં ધામરે, શાત૦
છબી લજવે કોટિક કામરે શાત૦ ૨

મુકુટ મસ્તકને કુંડળ કાનેરે; શાંત૦
ઘનશ્યામ કાંતિ ભીને વાનેરે. શાંત૦ ૩

વદન ચંદ્રમા ચિબુક ચારૂ શોભેરે; શાંત૦
નકવેસર મોતી મન લોભેરે. શાંત૦ ૪

હુદે લાંછન શ્રીવત્સ વામ ભાગેરે; શાંત૦
કૌસ્તુભમણિ ઉર નિરખો અનુરાગેરે. શાંત૦ ૫

ગલુબંધ કનક મુક્તા ગુંજમાળરે; શાંત૦
તિલક કેસરી સુલોચન વિશાળરે. શાંત૦ ૬

કટિ મેખલા પીતાંબર રાજેરે; શાંત૦
બાજુબંધ કડાં વાંસળી વિરાજેરે. શાંત૦ ૭

પાયે નેપુર ઉપર વલય વારૂરે; શાંત૦
તળે ભદ્રભુવન ચિન્હ સોળ ચારૂરે. શાંત૦ ૮

શેષ શય્યા પોઢ્યા દેવ દેવરે; શાંત૦
પ્રિયા પદ્મા કરે પાદસેવરે. શાંત૦ ૯

ત્રિવિધ વસન નવાં નિત્ય રંગ ભરમાંરે; શાંત૦
શંખ ચક્ર ગદા પદ્મ ધર્યાં કરમાંરે. શાંત૦ ૧૦

પતિત પાવન કૃપાના સિંધુરે; શાંત૦
ભીડ ભંજન ભગવંત દીન બંધુરે. શાંત૦ ૧૧

માહાત્મ્ય કયાં લગી કહું છે અનુપરે; શાંત૦
દયા પ્રીતમ શ્રી કૃષ્ણનું એ રૂપરે. શાંત૦ ૧૨

## પદ ૯૮મું ગરબો—(રાગ મારૂ)

તમે ઉભા રહોની અલબેલા હો લાલ;
સુણો જોબનમદના છકેલા હો લાલ. ૧
એક વાત કહું અતિ મીઠીરે લાલ;
ચડે આજ કે ક લે અંગે પીઠીરે લાલ ૨
તમે તે દહાડે જે નિહાળીરે લાલ;
મને કહ્યું ઘણી એ છે રૂપાળીરે લાલ. ૩
હું તો તેજ દિવસની જાંણું રે લાલ;
તમારૂ મન તેમાં લોભાણુ રે લાલ ૪
તે વાત પડી છે ઠેકાણે રે લાલ;
હું આજ ગઇતી બરસાંણે રે લાલ. ૫
નિશ્ચે કીધું વૃષભાન દુલારીરે લાલ;
નથી પરણી હજુ છે કુમારીરે લાલ ૬
ગુણ રૂપ મેં જોયું છે અગાધા હો લાલ;
પૂછ્યું નામ છે તેહેનુ શ્રી રાધા હો લાલ: ૭
તેહને પણ તમારી રઢ્ય લાગી હો લાલ;
જોતા નેન કટારી ઉર લાગી રે લાલ ૮
તેણે અવર વર્યાની લીધી બાધારે લાલ;
તમને વરવા એ સાચા સમ ખાધારે લાલ. ૯
એહેવું લાડલીનું મન જાણીરે લાલ;
તેહેની સખી સહુ બોલી એહેવી વાણીરે લાલ. ૧૦
કાલે વૃંદાવન માંહાં જઇશે હો લાલ;
નિશ્ચે નંદ કુવર ભેળા થઇશે હો લાલ. ૧૧

તેશું તુંને પરણાવીશે છાની રે લાલ;
એહેવું સુંણી શામા હરખી વાત માની રે લાલ ૧૨
ખરી ખબેર છે જોઇને હુ લાવી રે લાલ;
કેહેતા લાલજી એ હૃદે લપટાવીરે લાલ ૧૩
આપ્યો હાર હૈયાનો ઉતારી હો લાલ;
બોલ્યા તું મુને પ્રાણ થકી પ્યારીરે લાલ ૧૪
બીજે દિવસે થયું તે જ રીત્યે હો લાલ;
રાધા કૃષ્ણ પરણ્યાં બેહુ પ્રીત્યે હો લાલ. ૧૫
સહુને આનંદ ઉરનાં સમાયે હો લાલ;
તેનો દાસ દયો યશ ગાયે હો લાલ. ૧૬

*

## પદ ૯૯મું ગરબો—(રાસ મંડળનો)

જોવા રાસ મંડળ માહારે હોયરે આનંદ,
પ્રેમ પરાક્રમનું બળ ભારે ઉભરે પરમાનંદ. જોવા રાસ મંડળ.
એક સમય વનમા ગયા હરિ મોહનવાઈ વંશ,
વેણે વીંધી ગોવાળણી, એણે હરિને દીધા અંશ. જોવા રાસ મંડળ
જે જ્યમ તે ત્યમ નીસર્યા રે ઘર કારજ છોડી.
કોડ પૂરવા કહાનજી વાહાલે રમતડી માંડી, જોવા રાસ મંડળ.
પીતાંબર ફરકે પ્રભુને પાયે ઘુઘરડી ઘમકે,
ચુંદડી ચળકે નાર શું પાયે નેપુરીયાં ઠમકે. જોવા રાસ મંડળ.
બે પાસે બે સુન્દરીને, વચમા વનમાળી,
નાચે ખુંદે નેહશું પડછંદે લે તાળી. જોવા રાસ મંડળ

એકની છૂટી વેણુ છબીલી અંબોડો વાળી,
એકને આડી આંખ કરી નાચતાં નિહાળી. જોવા રાસ મંડળ.
એકને નખ દે નાથજી રે અવળે મોઢે અંગ,
છાશ પ્યારી પ્રીતડી એણે સારા કીધા ઢંગ. જોવા રાસ મંડળ.
રાતે દાંતે હસે ઘણું રે હાર હૈયે લળકે,
ફેર ફરતાં કુંદડી કાને ઝરમરીયાં ઝળકે. જોવા રાસ મંડળ.
એક લસડતી ખાંધે વળગી, શીત વળ્યાં ગાલે,
સુખડું લ્હુવે માવજી એહેને હેત કર્યાં વ્હાલે જોવા રાસ મંડળ.
એક ઠમકતી આવીને બેડી મ્હોડું મચકોડી,
સમખાય તો સાંભળે એહેને રમવા ઉઠાડી. જોવા રાસ મંડળ.
ચારૂ ચંદ્રિકા શોભતી રે કરણ ફુલ કાંને,
સેયો પૂરી ઝગમગે એહના સંગીતના તાને જોવા રાસ મંડળ.
એક આવી હર્ષભરીરે હું હાર ભરી હેરૂં,
નેપૂર ગયાં રે જ્હારાં નીસરી હું વાળીને પેહેરૂં. જોવા રાસ મંડળ
એક આવી આરત ભરીરે એ વર્ષે છે ન્હાની,
નટવર નાચે પ્રેમશું કર કોમળ પગ ન્હાંની. જોવા રાસ મંડળ.
એક કહે એહેને અલ્પ અહારને આવડું બળ કયાંથી,
માસી મારી પૂતના એણે જન્મ ધર્યો ત્યાંથી. જોવા રાસ મંડળ.
એક કહે ના નમીયેરે, જીવણજી ઝાઝું,
ચીર હમારાં ખશી જશે હું સહીયરમાં લાજું. જોવા રાસ મંડળ.
એક કહે ઉઠો અલબેલા જમુનાં ને આરે,
આપણ બેઉ જણ ઝુમીયે તેમાં કોણ જીતે ને હારે. જોવા રાસ મંડળ.

એક કહે ઉભા રહો તો કોઈ તમને વરશે,
એ સહિયરનું અંગ ભારે ત્યાં દીમચડાં ઢળશે. જોવા રાસ મંડળ.
મન્મથ મન્મથ નટવરજી પર ફુલડીયાં વરખે,
નાકે મોતી નાથજી તે જોઈ જોઇ મન હરખે. જોવા રાસ મંડળ.
ગિરિધર ગોપી એક રૂપ છે હરિતાદાત્મ્ય વિચારી,
વિશુદ્ધ હરિરસ અંતર ઠરતા ભાવ પ્રીત બલિહારી. જોવા રાસ મંડળ.
ભક્ત મનોરથ પૂરણ કરવા હરિ લીધો અવતાર,
જન્મ કર્મ સૌ દિવ્ય પણામાં ગીતામાં નિરધાર. જોવા રાસ મંડળ.
ધન્ય વૃંદાવન વેલડીરે ધન્ય યમુનાં ત્રટ સાર,
ધન્ય કન્યા આહીરની ધન્ય કૃષ્ણ તણો અવતાર જોવા રાસ મંડળ.
રસ પ્રગટે છે રસિક હ્રદેમાં રસિક મન આનંદ,
રસાત્મક રસ રૂપ થયેથી પ્રગટે પૂરણાનંદ. જોવા રાસ મંડળ.
રસનું દાન કરે છે વ્હાલો શ્રીવૃંદાવન ચંદ,
એક જ બહુ રૂપો તે ધારે રસ સાગર ગોવિં[illegible] રાસ મંડળ
વેણું ગીતે ભાવ પ્રકાશ્યો શ્રી વલ્લભની વાણ[illegible]
શ્રી ગુરૂ મુખથી શ્રવણ કરીને અંતર માંહે
બહુ વિધ ગોપીએ પૂરવમાં મેળવીયાં વ[illegible]
તે સૌ પૂરણ સિદ્ધજ કરવા પ્રગટીયા
ગોપી ગોવિંદની ગત ન્યારી પૂર્ણ અલૌ[illegible]
સદાનંદ રસ રૂપ પણાની પૂરણ ઝળકી
રાસ મંડળનો ગરબો પ્રેમ ધરીને
સુણશે ભણશે અંતર ધરશે હરિ રંગે
રસિક રૂપે રસ ભાવ માણતાં આનંદ [illegible]
દાસ દયો કહે વણશ્રમ તે જન પરમાનંદ

પદ ૭૭મું—(સાતવાર ને માનચરિત્રનો ગરબો)

રાધે કહ્યું માનની તું મ્હારૂરે,
એમાં સુખ છે તેનું ને તારૂં. રાધે કહ્યું ટેક૦
શાની રીસ આવડલી આવીરે,
નથી મૂકતી માંન મૂકાવીરે,
ત્હેનું કારણ દેની બતાવી. રાધે કહ્યું. ૧
રવિ પ્રગટ થશે ઘડી બેમારે,
પછી દિવસ જશે કયમ ગ્રેહેમારે,
તેનું જોની વિચારી હૃદેમાં. રાધે કહ્યુ ૨
શો મને મનસૂબો આવેરે,
અતિ ઉત્તર કાંઇનાં બતાવેરે,
કેહેતો તે નમી પાય મનાવે રાધે કહ્યુ. ૩
ભોમે શયન આમંન કર્યું છે રે,
આશું નેત્રમા નીર ભર્યું છે રે,
દુઃખ આવડુ શાને ધર્યું છે. રાધે કહ્યુ. ૪
બુદ્ધ કયાંહાં ગઈ સહુ તારીરે,
(જે) બેઠી પિયુ સંગે રોષ વધારીરે,
એ તો બન્નેને દુઃખકારી. રાધે કહ્યુ. ૫
ગુરૂ થઇ સહુને શીખ દેતીરે,
તે તું કયમ થઈ છે અત્હેતીરે,
ત્હેંનું કારણુ કયમ નથી કેહેતી રાધે કહ્યું. ૬
ગુ કરશે હાવાં મુજને બોલાવીરે,
રાખી મુગટમા મનની ભાવીરે,
દીધું માનનું મૂળ બતાવી રાધે કહ્યુ. ૭

એમ સુણી સખી કહે તુંતો ઘેલીરે,
એ તો તારૂં પ્રતિબિંબ હેલીરે,
ફરી દેખાડું ચાલ્ય સાહેલી રાધે કહ્યું. ૮

એમ સુણી શ્યામાં અઢળક ઢળીયાંરે,
જઇને પ્રાણ પ્રીતમજીશું મળીયાંરે,
બન્ને સુખ સિંધુમાં ભળીયાં. રાધે કહ્યું. ૯

સાત વારને માનચરિત્ર રે,
સુણતાં સૌ કોઈ થાય પવિત્રરે,
દયા પ્રિતમની લીલા વિચિત્ર. રાધે કહ્યું. ૧૦

*

પદ ૭૧સું (રાગ કાફી)

વરિયે તો શામળિયો વરિયે, વરિયે તો પાતળિયો વરિયે;
વરિયે તો છબીલો વરિયેરે. ચતુરવર—ટેક.

સંસારીનું સગપણ કાચું, પરણીને રંડાવું પાછું;
એને ઘેર શીદ પાણી ભરિયેરે ચતુરવર૦ ૧

સંસાર તો સરવે જૂઠો. શું થાશે રૂઠો કે તૂઠો;
તેહને તુચ્છ જાણી ફરીયેરે· ચતુરવર૦ ૨

જેને પરણે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય;
તેની સાથે પ્રીત કરિયેરે. ચતુરવર૦ ૩

સંસાર તો સરવે ખોટો, પાણી માંહેનો પરપોટો;
ફુટી જાશે નાહાનો મોટોરે. ચતુરવર૦ ૪

દયા પ્રીતમ કેરો વહાલો, નાગર નંદાજીનો લાલો;
તેહેનો સાહ્યો કરી મ્હાલોરે. ચતુરવર૦ ૫

પદ ૭૨ સું (રાગ પીળ)

ધન સરવસ્વ મહા મ્હારૂં છો હે શ્રીનાથજી,
સહજ સઘળાં કારજ સુધારો દીનાનાથ;
વિવિધતણા અપરાધ ક્ષમા કરો દુઃખ હરી દાસના,
સહાય નિરંતર કરો છો ઝાલો જેહનો હાથ. ધન સર૦ ૧

પ્રપન્નપાળક દીનજનભયહર સહજ સ્વભાવ છે,
આનંદ મંગળકારી હરી અશુભ ઉચાટ;
નેત્ર પલકની પેરે નિજજનરક્ષક છો સદા,
કરૂણાકર અંતરજ્ઞ જુઓ ન વિનતિ વાટ. ધન સર૦ ૨

નિઃસાધનના સાધન નિર્ધનના ધન શ્રીહરી,
જનની જનકની પેરે વસે ન નિજજન દોષ,
અવગુણના ગુણ માનો ભૃત્યતણા ભગવંતજી,
અયોગ્ય યોગ્યકરીને આપો આનંદપોષ ધન સર૦ ૩

મહાપ્રભુ અશરણ શરણ અનાથનાથ દીનબંધુ છો,
પતિતપાવન અધમોદ્ધારણ પુષ્ટિપયેશ;
કેવળ નિજ કરૂણાબળ નિજસમ નિજજનને કરો,
ચિંતા કોઈ વાતની રહેવા દો નહિ લેશ. ધન સર૦ ૪

વિઘ્ન વિપત્તિ સંકટ દેહક આધિવ્યાધિના,
વળ માગે સહુ સુખ દો વિભુ જનપૂરણ કામ;
આત્મસાતનું અવગુણ સવગુણ સર્વ કરો સદા,
અખંડ બાસ હૃદયમાં નિવાસ સુંદર શ્યામ. ધન સર૦ ૫

નિજજન બુદ્ધિ પ્રેરક પ્રાણજીવનજી આપ છો,
તે વિધિ કૃતિ કરાવો જે વિધિ ગમતી હોય,
કરતા હરતાપણું નિજમા તો જન્ત્રિની લ્હેરે,
જન લહી જન્ત્ર સરીખો દોષ ન માનો કોય. ધન સર૦ ૬
નિજજન સહુ સુખ ભુક્તાવો અલેપ રાખો સદા,
જ્યમ રસના ન અડે ચીગટ જલ પંકજપાન;
કાંઈ એક ભીતિ રખાવો ઉપજવા મન દીનતા,
જેથકી કૃપાવૃદ્ધિ નિજજન ઉપજે નહિ અભિમાન. ધન સર૦ ૭
ત્રિકાળ સત્ય સંકલ્પ સત્ય ગિરા કોવિદોએ કહી,
કૃપા કરો ત્યાહા પાત્ર કુપાત્ર રહે ન વિચાર,
ઉદારઅવધિ સદ્ગુણસાગર ઘણું ગંભીર છો,
જન ઘણું ચૂકયો તદપિ કૃપા ચળે ન લગાર ધન સર૦ ૮
જનનું વણસે કશું ન તે પણ જતન તમો કરો,
સરવેશ્વર સર્વાત્મા નાગર નંદકિશોર,
માયા કાળ કરમબળ દુ સ્વભાવ ચાલે નહી,
એહવો પ્રબળ કરો જન દમે નહી ખટ ચોર. ધન સર૦ ૯
માહારૂં સઘળું બળ છો આપ એક શ્રી નાથજી,
હું છુ અકર્મ ધરમ સહુ સાધન સદ્ગુણહીન,
સેવા સમરણ નથી સત્સંગ અવિદ્યાએ ભર્યો,
સજ્જન દુખદ વિષય રતિ સકળ પાપ કરી પીન. ધન સર૦ ૧૦
કોમળ નિર્મળ હૃદય કરો માહારૂં કરૂણા નિધિ,
નિત્ય નિરંતર જુગલકિશોર કરો ત્યાહા વાસ;
પ્રપંચવિસ્મૃતિ નિજ આસક્તિ ભકિત અહિંતુકી,
આપો સતત સેવાવ્યસન કરી નિજ દાસ. ધન સર૦ ૧૧

મુજને સાચો સંત કરો ગુરૂ ભગવદી ભાવ દ્યો,
ભાવે ભાવું એહેવા લક્ષણ આપો નાથ;
માહારા મુગટમણિ લોચનના ભૂષણ શ્રીહરિ,
જન્મ મરણ દુઃખ ટાળો આલો નિજલહિ હાથ ધન સર૦ ૧૨
શ્રી મહાપ્રભુકુળ સોંપ્યો છુ સંબધ વિચારિને,
શ્રીજી સહજે મુજપર કરિયે કરૂણા દષ્ટ;
સઘળા શિઘ્ર ધ્યાનાં કારજ તતક્ષણ થઈ જશે,
સહુ સુખ થાશે સઘળાં ભાગી જાશે કષ્ટ ધન સર૦ ૧૩

*

## પદ ૭૩ સું—ગરબી

ત્રિલોક સુંદર મુગટમણિરે, તમે રસિયા રાધાનાથ, મારા વાલાજી,
શરણાગતવત્સલ શ્રીજી,
તમે ઝાલ્યો માહારો હાથ, નંદલાલાજી ૧
શ્રી વલ્લભનું રૂપ ધરીનેં,
તમો પ્રગટ કર્યો પંથ પુષ્ટ મારા વાલાજી,
કેવળ કરૂણાબળ તાર્યા
શરણાગત જે ખળ દુષ્ટ, નંદલાલાજી ૨
જે મોંઘી મુક્તિ મુનિજનને
તે તો સદાવ્રત્તને ઠામ, મારા વાલાજી,
મોક્ષ નહીં આ ચટને,
આપ્યા તેને વૈકુંઠધામ; નંદલાલાજી ૩
મહી સાટે મુકિત આપી
અહો આજ આટે ભકિત, મારા વાલાજી,

મહા પ્રભુદાસ જ્હોટા દાસગદાધર,
અતુલિત શકિત, નંદલાલાજી. ૪
પુષ્ટિસૃષ્ટિ નિજ ઇચ્છા વશ,
નહિ કાળ કર્મનું જોર, મારા વાલાજી;
બાધક કર્મ કર્યાં સાધક,
જ્યમ થાય વળાવા ચોર, નંદલાલાજી. ૫
શ્રી મહાપ્રભુ મારગ અગમ્ય,
જ્યાંહાં શિવ બ્રહ્મા ન પ્રવેશ, મારા વાલાજી;
આપ અનુગ્રહથી પ્રાપ્તિ,
નહીં સાધન બળ લવલેશ, નંદલાલાજી. ૬
દૈવીજીવને પૂરણ કૃપા કરી,
બહે પોતાનું જોઈ, મારા વાલાજી;
સહેજે શ્રેષ્ઠકુળ નિ સાધન,
નહી શાસ્ત્ર નિયામક કોઈ, નંદલાલાજી. ૭
પુષ્ટ પંથનો પ્રભાવ,
વરણી શકે ન શેષ અતુલ, મારા વાલાજી;
દાવો દયાનો તેથી તમપર,
સોંપ્યો વલ્લભકુળ, નંદલાલાજી. ૮

*

## દિવ્યલીલા સ્થળી

### પદ ૭૪મું—ગરબી

શ્રી વૃંદાવન સુખકારીરે, સમરે નાહાસે સહુ પીડા;
જ્યાહાં શ્રી રાધા ગિરધારીરે, સદા કરે છે રસક્રીડા. ૧

જ્યાંહાં રસમય ગિરિ ગોવરધન રે,રસમય શ્રી યમુના રાણી;
રસરૂપ વૃક્ષ ને વેલ્યો રે, પૃથ્વી રસમય લ્યો જાણી. ૨
રસરૂપ ચદ્રમા અચાંળતરે, રસમય છે દિવસરેણી;
રસરૂપ સર્વ સામગ્રીરે, પુગલ રૂપને સુખ દેણી. ૩
જ્યાંહાં ખટ ઋતુ સદા વસેછેરે, જે મન ઇચ્છે તે થાયે;
છે સર્વ સમય હરિસ્વાધીનરે, દિવસ રાત પણ થઈ જાયે ૪
જ્યાંહા પ્રવેશ નહિ કોઈ પરનોરે, નવ ચાલે કોઈની માયા;
ગોપી પણ તે સહુ ગોવિંદરે, જ્યમ કાઇ સ્વરૂપ ને છાયા ૫
જ્યાંહાં પુરુષ એક પુરુષોત્તમરે, બાકી સરવે વ્રજનારી;
તેમાં લલિતા મુખ્ય સખી છે રે, મધ્ય એહુની અધિકારી. ૬
જ્યાંહાં જુગલ કિશોર રમે છે રે. નવરસલીલા નિત્ય નવી;
અનુભવીનું અંતરજાણેરે, શકે વર્ણવી કેમ કવિ. ૭
જ્ઞાનીની ગતિ નવ પોહોચેરે, પ્રેમરસ પ્રેમીને જરે;
જ્યમ દૂધ સિંઘણીકેરૂંરે, સિંઘણ સુત હોય તો જ ઠરે. ૮
એ પ્રેમ પરમ આનંદરસરે, રખે વિષય રસ સમ આણે,
એમાં શુક મુનિ ને શિવ છાકયારે, તે શું કામી જન જાણે. ૯
જેણે કામને મોહ પમાડયોરે, તે પ્રભુ કામવશ કયમ થાયે;
કૃષ્ણરસક્રીડા ગાતાંરે, કામરોગ ઉરથી જાયે. ૧૦
માહા અધમનો ઉદ્ધાર કરવારે, ભૂતળ લીલા કરી નાથે;
જ્યમ ઘૃત વિષ જ્વરવાળાનેરે, તે જ અમૃત ઔષધ સાથે. ૧૧
હોય જીવની અવળી બુદ્ધિરે, માટે એ શિક્ષા ભાખી;
સમજી અનુભવતા નિર્મળરે, થાશો શ્રી ભાગવત સાખી ૧૨
એ ભાવે હરિરસ ગાતારે, સુણતાં હરિ વહાલા થાશે;
ભજો દાસ દયાના પ્રીતમરે, મહુ સુખ રહેજે થઈ જાશે. ૧૩

## પદ ૭૫મું—ગરબી

ગિરિવરધર ગોપી, રૂપએક ગિરિવરધર ગોપી.
એ જુગલનાં ચરણકમલ ધોપી, રૂપએક૦ ટેક૦
જ્યમ પ્રતિબિંબસંગ ખેલે બાળક, એમ લીલા ઓપી રૂપએક૦ ૧
કાશીમાં મુક્તિ ને શ્રી ગોકુળ વહાલે, વ્હાલ વેલ રોપી. રૂપએક૦ ૨
વ્રજવિનતાને વશ થાય વિઠ્ઠલ, વેદવચન લોપી. રૂપએક૦ ૩
શુદ્ધ ચિત્તે પ્રેમરસ ના પીધો, શું થયું પહેરે ટોપી રૂપએક૦ ૪
દયાપ્રભુલીલાએ મુખ મરડયું, તેને કાળસેના કોપી રૂપએક૦ ૫

*

## પદ ૭૬ મું—ગરબી

ધન્ય જેણે હરિ ગુણ ગાયા,
સંસારમાં ધન્ય જેણે હરિગુણ ગાયા. ટેક૦
બધા સંસારમાં તે જન જીત્યો,
બીજા સહુ જાણજો વ્હેવાયારે. સંસારમાં૦ ૧
જમના ઝપેટાથી નવ ચેત્યા ત્યારે,
ધૂળ મળ્યું ડહાપણ ડાહ્યારે. સંસારમાં૦ ૨
હુંને મ્હારૂં એમાં પંડિત પણ ભૂલ્યા,
કામ દામ માં લલચાયારે. સંસારમાં૦ ૩
હાથી ઘોડા ને સુખ પાળે જેથી શું થયુ,
શું થયું મેળવી ઘણી માયારે. સંસારમાં૦ ૪
કંઠ સાહી તુને કહાડશે પલકમાં,
દૂર રહેશે સગાં વિત્ત જાયારે. સંસારમાં૦ ૫
દયા જપો નિત્ય નામ નંદકુંવરનું,
સફળ થશે ત્હારી કાયારે. સંસારમાં૦ ૬

## પદ ૭૭ મુ—ગરબી

સરવના શિરોમણિ શ્રીનાથજીરે લોલ
આપના સ્વરૂપ વિશે સર્વ, મારા વ્હાલાજી હો,
સર્વે નેવાયું તમોને સેવતારે લોલ
સંગે કો ભૂષણ આયુધ છેરે લોલ,
સેવામા રહું તજી ગર્વ માо વ્હાо ૧

બ્રહ્મલોક મુગટ મહારાજનોરે લોલ,
સાખ્ય જોગ કુંડળ બેહું કરણ, માо વ્હાо
છત્ર છે વૈકુંઠ ચમર ધર્મ છેરે લોલ
વિજન જસરૂપ ગિરિધરણ માо વ્હાо ૨

ચક્ષુ સૂરજ ચંદ્રમા છે મન વિશેરે લોલ,
ભૃકુટી યમરાજ કેરૂ એન; માо વ્હાо
ઉર્ધઅધો અધર લજ્જા લોભ છેરે લોલ,
દંત કાંતિ તત્વ કમળનેન માо વ્હાо ૩

માયા વનમાળા હાસ્યને વિશેરે લોલ,
વૈજયંતી ભક્તિનો નિવાસ, માо વ્હાо
કેશ મેઘ દિશા શ્રવણને વિશેરે લોલ,
વદન વહ્નિ નાસા વાયુવાસ માо વ્હાо ૪

પ્રવણ તો જનોઈ પ્રાણનાથરે લોલ,
પીતાંબર સ્વર છંદ સાત. માо વ્હાо
શ્રીવત્સલાછન મહાલક્ષ્મીરે લોલ,
જીવતત્ત્વ કૌસ્તુભ સાક્ષાત માо વ્હાо ૫

વેદ ત્રણ તત્ત્વ છે ગરૂડજીરે લોલ,
શેષ શય્યા રૂપે કરે સેવ. મા૦ વ્હા૦
કૌમુદકી ગદા મહાકાળ છે રે લોલ,
મોરલીનું સ્વરૂપ મહાદેવ. મા૦ વ્હા૦ ૬
છે ખટ ઐશ્વર્ય કળા કમળમાંરે લોલ,
મુદ્રિકા છે અભય વરદાન. મા૦ વ્હા૦
ચક્ર તેજ સાર સલીલ શંખ છે રે લોલ,
કમળ વિશ્વ ધનુષ કાળસ્થાન મા૦ વ્હા૦ ૭
બ્રહ્મ જોષિકાને શૃંગી ઇંદ્ર છે રે લોલ;
તિલક શુદ્ધ સ્નેહનું સ્વરૂપ, મા૦ વ્હા૦
નખશીખ આભૂષણ સહુ ભક્ત છે રે લોલ,
વનસ્પતિ રોમાવલી રૂપ. મા૦ વ્હા૦ ૮
વીર્ય છે સમુદ્ર નદી નાડિયોરે લોલ,
પરવત છે પતિઘર અસ્ત. મા૦ વ્હા૦
અગણિત બ્રહ્માંડ રોમકૂપમાં રે લોલ,
ઉદરવિશે જગ્ત છે સમસ્ત, મા૦ વ્હા૦ ૯
શુદ્ધ ભક્તિરૂપ રાણી રાધિકારે લોલ.
જશોમતી મુક્તિ મૂર્તિમાન, મા૦ વ્હા૦
ગોપી ઋચા વેદમંત્ર ગોપ છે રે લોલ,
રામ શેષ શાસ્ત્ર કરે ગાન, મા૦ વ્હા૦ ૧૦
નિગમ વસુદેવને જાણીયેરે લોલ,
બ્રહ્મવિદ્યા દેવકીજી માત. મા૦ વ્હા૦
ઇત્યાદિક સકળ સહિત શ્રીહરિરે લોલ,
દાસ દયાના પ્રભુ વિક્ષાત. મા૦ વ્હા૦ ૧૧

# દુર્લભ કૃષ્ણ ભક્તિ

## પદ ૭૮મું—ગરબી

સહુ સાધન ફળ ભક્તિ શ્રીરાધાનાથની,
પદ્મપુરાણે વ્યાસે કથા વખાણીજો,
પારવતી પ્રત્યે શ્રી મહાદેવે કહી,
તેનુ વરણન કરી દેખાડુ વાણીજો. સહુ૦ ૧

પચ જન્મ લગી ભજે અન્ય અવતારને,
હયગ્રીવ ભક્તિ પછે ઉદ્‌ભવ થાયજો,
હયગ્રીવ ભક્તિ દશ જન્મ કર્યા પછે,
નરસિંહ ભક્તિ ઉદે થાય શ્રુતિ ગાયજો સહુ૦ ૨

સહસ્ર જન્મ શ્રીનરહરિ આરાધન કરે,
પ્રગટ થાય શ્રીમન્નારાયણ ભક્તિજો,
કોટી જન્મ લગી શ્રીનારાયણને ભજે,
તત્ર ઉપજે રઘુપતિ આસક્તિ જો સહુ૦ ૩

અનત જન્મ લગી સેવે શ્રી રામને,
તવ શ્રીકૃષ્ણ ભક્તિ થાય ઉત્પન્ન જો,
તેમની પ્રાણવલ્લભા શ્રી રાણી રાધિકા
તેમના પદપકજે લુબ્ધે પછે મન જો સહુ૦ ૪

રોમાચિત ગદગદ થાયે પદ સેવતા,
પ્રેમલક્ષણા ભક્તિ કહાવે તેનુ નામ જો,
પણ જીવનુ ડહાપણ એમા નથી કશુ ચાલતું,
એ ફળ કેવળ કરુણાબળ ઘનશ્યામ જો સહુ૦ ૫

કોટી જન્મ લગી ધ્યાન સમાધિ તપ આચરે,
કરતા કરતાં ક્ષીણ પાપ નર થાય જો;
શ્રી કૃષ્ણ વિશે ભક્તિ તે જનની ઉપજે,
એક પક્ષ પણ છે એ શાસ્ત્ર ગવાય જો. સહુ૦ ૬

અંશ વિભૂતિ કળાવેશ શ્રીકૃષ્ણતણા,
એ સરવે અવતાર હરિ કહેવાય જો;
જ્યમ દ્વિતીયાથી ચડતી કળા શશી નામ સહુ
પણ રાકા શશીમાં તે સર્વ સમાય જો. સહુ૦ ૭

જુગે જુગે કૃષ્ણાવતાર પણ થાય છે,
કલ્પ સારસ્વત પુરાણ કૃષ્ણ તે ન્યારા જો;
શ્રી વલ્લભ સેવ્યા શ્રી ભાગવતે ભણ્યા,
અલ્પમતિ શું જાણે જીવ બચારા જો સહુ૦ ૮

શ્રીજી જે ભક્તિ વશ તે ભક્તિ સદા,
આપો દયાને નિજલહી શ્રીગુરુદેવ જો;
ભવોભવ મને એવો સાચો સંત કરો સદા,
નિરંતર કરૂં શ્રીગોપીપતિ સેવજો સહુ૦ ૯

*

## પદ ૭૯મું—ગરબી

રાધા માધવ મનમાં વસ્યાંજી,
જેહને, રાધા માધવ મનમાં વસ્યાં. ટેક૦
આઠે પ્રહર તે આનંદમાં માહાલે,
તે પ્રાણીને પાતક કશાંજી. જેહને૦ ૧

સુખ સહુ આવી મળે સેહેજે સમીપે,
કલેશ અમંગળ અળગાં વસ્યા જી જેહને૦ ૨
કારજ સિદ્ધ થયા સહુ તેના,
તીર્થ સહુ તેના પગમાં ધસ્યા જી. જેહને૦ ૩
પૂર્વજ વસ્યા સહુ તેના વૈકુંઠમાં,
માતાપિતા ચૌદ લોકમાં લસ્યા જી જેહને૦ ૪
તે સતને સેવનારા સેવક પણ
જાય નહિ કાળ સાપના ડસ્યા જી. જેહને૦ ૫
તે ભગવતીની નિંદા કરે તેહનાં,
નિશ્ચે કર્મ લાહારે ધસતાં જી. જેહને૦ ૬
તે ભગવદીનાં દરશણ માનો,
દયા પ્રીતમ શ્રીકૃષ્ણના જસા જી. જેહને૦ ૭

*

## ૯૨—અભિલાષા

### પદ ૮૦ સું—ગરબી

દરશન દોનીરે દાસને,
મારા ગુણનિધિ ગિરિધરલાલ;
નાથ નિવારોરે ત્રાસને,
આપો આપ ઉપર અતિવાહાલ. દરશન૦ ૧
શ્રીનટવ નંદનરે નંદના,
ભાવે મુને મદન મનોહર રૂપ;
ચિતના ચોહોટેરે માહેરૂ,
અનુભવ વ્યાપક બ્રહ્મ અનૂપ દરશન૦ ૨

જપું નહી અજપારે જાપને,
ન ગમે સુણવો અનહદ નાદ,
યજ્ઞ સમાધિરે ના ગમે,
ન ગમે સ્વર્ગ મુક્તિના સ્વાદ. દરશન૦ ૩
અન્ય ઉપાસનરે ના ગમે.
વિના એક પૂરણ પુરુષોત્તમ;
ફીકાં લાગેરે સાધન સહુ,
પડી મુને પ્રેમ ભક્તિમાં ગમ દરશન૦ ૪
(મુને) શ્રીવલ્લભ સુતરે ગુરૂ ગમ્યા.
સહુ વિધિ શ્રીકૃષ્ણજી સમાન.
જીવના સાધનરે ના જુવે,
વાહાલો નિજબળે કરે નિજાનંદ દાન. દરશન૦ ૫
સરવ તપાસ્યુરે ફરી ફરી,
કિંચિત કયહું ના દીઠો સાર;
સુખ એક દીઠુંરે સરવથી,
સેવા સમરણ નંદકુમાર. દરશન૦ ૬
શ્રી મહાપ્રભુનીરે કાનીથી,
મુજ પર રીઝો રાધાનાથ;
સમૂળ અવિદ્યારે તો ટળે,
હરિજી આલો જો મુજ હાથ. દરશન૦ ૭
શ્રી વૃંદાવનનીરે કુંજમાં,
જાંહાં કરો જુગલકિશોર વિલાસ;
દાસ દયાનીરે વિનતી,
(મુને) દાસી કરી રાખો નિજપાસ. દરશન૦ ૮

## પ્રભુનો મહેલ!

### પદ ૮૧ સું

નિશ્ચયના મહેલમાં વસે મારો વાલમો, વસે વસે મજલાડીલોરે,
જે રે જાયે તે ઝાંખી પામે છેરે;
ભુલા ભમે તે બીજા સદનમાં શોધેરે, હરિ ના મળે એકે ઠામેરે.
સત્સંગ દેશમાં ભક્તિ નગર છેરે, પ્રેમની પોળ પૂછી જાજોરે;
વિરહતાપ પોળીઆને મળી મહોલે પેસજોરે,
સેવા સીડી ચડી ભેળા થાજોરે.
દીનતા પાત્રમાં મનમણિ મૂકીને, ભેટ ભગવંતજીને કરજોરે;
હુંભાવ પુંભાવ નોછાવર કરીનેરે, શ્રીગિરિધર વર તમો વરજોરે.
એરે મંડાણનું મૂળ હરિ ઇચ્છારે કૃપા વિના સિદ્ધિ ન થાયેરે;
શ્રીવલ્લભશરણથકી સહુ પડે સહેલુંરે, દૈવી જન પ્રતિ દયો ગાયેરે.

*

### પદ ૮૨મું-(રાગ કલ્યાણ)

શ્રીકૃષ્ણ ગોવિંદ ગોપાળ ગોકુલેશ,
ગોપીજનવલ્લભ ગોવર્ધનધરન ધીર;
પરબ્રહ્મ પુરુષોત્તમ પ્રાનનાથ પદ્મનાભ,
પદ્માકાંત પ્રભુ હરત તનકી પીર. ૧
ભક્તવત્સલ દીનબંધુ દુષ્ટનિકંદન.
જગન્નાથ જગદ્ગુરુ બાલકૃષ્ણ બલવીર;
યશોદોત્સંગલાલિત નંદલાલ રાધિકેશ,
દયા પ્રભુ બિહરત શ્રીયમુનાતીર. ૨

*

## પ્રાતઃ સ્મરણ

### પદ ૮૩ સું

પ્રથમ પ્રભાતે શ્રીગુરુ વલ્લભનાં લ્યો નામરે,
પુરુષોત્તમ પૂરણ કામ શ્રીમહાલક્ષ્મીપતિજી ૧

શ્રીલક્ષ્મણરાજકુમાર શ્રીઇલ્લિમ્માજી પુત્ર ઉદારજી,
શ્રીવલ્લભ પ્રાણઆધાર ચરણે રાખો રતિજી ૨

વ્યાપક વિશ્વાધાર સુખદાયક નંદકુમારજી,
એ અક્ષર બ્રહ્મ અપાર તે કયાં થકી સોહલાજી. ૩

શ્રીગોપીનાથ નિધાન એ પૂર્ણ પુરુષ પ્રમાણ,
એ જોગી જનને ધ્યાને ધરવા દોહ્યલાજી. ૪

શ્રીગોવર્ધન ઉદ્ધરણ શ્રીરાધિકાજી રમણ,
એ વ્રજયુવતિ સુખકરણ સેવી સુખ માણજોજી. ૫

શ્રીરુક્મણીજીરમણ પદ્માવતી પ્રાણજીવનજી,
વિઠ્ઠલજી તન મન ધન અધિકા જાણજોજી. ૬

એ પુષ્ટિ પદાર્થ સાર શ્રીવૃંદાવન શૃંગારજી,
એમના નખ શિખ રૂપ અહર્નિશ ઉરમાં આણજોજી. ૭

શ્રીકૃષ્ણપ્રિયે શ્રીયમુનાજી નામ શ્રીમહારાણીજી,
એ સર્વે સુખનું ધામ શ્રીકાલિંદીજી કહીયેજી. ૮

શ્રીનવનીતપ્રિયલાલ શ્રીમથુરાનાથ કૃપાલજી,
શ્રીવિઠ્ઠલનાથ દયાલ દયાસમુદ્ર લહીએજી. ૯

શ્રીદ્વારકાનાથજી શ્રીગોકુલપતિ ગુણ ગાથજી,
એ અનાથના છે નાથ શ્રીગોકુલચંદ્રમાજી. ૧૦

બિરાજે શ્રીમદનમોહન નટવર મનમથ મદનસૂદનજી,
શ્રીબાલકૃષ્ણજીના વદન તણી શી ઉપમાજી ? ૧૧
શ્રીગિરિધરજી ગુણવત જેનો કોઈ ન પામે અંતજી,
શ્રીભામિની વહુજીના ચિત્ત વિષે ભલા ભાવિયાજી ૧૨
જય જય શ્રીગોવિંદ એ તો પૂર્ણ પરમાનદજી,
શ્રીરાણીવહુજીના આનદદાયક કહાવીયાજી ૧૩
શ્રીબાલકૃષ્ણ રસરૂપ એમના સ્વરૂપતણા જસરૂપજી,
શ્રીકમલાકાત અનૂપમ ઉપમા શી કહુ જી ? ૧૪
શ્રીગોકુલેશ શુભ નામ જીત્યા માયિક રાખી દામજી,
એ પાર્વતીપતિ કામના પૂરણ છો સહીજી ૧૫
શ્રીરઘુપતિ તેજ ભડાર એઉના ગુણયશનો નહિ પારજી,
શ્રીજાનકીજીવનસાર ભકત ચિંતામણિજી ૧૬
શ્રીજદુપતિ જગજીવન એમના પ્રફુલ્લિત પ્રસન્ન વદનજી,
શ્રીમહારાણી વહુજી ધન્ય જે શિર એ ધણીજી ૧૭
શ્રીઘનશ્યામજીને ગાવો એ પુષ્ટિ પદાર્થ પાવોજી,
શ્રીકૃષ્ણાવતી વહુજીના નાથ હૃદેમા ધરીએજી ૧૮
શ્રીલક્ષ્મી સત્યભામા શોભા યમુના કમલા દેવકાજી,
એ બેટીજી સહિત પરિકર નિત્ય સભારજોજી ૧૯
શ્રીદામોદરદાસ શ્રીમહાપ્રભુ પદપકજ પાસજી,
સૂરદાસ જગત પ્રકાશ પરમાનંદદાસ છેજી ૨૦
અતિ અનન્ય કુભનદાસ હૃદે કૃષ્ણદાસ રસરાસજી,
એ ચારે મુખ્ય શ્રીવલ્લભ ચરણ નિવાસ છેજી ૨૧

નંદદાસ ચતુર્ભુજદાસ ગોવિંદસ્વામી છિતસ્વામીજી,
એઉના પ્રભુ શ્રીવિઠ્ઠલ અકલિત અંતરજામીજી. ૨૨
એ સંભારે સુખ થાય ધ્યાન પ્રસન્ન શ્રીવલ્લભરાયજી,
એ અષ્ટ સખા પદરજ પરસે રહે શી ખામીજી. ૨૩
ચોરાશી સંભારો વૈષ્ણવ બસેબાવન ધારોજી,
શ્રીવલ્લભી સૃષ્ટિ વિચારો નિત્યપ્રતિ ક્ષણ ક્ષણજી. ૨૪
શ્રીગોવર્દ્ધન ગોકુલ ધન્ય શ્રીમથુરાજી મન આનંદજી,
શ્રીવૃંદાવન વખાણો સહુ વ્રજદેશનેજી. ૨૫
લીલા શ્રીગિરિવરધારી લો ચારે જૂથ સંભારીજી,
સર્વે વલ્લભી લેજો વિચારી વસ્તુ અશેષ છેજી. ૨૬
શ્રીવલ્લભનો પરિવાર એ છે સૃષ્ટિ શિરોમણિ સારજી,
સમરો સહુ વારંવાર ધરી નિત્ય પ્રેમશુંજી. ૨૭
હું માગું વ્રજરાય મુજને એ સ્મરણ નિત્ય થાયજી,
જન દયારામ જશ ગાય નહિ ઘડી પલની તૃપ્તિજી. ૨૮

*

## પદ ૮૪ મું—ધોળ

શ્રીમદ્દવલ્લભકરુણારસસમુદ્રથી નિર્મળ રત્ન નિકળ્યાં દશ ચાર ॥
કિયાં કિયાં છે વિવેકે વર્ણવું સાંભળજો સહુ દૈવી જીવ નરનાર ॥
પહેલું તે રત્ન શ્રીનવનીતપ્રિયે બીજું મથુરેશ નિર્મલ નામરે ॥
ત્રીજું રત્ન શ્રીવિઠ્ઠલેશરાયજી ચોથે દ્વારિકેશ પૂરણ કામજી ॥
પાંચમું રત્ન શ્રીગોકુલ નાથજી છઠ્ઠું શ્રીગોકુલચંદ્રમાજી કહિયે ॥
સાતમું રત્ન શ્રીમદનમોહનજી આઠમે શ્રીબાલકૃષ્ણજી લહિયેજી ॥

નવમું રત્ન તે નટવરલાલજી ॥ દશમે જમુના મહારાણીજી ॥
એકાદશમું રત્ન શ્રીગિરિધરરાયજી॥ બારમે' શ્રીગોવર્ધન હયો જાણીજી॥
તેરમે શ્રીદામોદર શેષહી સંગે॥ ચૌદમે શ્રીગોકુલ સેવો વ્રજરે॥
ચૌદ રત્નમાલા મધ્ય એક દુગદુગી મધ્યે મોતી ઝળકે ગોપીનાથરે॥
એ માલા કંઠે ધરી સુંદર શોભિયા ચિંતામણિ શ્રીવિઠ્ઠલેશરે ॥
એ માલા જે ગાય ને સાંભળેરે બલિહારી જાય દયો દાસરે.

★

## સ્વરૂપચિંતન

### પદ ૮૫મું—(રાગ રામકળી)

કર ચિત્ત ચિન્તન કોઇ પ્રકારે, સદાનંદ શ્રીકૃષ્ણ તણુંરે;
પરમાનંદ ઉદય થાય અંતર, ન રહે પાપ સંતાપ અણુંરે. ૧

સુંદર બાળકરૂપ રસાળું, ચરણ લંગડી વાગેરે.
ઠણુઠણુતો જશોદા પાલવ ગ્રહી, હઠ કરી માખણ માગેરે. ૨

નાકે મોતી ને લટે લટુરી સુંદર મુખ પર ઝુમેરે;
હૈયે હેત વધ્યું જોઈ જશોમતી લઈ લઈ શ્રીમુખ ચુમેરે. ૩

સુંદર મુખ પર દધિ લપટાણું, નિરખે લાગે વ્હાલુંરે;
નહિ ખાઉં બાબો ધાવીશ માડી, બોલે તોતડું કાલુંરે ૪

કયહું એક ગુહ્ય કરે કામિનીશું, દુષ્ટ દષ્ટિ બચાવેરે;
કે વાંસલડી વાતો શ્રીવિઠ્ઠલ, ગૌચારી ઘેર આવેરે. ૫

શ્રીગોપીજનના ઘરમાંહે મનગમતું સુખ મહાલેરે;
કોઈ સમે ચોરી મહી ન્હાસે, કદી ગોપિકા ઝાલેરે. ૬

શ્રીવૃન્દાવન રાસમંડળમાં નાચે જુગલકિશોરરે;
ઈત્યાદિક લીલા ધર ધ્યાને, દયા તું નિશદિન ભોરરે. ૭

*

## વિરૂદ્ધધર્માશ્રય પ્રભુ

### પદ ૮૬ મું—(રાગ કાલિંગડો)

કેવા કહીને તમને વર્ણવું વ્રજપતિ.
કંઈ કહેતાં સંભવતું નથી હે શ્રીનાથજી. ટેકo
વિરુદ્ધધર્માશ્રય રૂપ અકલિત ગતિ,
સહુ વાતે શ્રેષ્ઠ છો સર્વથી હે શ્રીનાથજી. ૧
જીવ અણુમાત્ર અંતર વસો અતિ અણું,
આચ્છાદિત કોટિ બ્રહ્માંડથી હે શ્રીનાથજી,
આચ્છાદિત કોટિ માયા થકી અતિ ઘણા,
પ્રકાશક અતિ માર્તંડથી હે શ્રીનાથજી. ૨
ભક્તરિપુ ભયંકર કોટિ કાળથી અધિક,
ભયંકર કોટિ શિવથી અતિ હે શ્રીનાથજી;
કોટિ અર્ભક અધિક અજ્ઞ નિજ ભક્તહિત,
કોટિ ગણપતિ અધિક મહામતિ હે શ્રીનાથજી. ૩
ઇંદ્ર કોટિ અધિક ભોગી ભગવંત છો,
કોટિ શુક અધિક યોગેંદ્ર છો હે શ્રીનાથજી,
કોટિ અગ્નિ અધિક દહનતા આપમાં,
શીતલ અધિક કોટિક ચંદ છો હે શ્રીનાથજી. ૪

કમલ કોટિ અધિક મૃદુ હૃદય જનદુઃખે,
વજ્રાધિક કઠિન દુર્જન સમે હે શ્રીનાથજી;
કોટિ અવગુણ ગણો ગુણ અધિક નિજ તમે,
કોટિ ગુણ દોષ નિજજન દમે હે શ્રીનાથજી ૫

વેદ તપ દાન ધ્યાન પૂજન કરે તેના તે.
અનન્ય ભકિત આધીન છો હે શ્રીનાથજી;
કાલ માયા કંપે બ્રહ્માદિક ભય ધરે,
તે શ્રીગોપીજન આગળ દીન છો હે શ્રીનાથજી. ૬

જગત દુર્લભ ઘણા તે સુલભ ભકતને,
પ્રેમવશ ન કરવાનું કરો એ શ્રીનાથજી,
અકથ અપરાધ અતિ બાધ માનો નહિ,
વિનતિ પણ કલેશ કોટિ હરો હે શ્રીનાથજી. ૭

શ્રીવલ્લભ શરણ સંબંધે મુને શ્રીહરિ,
ભકત સાચો કરો સર્વદા હે શ્રીનાથજી;
દુષ્ટ સંગતિ દુર્મતિ રતિ પાપમાં,
કહે **દયો** આપશો મા કદા હે શ્રીનાથજી. ૮

★

## પરાત્પર શ્રીકૃષ્ણ

### પદ ૮૭મું

સેવ્ય ને શ્રીકૃષ્ણ રસિક રાધિકા પતિ,
રા ધિ કા પ તિ ગો વિં દ ગો પિ કા પ તિ. સેવ્ય૦ ૧

મહાવાકય તત્ત્વમસિ, મર્મી તે તણા મુનીંદ્ર
લીન જેહમાં સ્વરૂપ, તેથી પર અતિ સેવ્ય૦ ૨

બ્રહ્મા વિષ્ણુ ભવ અનંત, અંત ના લહે અચિંત્ય.
અર્થ સાધને ન સાધ્ય, યોગી ન તું અતિ સેવ્ય૦ ૩
આત્મારામ પૂર્ણકામ, ધામધામ વામ શ્રામ,
શ્રેયસઘ નામ શ્યામ, અદ્‌ભુતાકૃતિ. સેવ્ય૦ ૪
સ્વયંભૂ સ્વતંત્ર ગ્રહી શકે ન કોઇ મંત્ર તંત્ર,
પ્રાપ્ત શુદ્ધ પ્રેમ અનન્ય ભક્તિ હીનમતિ. સેવ્ય૦ ૫
લલિત છબી ત્રિભંગીલાલ, મદનમોહન અતિ કૃપાલ,
જેહને નિરખી તૃપ્તિ દયાને નથી થતી.

★

## પદ ૮૮ સું

શ્રીકૃષ્ણજી વર્યા મેં શ્રીકૃષ્ણજી વર્યા.
રાધિકે એક મેં શ્રીકૃષ્ણજી વર્યા. ટેક૦
કલ્પ સારસ્વત પ્રકટ પૂર્ણ સ્વયંમેવ;
શ્રીભાગવત ગાય, સેવે શ્રીવલ્લભદેવ. મેં શ્રીકૃષ્ણ૦ ૧
ત્રિગુણપર પ્રધાન પુરૂષ, કાલાક્ષર ઇશ;
સર્વેશ્વર સર્વાત્મા કોન જેને શીશ. મેં શ્રીકૃષ્ણ૦ ૨
મન કર્મ વચન ભજે, તેમનો આધાર;
તેમને સંબંધે સર્વે સહુનો સત્કાર. મેં શ્રીકૃષ્ણ૦ ૩
નિંદા નહિ સ્તવન અન્ય આશ નહિ ત્રાસ;
દેવ દેવી સરવ લહ્ મુજ પ્રભુના દાસ મેં શ્રીકૃષ્ણ૦ ૪
પુરૂષ એક દયાપ્રીતમ, અવર સરવ વામ;
ભજેવામ, વામનું શું સરે કહી કામ મેં શ્રીકૃષ્ણ૦ ૫

★

## અનન્યતા

### પદ ૮૯મું

હરિને ભજે વળી અન્ય આરાધે,
તે અનન્ય ભક્ત ન કહાવેરે;
અંતે તો સહાય શ્રીકૃષ્ણ કરે પણ,
આગળથી અથડાવે રે. ૧
ભજતાં ગોવિંદ કોઈ નવ રહે બાકીરે,
મૂળનું પાણી સઘળે પહોંચેરે;
શાખા છાંટે તરુ તૃપ્તિ ના પામેરે,
શ્રમ પહોંચે સમજે ત્યારે શોચેરે ૨
ઘેર ગોવિંદ નંદે અંબા આરાધ્યાંરે,
અજગરે ગળીઆ પીડા પામ્યારે;
પરિણામે છૂટ્યા જ્યારે પ્રભુએ છોડાવ્યા,
દેવીથી દુઃખ નવ વામ્યારે ૩
અભયાનો આશ્રય કીધો અંબરીષ ભક્તે,
દુર્વાસાદ્વારા દુખ દીઠુંરે,
રક્ષણ સુદર્શનરૂપે કૃષ્ણે કર્યું,
પણ ક્ષુધા કષ્ટ વર્ષ એક વેઠયુંરે. ૪
પાંડવના ઘરમાં પ્રકટ પ્રભુ વસ્યા પણ,
શિવાદિકને સેવ્યાની શ્રદ્ધા મનમાંરે.
કુંતા સંબંધે કેશવ કષ્ટે ધાયા,
વિવિધની પીડા પામ્યા વનમાંરે ૫

એવા ઇતિહાસ ઘણા સ્વલ્પમાં સમજોરે,
અન્યાશ્રય દીધે એવું થાયરે;
બહુ ઘરનો પરોણો જેમ ભૂખે મરે,
પણ ઓળખો કોઇને ના દેવાયરે. ૬
એક આસક્તિ વિના ચિત્ત ના ચોરાયરે,
સંશય ત્યાં લગી સિદ્ધિ શાનીરે;
કૃષ્ણનો અંશ દયો કૃષ્ણને સેવે,
એના બાલકને આશા એનીરે. ૭

*

## ૧ પદ ૯૦ સું

એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો;
નહીં સ્વામી બીજોરે મ્હારે નહીં સ્વામી બીજો. ટેક.
અવર કોઈનું કામ ન મ્હારે, રીઝો કે ખીજો;
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો;
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં, મન રખે ભીજો. એક ૧
સુખી દુઃખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉં;
વિના મૂલનો ઘરનો ગુલામ, વેચે ત્યાં વેચાઉં;
એ જ ગમ્યો એથી મન માન્યું, બીજો નવ ચાહું;
એના અતિ અવતાર હું કોઈનો, દાસ ન કહેવાઉં. એક. ૨
કૃષ્ણ વિના શિર અવર નમે, તો છેદનનો દંડ;
નંદકુંવર વણ નામ જપે તો, જીહ્વા કરૂં શતખંડ;
અવર દેવની આશ કરે અઘ ભજે વળી બ્રહ્માંડ,
અન્ય અમર દર્શને દોડે પગ, તો પાડું પિંડ. એક. ૩

હુ ચાતક જળ સ્વાતી શ્રીજી, હુ જખ હરિ વારી,
હુ હારીલ કાઠી હરિ દઢવત, ધારી તે ધારી,
અનન્ય પતિવ્રત જેને નહીં, તે કહીએ વ્યભિચારી,
શ્રીગુરુદેવ નભવજો કહે દયો, સદા ટેક મારી. એક ૪

*

## નામસ્મરણ

### પદ ૯૧ સુ'-ઝુલણા છદ

અ'યા ઉઠતા કૃષ્ણ કહે, બેસતા કૃષ્ણ કહે,
સુતા શ્રીકૃષ્ણ કહે, હરતા ફરતા
ચાલતા કૃષ્ણ કહે, દોડતા કૃષ્ણ કહે
વણ કહે કૃષ્ણ રખે, કાઈ કરતા અ'યા ૧
કૃષ્ણ કહી ખાન કર, પાન કર કૃષ્ણ કહી,
કૃષ્ણ ગુણ ગાન કર, દુ ખ સુખમા
ગુપ્ત પણ કૃષ્ણ કહે, પ્રકટ શ્રીકૃષ્ણ કહે,
અહર્નિશ કૃષ્ણને રાખ્ય મુખમા અલ્યા ૨
પ્રીતે શ્રીકૃષ્ણ કહે ભીતે પણ કૃષ્ણ કહે,
સહજ શ્રીકૃષ્ણ કહે કૃષ્ણ કામે,
સર્વકાળે સદા સઘળે શ્રીકૃષ્ણ કહે,
સિદ્ધ કારજ સકળ શ્રીકૃષ્ણ નામે. અ'યા ૩
સહજ બની આવે સાધન સકળ શિરમણિ,
ચેત આવ્યો ધસ્યો કાળ ડસવા
લટકુ અમૂલક ચાલ્યુ ચેતો દયા,
નહી તો નિશ્ચે પડશે હાથ ઘસવા અલ્યા ૪

*

## પ્રભુપ્રાકટ્યાનંદ

### પદ ૯૨ મું—(રાગ કેદારો)

નંદનંદન પ્રકટ સ્વામી સમજ્યા વિના,
બ્રહ્મ નિજ માને સુખ શું વિચારો ?
નિરખી નિજ રૂપ જેમ હરખે કામિની,
તેને સુખ કેવું હોય મનમાં ધારો. ૧
સજળ ઘન સમજે આનંદ શો સૃષ્ટિને,
અન્ન નિપજે નહિ વિના વૃષ્ટિ;
એમ અંતર્યામી ઓળખે શું સર્યું,
પ્રકટ અનુભવ વિના સુખ શું દૃષ્ટિ ? ૨
નાગ સ્ફુટ નિંદિએ રાફડો પૂજીએ,
પ્રસન્ન થઈ ફલ કહો કોણ આપે ?
રાય રૂઠી રાણી જગમાં પૂજાય પણ,
કાંત વણ કામ દુઃખ કોણ કાપે ? ૩
ધૃત વિના માખણે મોદક ચોળાય નહીં,
પૂરવા દીપ નવ કામ લાગે;
પુત્ર પ્રકટ્યા વિના વંશવૃદ્ધિ ક્યહાં,
ઉદર ગર્ભે ન વંધ્યત્વ ભાગે. ૪
ધ્યાન ભોજન કરે ભૂખ ભાગે નહીં,
કાઇ ચાંપે તુર્ત ન લાહે લાગે;
સૂર્ય વ્રતવાળાં દિન દેખી જમતાં નથી,
અભ્રેંદુ ચકોર ચિત્ત સુખ ન જાગે. ૫

ગોલારાણા નામ ભાટનું રાયજી,
નાપિક પારેખ ધતુર કનક કહાવે;
આકડો સૂર્ય જેમ બકરાને અજ કહે,
બ્રહ્મપણું જીવ તેવું શોભાવે.
બ્રહ્મથી ઉપજ્યો પણ બ્રહ્મ થાયે ન જીવ,
મુક્તાફલ જલ કદાપિ ન થાય;
વસ્ત્ર પાછું કપાસ ન કોટિ પ્રયત્ને,
ઉલટી વહી નદી મૂલમાં ન જાય
સનકાદિક બ્રહ્મમાં ભળી પાછા નીકળ્યા,
વ્રજવાસી નીકળ્યા પ્રેમ પીવા;
ઉદ્ધવ શુકદેવ શિવ ભજનાનંદ ભોગિયા;
બ્રહ્માનંદ ત્યાગ્યો ઉતરેલો ઘીવા.
અસુરને મુક્તિ તેમ જ્ઞાની વિરાગી મુનિ,
આપી લેતા નથી સેવક સાચા;
સ્વરૂપાનંદ સુખ મોક્ષમાં ન મળે
કહે દયો માગે બુદ્ધિના જે કાચા.

*

## પદ ૯૩મું—શિક્ષા

ગાજે ગાજે રે ગોવિંદ ગુણ નિત્ય ગાજે. (૨)
હસ્ત વડે કરજે હરિસેવા, ચરણે હરિદર્શન ધાજે. ગા૦ ૧
નેત્રે નિરખજે નંદનંદનને, હરિયશ રસ શ્રવણને પાજે. ગા૦ ૨
ઘ્રાણુને પુષ્પ પ્રસાદી તુલસી, પ્રભુનો પ્રસાદ સાધુ સંગે ખાજે. ગા૦ ૩

નમન કરે શિર હરિજનને,તીર્થ તીર્થમાં તું નિત્ય નહાજે. ગા૦ ૪
મન મધુવત પદકમલે રાખે, દાસાનુદાસ હરિનો થાજે ગા૦ ૫
સત્સંગતિવિના પલક ખોઇશ મા,દુષ્ટસંગ થકી દૂર પળાજે. ગા૦ ૬
દેહ ધારી સહુ પર દયા રાખે,હરિ ગુરુ હરિસમા ચહાજે. ગા૦ ૭
સાચો સ્નેહ રાખે કૃષ્ણ સાથે, છલ કરી વિશ્વને મા વહાજે.ગા૦ ૮
એ શિક્ષા દયો કહે જો સધી આવે,તો વણુથમે વૈકુંઠ જાજે. ગા૦ ૯

*

## વૈષ્ણવ દર્શન

### પદ ૯૪ સું

તે ભગવદીનાં દર્શન દુર્લભ, જેનું ભાગ્ય હોય તેને તે ભેટે રે;
અવલોકન માત્રે અઘ નહાસે, તાપ ત્રિવિધિના મેટે રે. તે૦ ૧
પ્રેમભક્તિમાં પચેલા પૂરા, નિંદા કરે નહીં કોની રે;
અંતરમાં અવિનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેની રે. તે૦ ૨
સર્વસ્વ જેનું શ્યામસુંદર. તેનું નિશદિન ધ્યાન ન મૂકે રે:
શ્વાસ ઉચ્છવાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષેક નામ ન ચૂકે રે. તે૦ ૩
ક્ષમા દયા સમદષ્ટિ જેમાં, સત્ય પ્રધાએ ચાલે રે;
સંતોષી સાત્ત્વિક ને વિવેકી, ભજનાનંદમાં મ્હાલે રે. તે૦ ૪
જેનું સર્વ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહે સાચી રે:
દૃઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન રાખે કાચી રે. તે૦ ૫
અન્યપ્રસાદી અન્યાશ્રય વર્જે, ઘણું ગુરુ વૈષ્ણવ પર હેત રે;
પ્રાણી માત્ર તણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહ સમેત રે તે૦ ૬

ઇંદ્રિયજિત અભિમાન રહિત શુચિ,મોહમાયાથી રહે અળગા રે;
જ્ઞાની ત્યાગી સુખ દુ ખ સમ લહે,સત્સંગને રહે વળગ્યા રે. તે૦ ૭
તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મને કરજો રે;
દયો ભણે તેના ચરણની રજ, મારા શિર પર સદા ઠરજો રે. તે૦ ૮

## પ્રેમ

### પદ ૯૫મું

જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે ટેક૦
સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડી નીસરે. પ્રેમરસ૦ ૧
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે,
ક્ષાર સિંધુનું માછલડું જેમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦ ૨
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે. પ્રેમરસ૦ ૩
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે,તદપિ અર્થ ના સરે.
મત્સ્યભોગી બગલો મુક્તા ફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ૦ ૪
એમ કોટિ સાધને પ્રેમવિના; પુરુષોત્તમ પૂઠ ન કરે;
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધર વર, પ્રેમભક્તિએ વરે. પ્રેમરસ૦ ૫

*

## પ્રેમ પરીક્ષા

### પદ ૯૬મું—ગરબો

ઉદ્ધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી,
કોઈ અનુભવી જાણેરે, કહેતાં તો ન આવે બની. ૧

પ્રસૂતાની પીડારે, વંધ્યા તે શું જાણે ?
જાણ્યું કેમ આવેરે, માણ્યાને પરમાણે.
મૂંગે સાકર ખાધીરે, ગુંગાને સ્વપ્ન થયું;
સરવે મન જાણેરે, બીજાને નવ જાય કહ્યું.
ઘાયલના દુઃખનેરે, કાયર તે તો શું પ્રીછે;
એમાં જ્ઞાની લહે નહીંરે, રતિની ગતિ શી છે.
નેમ સઘળા નાસેરે, પ્રેમ જ્યારે વ્યાપે;
જેને નિદ્રા આવીરે, તે ઉત્તર કયમ આપે.
આશક માશુકમાંરે, રૂપ ગુણ સહુ દેખે;
જેવું ભાસે છે તેહને રે, અવર તેવું નવ પેખે.
જેનું ચિત્ત જયહાં ચોંટયું રે, તેને તેથી સુખ થાયે;
સ્વાદ શો છે અગ્નિમાંરે, ચકોર ભાવે ખાયે.
રીત પ્રીતની એવી રે, તેનું સુખ તે જાણે;
અનુભવથી અજાણ્યોરે, તેના અવગુણ આણે.
સ્નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે;
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના લટે.
શીખે સાંભળે ન આવેરે, ઉદ્ધવ ગતિ પ્રેમતણી;
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી.
પ્રીત બાઝે તો સહેજેરે, છુટે ના પછી છોડી;
મચ્છને દુઃખ દે છે રે, ગળ્યા પછી અંકોડી.
સાચી પ્રીત તો પ્રાણ લેરે, સાધારણ થાય પરી;
દાદુર જળવણ જીવેરે, માછલડાં તો જાય મરી.

મ્હોટી મનની મોહિનીરે, પ્રીતથી બીજી ન મળે,
જડપણ જુઓ લોહુ રે, ચમકને દેખી ચળે ૧૩
છીપ રહે છે સાગરમારે ઇચ્છા સ્વાતી બુંદતણી
જુઓ દષ્ટિ ચકોરનીરે અચળ રહે છે ઇદુભણી ૧૪
લજ્જા સુધ બુદ્ધ સામર્થ્યરે, પ્રેમીજનમા ના ટકે,
મધુકર વાસ કોરેરે, કમળ નવ ભેદી શકે ૧૫
મૃગ મ્હેજે મરે છે રે, પલાયન અભ્યાસી
રાગ અનુરાગ પાશેરે, બાધ્યુ ન શકે નાસી ૧૬
દષ્ટિ પ્રીતનો માર્યોરે, પતગ દીપકમા બળે,
જાય પ્રાણ પોતાનોરે, તોરે સ્નેહીનેરે મળે ૧૭
રહે ચાતક તરસ્યોરે સદા બાર માસ લગી
પીએ સ્વાતીનુ વારિરે અવર સ્પર્શે ન ડગી ૧૮
વિખના વ્યસનીનેરે સાકર પણ સુખ ન કરે,
પય પાણીથી ઉત્તમરે, મીન તેમા નાખે મરે ૧૯
જેનુ મન જેશુ માન્યુ રે, તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારૂરે નાવે તેની આખ તળે ૨૦
બે વૈરાગના લોચનરે, ઇદુ ભાનુ ભેદ કર્યો,
કુજ કરમાય ચદ્રેરે, ફુલે રવિ નેહ વસ્યો ૨૧
કઠે વળગી ના છુટેરે એ પ્રેમતણી ફાસી
કાચો હોય તો તૂટેરે, સૂણી જગની હાસી ૨૨
છે અગમ પથ સ્નેહનોરે,ઉદ્ધવજી તે નથી દીઠો
ત્યા લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણ લાગે મીઠો ૨૩

જોગ તો તેને જોઈયેરે, જેનું મન જગમાં ભમે;
તે તો ચચળ અમારૂં રે, ચિત્ત રસિયામાં રમે. ૨૪

જેનું મન માને રે, જોગ તે સુખે ગ્રહો;
અમો તો એહ માંગું રે, પ્રીતમજીનું પ્રીત રહો. ૨૫

તમારા હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝું ચંદ્ર મળે. ૨૬

ઈંદુને અવલોકીરે, ચકોરનું ચિત્ત ઠરે;
તે પ્રકાશને પેખીરે, કહો શું સંતોષ ધરે. ૨૭

એવાં વચન સુણીને રે, ઉદ્ધવજીની ભ્રાંતિ ટળી,
જોગ જંજાલ છુટી રે, ગયું મન સ્નેહે મળી. ૨૮

અભિમાન મૂકીને રે, ઉદ્ધવ ગોપી પાય પડ્યા;
કહું દયા પ્રીતમજીરે, નિશ્ચય એક તમને જડ્યા. ૨૯

*

## પદ ૯૭ મું

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી.
સુખ પર્યંત ભર્યું ઘૃત તદપિ, સ્વાદ ન જાણે બરણી. ૧

સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી;
અંતરમાંહે અગ્નિ વસે પણ, આનંદ પામે ન અરણી. ૨

નિજ નાભિમાં કસ્તૂરી પણ, હર્ષ ન પામે હરણી;
દયો કહે ધન દાટયું ઘણું, પણ ધનવંત કહાવે ન ધરણી. ૩

*

# પ્રભુભાવ વિનાની નીતિ !

## પદ ૯૮ મું

જો હરિભાવ નથી રે ભાવ નથી, તારો સહુ શ્રમ મિથ્યા જાણુ,
હું કહું તેવુ પરમાણુ - જો હરિ૦ ટેક૦

કામ જીત્યો ત્યારે વધ્યો એક વ્યઢળ, ક્રોધ જીતે વધ્યો વૃક્ષ રે,
લોભ જીત્યો ત્યારે વધ્યો એક અજગર, યોગી કહે નહીં દક્ષ ૧

મોહ જીત્યો ત્યારે વધ્યો એક શરો, વ્યસની વધ્યો જીત્યો ગર્વ રે,
મત્સર જીતે ત્યારે ઉન્માદ વધ્યો, સમજુ બોલે સર્વ ૨

પવનાહારી તો વધ્યો એક પન્નગ, પય આહારી તો વત્સ રે,
મધુરભાષી તો મયૂર વધ્યો એક, તીર્થ સ્નાની તો મત્સ્ય ૩

વેદ ભણ્યો ત્યારે વધ્યો એક રાવણ, વિવિધશાસ્ત્ર ચ ડોળ રે
પૂજાયો ત્યારે વધ્યો એક મણિધર, વણ મતિ અધ ર ગ રોળ ૪

શૂન્ય સમાધે વધ્યો એક કેકી વધ્યો મૃગ વામે શાનરે,
અલ્પ આહારી તો શુક વધ્યો એક, અલ્પ નિદ્રા તો શ્વાન ૫

દાન આપી એક વધ્યો યશલોભી, વધ્યો અશક્ત થયે શાંતરે,
ત્યાગી થયો ત્યારે વધ્યો એક દરિદ્રી, અહિ વધ્યો વસે એકાંત ૬

શીતઉષ્ણવર્ષા સહે વધ્યો એક તરુવર, તૃષા તજે વધ્યો ઘુઘુરે,
નિ શક થયો ત્યારે સાઢ વધ્યો એક, રોગી વધ્યો તજે લૂણ ૭

---

૧ પવનનો આહાર કરે તો એક સાપ વધ્યો એમ જાણવુ
૨ સુદર ગાન કરતુ એક ચડોળ નામનું પક્ષી થાય છે

અવળાનું સવળું કરી નાખે,
ભાગે અઘ દુઃખ જે અભંગ છે;

રાત દિવસ સત્સંગમા ગમે દયા,
તે એઠા શ્રીહરિને ઉછંગ છે.

★

## પદ ૧૦૦ મું

### द्विदलात्मक स्वरूपनी गरबी

("ઓરા આવની સગુણા પ્રભુ શામળા જો" એ રાગ.)

શ્રીમદ્રાધિકા શ્રીકૃષ્ણ વસ્તુ એક છે જો,
દેવા ભક્તને સુખ યુગલ વપુ વિવેક છે જો. શ્રીમદ્૰ ૧

આદ્યે એકરૂપ ૧બ્રહ્મ શ્રુતિ ગાય છે જો,
તે એ બે મળીને એક કહેવાય છે જો. શ્રીમદ્૰ ૨

એમા અનુભવીને તો સુધી સમજણ પડે જો,
તો પણ અજાણ્યાને મન આશ્ચર્ય અડે જો શ્રીમદ્૰ ૩

તે માટે કહુ દષ્ટાંત યુક્તિ જોડીને જો,
સાભળતામા સઘ સશય નાખે તોડીને જો. શ્રીમદ્૰ ૪

---

૧ एकमेवाद्वितीयं ब्रह्म । શ્રુતિ એમ કહે છે કે બ્રહ્મ એક અને અદ્વિતીય છે. એક અને અદ્વિતીય એમ બન્ને વિશેષણની [illegible] કે, તે છે તો બે સ્વરૂપ પણ તે બન્નેમા ભેદ [illegible] એક છે

વધ્યો પતંગ હોમે તન અગ્નિ, બુડે જળ વધ્યો એક દુખીયોરે:
વડો ઠર્યો ત્યારે દીપ ઓલાયો, મહાજન કહે નહીં સુખીયો. ૮
સહિત ભાવ હરિ સર્વ સફળ છે, અંક સહિત જેમ શુન્ય રે;
દયો કહે હરિ ભજી લ્યો ભાવે, કદી રહે નહીં ન્યૂન. ૯

*

## સત્સંગમહિમા

### પદ ૯૯ મું—ગરબી

સર્વનો સિદ્ધાંત સત્સંગ છે,
માનોની તમે સર્વનો સિદ્ધાંત સત્સંગ છે;
ધન્ય ભાગ્ય છે તેનું ત્રિભુવનમાં,
જેને હરિના સંગીનો સંગ છે.
નિજ સરખો તે કરે મળતા જેમ,
નીચ જળ ગંગ મળતાં ગંગ છે;
એમાં સર્વ જપ વ્રત તીર્થ ધર્મ,
યમ નિયમ યોગ અષ્ટાંગ છે.
અધમ પતિત થાય મહાસર્વોત્તમ,
એવો જેનો સબળ સંગ છે;
ગોબરકીટને સુંઘાડે પરિમળ,
પુષ્પનો એટલો પ્રતાપ તુચ્છભૃંગ છે.
વણસ્યું કામ કલ્પનું તે પલકમાં સુધારે,
એવી જેની બુદ્ધિઓ ઉત્તંગ છે.

અવળાનું સવળું કરી નાંખે,
ભાગે અઘ દુઃખ જે અભંગ છે;
રાત દિવસ સત્સંગમા ગમે દયા,
તે બેઠા શ્રીહરિને ઉછંગ છે.

★

## પદ ૧૦૦ મું

### द्विदलात्मक स्वरूपनी गरबी

("ઓરા આવની સગુણા પ્રભુ શામળા જો" એ રાગ.)

શ્રીમદ્રાધિકા શ્રીકૃષ્ણ વસ્તુ એક છે જો,
દેવા ભક્તને સુખ યુગલ વપુ વિવેક છે જો. શ્રીમદ્૦ ૧
આદ્યે એકરૂપ [1]બ્રહ્મ શ્રુતિ ગાય છે જો,
તે એ બે મળીને એક કહેવાય છે જો. શ્રીમદ્૦ ૨
એમાં અનુભવીને તો સુધી સમજણ પડે જો;
તો પણ અજાણ્યાને મન આશ્ચર્ય અડે જો શ્રીમદ્૦ ૩
તે માટે કહું દષ્ટાંત યુક્તિ જોડીને જો,
સાંભળતામાં સઘ સંશય નાખે તોડીને જો. શ્રીમદ્૦ ૪

---

૧ एकमेवाद्वितीय ब्रह्म। શ્રુતિ એમ કહે છે કે બ્રહ્મ એક અને અદ્વિતીય છે. એક અને અદ્વિતીય એમ બન્ને વિશેષણની મતલબ એ છે કે, તે છે તો બે સ્વરૂપ પરંતુ તે બન્નેમા ભેદ નથી, બે મળીને એક છે

[1]ત્વચાસહ અષ્ઠિ જેમ એક [2]ભાષ્યમાન છે જો,
અંતરમાં સમાન દ્વિદલ[3] વિદ્યમાન છે જો. શ્રીમદ્૦ ૫
હવે કહું પૃથક પ્રકટ થવા તણી વિધિ જો,
ઘનશ્યામ થકી શ્યામા આનંદના વિધિ જો. શ્રીમદ્૦ ૬
શ્રીજી સાગર ને લહરી [4]ભાનુનંદિની જો,
[5]ઈંદુ અલબેલો અલબેલી ચારુ ચંદ્રિની જો. શ્રીમદ્૦ ૭
વિઠ્ઠલ વહ્નિને કીર્તિકન્યા જ્વાલિકા જો,
સૂરજ શ્રીવ્રજેશ કાન્તિ રાધા બાલિકા જો. શ્રીમદ્૦ ૮
રૂપ રસિકવર છબીલી છાયા તે તણી જો,
**પુરુષ પુરુષોત્તમ** રામા રાધિકા બની જો. શ્રીમદ્૦ ૯
કૃષ્ણ આત્મા રાધા, રાધા કૃષ્ણનો સહી જો;
એમાં અધિક ન્યૂન કોઈ કહેવાએ નહી જો. શ્રીમદ્૦ ૧૦
પરસ્પર શોભા એક એકની ભણું જો;
એકલાં ન શોભે કહું દષ્ટાંત તે તણું જો. શ્રીમદ્૦ ૧૧
[6]કેસરી અરણ્ય જેમ ચંદ્ર જામિની જો,
શીષ કેશ દેહી, દેહ, મેઘ દામિની જો. શ્રીમદ્૦ ૧૨
પરસ્પર ઉભય એકેકમાં વ્યાપી રહ્યાં જો,
પ્રીતમ પ્રિયા પ્રિયા પ્રીતમ સંભવે કહ્યાં જો. શ્રીમદ્૦ ૧૩

૧. ફોતરાં સાથે. ૨. કહેવાય છે. અનુભવાય છે. ૩. બે ભાગ–એક સરખા. ૪. વૃષભાનનાં પુત્રી શ્રીરાધિકાજી. ૫. ચંદ્ર સરખાવો– यथा चं चन्द्रिका चन्द्रे प्रभा भानौ हुताशने। गरधः पृथिव्यामनाव राधिकेय तथा हरौ। इत्यादि વાક્ય સાથે. ૬. સિંહ વનથી. ચંદ્ર રાત્રિથી શોભે છે. મસ્તક કેશથી, આત્મા દેહથી, મેઘ વી.

અનલ [1]દહનતા જેમ ઘંટા વિષે નાદ છે જો,
સલિલ શીતલતા સુધા વિષે જેમ સ્વાદ છે જો. શ્રીમદ્દ૦ ૧૪

એ વિધે સ્વરૂપ લાલ લાડિલી તણું જો,
એ બે થકી લીલા સર્વ અપર નહિ આણુ જો. શ્રીમદ્દ૦ ૧૫

સદા રસમય સંભોગી રમ રાસના જો,
યુગલરૂપ એ સર્વસ્વ દયા દાસનાં જો શ્રીમદ્દ૦ ૧૬

★

## પ્રકટસુખ

### પદ ૧૦૧સું

પ્રકટ મળે સુખ થાય, શ્રીગિરિધર પ્રકટ મળે સુખ થાય;
અંતર્યામી અખિલમાં છે તેથી, કહો કોનું દુઃખ જાય. શ્રીગિરિ૦

તૈલ વિના સ્ફુટ તિલ પૂરેથી, દીપક કેમ પ્રગટાય;
પ્રકટ પાવક વિના કાષ્ઠને ભેટે, શીપેરે શીત શમાય શ્રીગિરિ૦

પૃથ્વી ચાટે તૃષા ટળે નહિ, અંતર જળ શ્રુતિ ગાય;
દીવાસળી પાષાણુ સ્પર્શથી, કો કહે જ્વાળા જણાય. શ્રીગિરિ૦

સુરભિ પેટમાં પય તેમાં ધૃત, તેથી પુષ્ટિ ન પામે ગાય;
દોહી મથી માખણુ તાવ્યે, સર્પિ ભક્ષણુ સુખ દાય. શ્રીગિરિ૦

વ્યાપકથી વાતો નવ થાએ, તે વિના જીવ અકળાય,
રસિયાજન મનરંજન નટવર, દયા પ્રીતમ વ્રજરાય શ્રીગિરિ૦

---

૧. અગ્નિમા બાળવાની શકિત.

# ચિંતાત્યાગ

## પદ ૧૦૨મું

સુણો સહુ હરિજન, અન્ન વસન ચિંતા રખે હૃદયે રાખો;
નિશદિન નિશ્ચિંત થઈ સેવા, શ્રીકૃષ્ણ નામ નિત્ય ભાખો. ૧
વિશ્વંભર શ્રીપતિ બિરદ સદા, જગ પોષણ જેને જેમ જદાતદા,
તે નિજજન નહિ ભૂલે જ કદા. સુણો સહુ. ૨
વણ ઉદ્યમ અજગર આહાર મળે, નિત્ય સાકર સક્કરખોર ગળે;
તદપિ મન સંદેહ શે ન ટળે. સુણો સહુ. ૩
ગિરિશિખર વૃક્ષ જો સદા હર્યાં. હરિવિણ ત્યાં સિંચન કોણે કર્યાં,
સૂકે વાડી વિટપ જન પોષ્યાં હર્યાં. સુણો સહુ. ૪
જે સમય ન ઉતરતું અન્ન ગ્રીવા, ત્યારે ઉદય કર્યું સ્તન પય પીવા;
આજ મુગ્ધ પણે બેઠો બીહીવા. સુણો સહુ ૫
પ્રારબ્ધે આમંત્રણ દીધું, જીવિત લગી નિજ નિજનું લીધું;
એમ સમજી ભજન જોઇએ કીધું. સુણો સહુ ૬
પહેલી ચુગણી રચી પછી ચંચુ કરી,ધર્યું નામ સત્ય ભવભરણ હરિ;
બળવણ પણ એસે શીદ ધરી સુણો સહુ. ૭
મુખ મેરી અજબ ગુલ રટણ કરે,પુચ્છ પાણી પીએ ને પગે ચારો ચરે;
જુક્તિ કરી હરિજન દુઃખ હરે. સુણો સહુ. ૮
પીયે સ્વાતિ જળ ચાતક વિશ્વાસે, ભગવંત ભરોંસાથી પાસે;
વણ પ્રતીતિ ભર્યું રહે ઉર ત્રાસે. સુણો સહુ. ૯
પડી સુદૃઢ પ્રતીતિ દયા પ્રીતમ તણી, જાણે સર્વ સાધન આવ્યાં તેથી
બણી; તેને જાણે સંત સહુ મુકુટ મણિ. સુણો સહુ. ૧૦

## પદ ૧૦૩મું

હરિસેવા હરિસેવા, માગુ હરિસેવા હરિસેવા,
મુને દો દેવાધિદેવા મા ટેક
ઈહ લોક તથા પરલોકે, રહે એના એ હેવા,
ધર્મ અર્થ ને કામ મોક્ષ, તેથી નહિ લેવાદેવા મા ૧
રુચે ન તમને જેહ પદાર્થ, મુને હજો વિષ જેવા,
તમને પ્રિય જે તે સહેજે, હુથી બનજો તતખેવા મા ૨
અવર માગુ નિજ સગી સંગત, જ્યહા ભકિતરસ મેવા,
દયા દયાને એજ કરો, મન નિશ્ચય તમ પદ રહેવા મા ૩

★

## પદ ૧૦૪ મું

અઘરો દિવસ એક આવશે, અલબેલા શ્રીજી,
ત્યહા સુધ લેજો મહારી અલબેલા શ્રીજી. ટેક
તે વેળા સગાં વહાલાં સહુ ગ્હેશે અળગા,
જ્યારે જમના કિંકર ઝપટાવશે, અલબેલાશ્રીજી ત્યહા૦ ૧
અવસરે આવી કર સાહશો નહિ કૃષ્ણજી તો,
દુશ્મનનો દાવો ફાવશે, અલબેલા શ્રીજી ત્યહા૦ ૨
દોષ દેખી જો દીનાનાથ ઓસરશો તો,
તે સમે કોણ છોડાવશે, અલબેલા શ્રીજી ત્યહા૦ ૩
કુપુત્ર કેરા અવગુણ ઢાકે શોભા પિતાજી,
પ્રજાશે પોતાને લજાવશે, અલબેલા શ્રીજી ત્યહા૦ ૪
જેવો તેવો પણ દયો કહાવ્યો તમારો પ્રભુ;
તમવિના કોણ નિભાવશે, અલબેલા શ્રીજી ત્યહા૦ ૫

શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ મુજને મૂકશો મા;
મ્હારા પ્રાણજીવન પુરુષોત્તમ, અવસર ચૂકશો મા. મા૦ ૫

સમર્થ કરુણાસિંધુ શ્રીજી, દયાને મૂકશો મા;
મ્હારે ઓથ નથી કોઇ બીજી, અવસર ચૂકશો મા. મા૦ ૬

*

## હરિનામમાળા

### પદ ૧૦૮ મું (છંદ સવૈયા એકત્રીશા.)

ગુરુ ગોવિંદ કૃપાનિધિ કેશવ, કમળાનાથ કૃપાળ,
કમળનયન કરુણાસાગર, શ્રીકૃષ્ણ હરે ગોપાળ;
ગોપીજનવલ્લભ ગિરિધારી, ગોપીનાથ ગોવિંદ,
ગોકુલેશ ગરુડધ્વજ, ગોવરધનધારી વ્રજચંદ. ૧

ગોકુળચંદ ગદાધર, ગિરિધર ગોમતીપ્રિય રમેશ,
નારાયણ નરસિંહ, નિરંજન નિરાકાર નરેશ;
નરકાંતક નરવીર નરોત્તમ, નંદલાલ નરરૂપ,
જગન્નાથ જળશાયી જનાર્દન, જ્યોતિરૂપ જગભૂપ ૨

જગદાધાર જશોદાનંદન, જગજીવન જગનેશ,
જમનાવલ્લભ જગવંદન, જગદીશ્વર જમુનેશ;
ચક્રપાણિ ચતુર્ભુજ અચ્યુત, ચિદાનંદ શુભકંદ,
ચતુર્વ્યૂહ ચાણૂરતનમર્દન, શ્રીધર પરમાનંદ. ૩

દયાસિંધુ દામોદર દીનપતિ, દીનાનાથ દયાળ,
દીનબંધુ પ્રભુ દેવકીનંદન, નરપતિ સુરપ્રતિપાળ;
શ્રીપતિ પદ્માપતિ રાધાપતિ, કમળાપતિ ભવેશ;
દધિજાપતિ રુકમણિપતિ સાગરસુતાપતિ હૃષીકેશ. ૪

પદ્મનાભ પુરુષોત્તમ પરિબ્રહ્મ, પરમપુરુષ પરમેશ,
પુષ્કરાક્ષ પરમાક્ષ પરમપ્રભુ, મધુસૂદન મથુરેશ;
ધરણીધર અવનીધર ભૂધર, વસુમતીધર મહિધારી;
કૌસ્તુભધર પીતાંબરધર બંસીધર કુંજવિહારિ. ૫

માધવ મુરમર્દન મધુમર્દન, ત્રિવિક્રમ સુખધામ;
મુકુંદ મેઘવર્ણ મહાબાહુ, જદુપતિ સુંદર શ્યામ;
રામચંદ્ર પ્રભુ દશરથનંદન, દયાસિંધુ ભગવંત
મા પાહિ માં પાહિ પાહિ મા પૂર્ણાનંદ અનંત ૬

અષ્ટોત્તરશત નામ કૃષ્ણના, ગણિ ગણિ જે જન ગાય;
રોગ દોષ દુઃખ કલેશ જશે, વળી પળમાં પાપ પળાય;
મનવાછિત ફળ તેને મળશે, દયો કહે ધ્રુવ વાણી,
કોટિક કાજ તજિને ભજિયે, દઢ કરી સારંગપાણી. ૭

*

## ✓ પદ ૧૦૯ મું

તારો અમુલખ અવસર જાયરે, ગોવિંદ ગારે;
ગોવિંદ ગા ગોપાળ ગા, ગોપીજનવલ્લભ ગારે;
જેને ક્ષણે ક્ષણે હાનિ થાય ગિરિવરધારી ગારે. ટે૦

મૂરખ તું સમજે નહીં, આયુષ ઓછું થાય;
જ્યમ સરોવરની માછલી,સમજે નહીં સલિલ સુકાયરે. ગો૦૧

તેનું તે ભાસે તુંને, લોર અપોર શરીર;
વહી જાતું જાણે નહીં, જ્યમ નદીઓ કેરૂં નીર રે. ગો૦ ૨

અમુલખ લટકું લાભનું. ચેત્યા તે પામ્યા પાર;
ચાર દિવસની ચાંદની, જાતાં નહિ લાગે વારરે. ગો૦ ૩

માયાની મધલાળથી, કોણ ધરાયું તું ધરાશ;
દુગ્ધામાં બન્ને જશે, પાછળથી પસ્તાશરે, ગો૦ ૪

કાલાં થોથાં કૂટતાં, ખુટયું દીપક તેલ;
મનના મનોરથ રહી જશે, ઓચિંતે તૂટી જાશે ખેલરે, ગો૦ ૫

માયા મેવો મીઠડો, જ્યમ જ્વર માંહે ઘી જ;
હરિ રસાયણ ગુણ ઘણો, ઔષધ જાણીને પીજરે, ગો૦ ૬

વૈભવ તુજને મૂકશે, કે તું મૂકી જાય;
એ જૂઠા કેરા સંગથી, તું સાચાં ગોથાં ખાશરે. ગો૦ ૭

પ્રભુ પાખે હે પ્રાણિયા, કયહુમાં પ્રીત કરીશ;
તારૂં ઢાંકયું અંતર ધીકશે, ટટળીને તલખી મરાશરે. ગો૦ ૮

અંતે આવી પળ નહિ મળે, જો કરે કોટિ ઉપાય;
વિચાર વિઠ્ઠલ વણ ભજે, વૃથા વહ્યું સહુ જાયરે. ગો૦ ૯

તને લક્ષ વાતની એક કહું, સમ ખાઈ માબાપ;
દયા નામ શ્રીકૃષ્ણ થકી, સમશે સહુ પરિતાપરે. ગો૦ ૧૦

★

## ✓ પદ ૧૧૦મું

હરિ હું શું કરું રે, મારો માયા ન મૂકે કેડો. ટેક.
કોટિ કલ્પ લગી એણે ભમાવ્યો, ભમું હજુ નહિ છેડો;
મુજથી ન છૂટે ન આપ છોડાવો, મારો કીયે કાળ નિવેડો હરિ ૧
સેવા સમરણ કયમ કરૂં, મારો ક્ષણ એ ન છાંડે કેડો;
શું ગજું મારું જે હું જીતી અવિદ્યા, કરું ચરણકમળમાં નેડો,હરિ.૨

આપ વિના એના સહુ ચેલા, તે કોને કહુ દુઃખ ફેડો,
દાસી તમારી જાય પ્રેરે ત્યા, પાછી ફરે જ્યારે તેડો. હરિ ૩
કરગરી કહુ છું કૃષ્ણ કૃપાનિધિ, ચરણ પડ્યો ન ખસેડો;
માયાકાળ અગ્નિથી બળે હયો, કૃષ્ણ કૃપાજળ રેડો. હરિ. ૪

★

## પદ ૧૧૧મું

હરિ જેવો તેવો હુ દાસ તમારો કરુણાસિંધુ ગ્રહો કર મારો
સાકડાના સાથી શામળિયા, છો બગડ્યાના બેલી;
શરણ પડ્યો ખળ અમિત કુકરમી, તદપિ ન મૂકે ઠેલી હરિ૦ ૧
નિજજન જૂઠાની જાતી લજ્જા, રાખો છો શ્રીરણછોડ;
શન્ય ભાગ્યને સફળ કરો છો, પૂરે બિરદ બળ કોડ. હરિ૦ ૨
અવળાનુ સવળુ કરો સુદરવર, જ્યારે જન જાય હારી,
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુઃખ દુષ્કૃતહારી. હરિ૦ ૩
વિનતિ વિના રક્ષક નિજ જનના, દોષ તણા ગુણ માનો;
સ્મરણ કરંતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો. હરિ૦ ૪
વિકળ પરાધીન પીડા પ્રજાળો, અતરનું દુ.ખ જાણો,
આર્ત બંધુ સહિષ્ણુ અભયંકર, અવગુણ ઉર નવ આણો. હરિ૦ ૫
સર્વેશ્વર સર્વાત્મા સ્વતત્ર, દયા પ્રીતમ ગિરિધારી,
શરણાગતવત્સલ શ્રીજી વ્હાલા મારે, મોટી છે ઓથ તમારી, ૬

★

## પદ ૧૧૨મું

હ્રદે આ રૂપ રંગીલું રાખો,
શ્રીકૃષ્ણનામ સતત મુખ ભાખો ટેક.
મોર મુકુટ ઢલકતો શિર શોભે,
મકરાકૃત કુડલ મન લોભે,

તિલક સુકેસર, નાસિકા સુવેસર, કોટિચંદ્ર મરદનમદ મદન
વદન સદન સુધારૂપ રસિક ચાખો. હૃદે૦ ૧
પીતાંબર રસના કટિ ભ્રાજે, કૌસ્તુભ ઉરપર વૈજ્યંતી બિરાજે;
ભુજ અંગદ કર કંકણ મુદ્રિકા, નૂપુર પદતળ સુલક્ષ્મ
ખટદશ શિવ ગ્રીમ સદા હૃદય દૃષ્ટિ ઝાંખો. હૃદે૦ ૨
નટવર નાગર લલિત ત્રિભંગી, મદન મનોહર રસિક રાસરંગી;
ગુંજગુચ્છ પીછકૃત વતંસ છેલ,
અલબેલો મંદસ્મિત કુટિલેક્ષણ;
કમળનયન મધુરી મોરલી ગાન વિશ્વ શાખો. હૃદે૦ ૩
સર્વેશ્વર સર્વાત્મક સ્વામી આત્મારામ, સ્વયંભૂ અંતરજામી;
કોટિ બ્રહ્માંડ અવતારી, તે દયા તુજ પ્રીતમ પ્રાણ,
ધન્ય ભાગ્ય તન મન ધન વારી વારી નાખો. હૃદે૦ ૪

## પદ ૧૧૩મું

વૈષ્ણવ નથી થયો તું રે, હરિજન નથી થયો તું રે,
શીદ ગુમાનમાં ઘૂમે; વૈ. ટેક.
હરિજનને જોઈ હઈડું ન હરખે,
દ્રવે ન હરિ ગુણ ગાતાં;
કામ દામ ચટકી નથી છટકી, ક્રોધે લોચન રાતાં. વૈ૦ ૧
તુજસંગે કોઈ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, તાહાં લગી તું કાચો. વૈ૦ ૨
પરદુઃખ દેખી હૃદે ન દાઝે, પરનિંદા નથી ડરતો;
વહાલ નથી વિઠ્ઠલશું સાચું, હઠે ન હું હું કરતો વૈ૦ ૩
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છૂટયો છે નહીં;
કહેણી તેવી રહેણી ન મળે, કાંહાં લખ્યું એમ કહેની. વૈ૦ ૪

ભજનારૂઢ નથી મન નિશ્ચે નથી હરિનો વિશ્વાસ;
જગતતણી આશા કે જયહાલગી જગત ગુરૂ તું દાસ, વૈ૦ ૫
મનતણો ગુરૂ મન કરેશ તો, સાચી વસ્તુ જડશે;
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે. વૈ૦ ૬

★

## પદ ૧૧૪મું—રાગ કાફી

સાચું તે સગપણરે, સમજ મન શ્યામતણું;
બાકી સહુ જૂઠું રે, કશું નથી કામતણું; ટેક.
માત તાત સુત ભ્રાત ને ભગની, સગા સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્ર ને જ્ઞાતિ
એહેમાં તારૂં તે છે નહીં કોઈ;
સગું એ તો સરવે રે, કામ ને દામ તણું. સાચું તે૦ ૧
જનની જનક એમ કર્યાં કેટલા, તે જેટલી ધરી દેહ;
લહેણાદેણીનો સંબંધ છૂટગો, ત્યારે મૂકી ગયા સહુ તેહ;
કોઈએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશરામતણું સાચું તે૦ ૨
જોની આ હરિવણ હેત ધરીને, કોણ આપે મનુષ અવતાર;
પશુ પક્ષી ફેડીને આપ્યો; તને ભજનતણો અધિકાર;
ભજે તેને આપેરે, પદ નિજ ધામતણું. સાચું તે૦ ૩
અણ આસક્તિ કયહું મા રાખીશ; માયા મનથી છોડ;
નિશ્ચિંત થઈ સહુ શોક તજીને, પ્રીત પ્રભુજીશું જોડ;
દયા દિનરજનીરે, રટણ કર રામતણું. સાચું તે૦ ૪

## પદ ૧૧૫મું

સાંભળોને સઉ કોઈ એક શિખામણ સારી,
જેને પ્રસન્ન કરવા હોય ગિરિવરધારી. ૧
દેવને દુર્લભ મોંઘો મનુષ્યાદેહ આવ્યો,
હરિ ભજ્યા નહિ તેને એળે ગુમાવ્યો. ૨
સુલભ જો થાય માયા છોડી આસક્તિ,
રાત્ર દિવસ કરો કૃષ્ણની ભક્તિ. ૩
એ ભક્તિ આવ્યાનું લક્ષણ આવું,
સાંભળો સહુ કોઈ તમને રીત બતાવું. ૪
નવધા ભક્તિ સર્વેનું સાધન મણિ કહીયે,
પ્રેમલક્ષણા તે તો સર્વોપરિ લહીએ. ૫
જો હરિ ગુરુ વૈષ્ણવ પ્રસન્ન થાય,
એઉની કૃપાએ પ્રેમ ભક્તિ પમાય. ૬
હસ્ત વડે કરે શ્રીકૃષ્ણની સેવા,
ચરણ દોડાવે પ્રભુનાં દર્શન કરવા. ૭
નેત્રથી નિરખે નંદકુંવરનું રૂપ,
કથા અમૃત રસથી પૂરે કર્ણનાં કૂપ. ૮
નાસા પ્રસાદી સુંઘે તુલસીનાં દામ,
રસના રસિક નંદકુંવરનું નામ. ૯
ચિત્તથી ચિંતન કરે સુંદરશ્યામ,
કરે દેહથી હરિને દંડવત પ્રણામ. ૧૦
આત્મનિવેદન એજ તત્ત્વ જો રાખે,
તન મન ધન જીવન વહાલા પર વારી નાખે. ૧૧

વૈષ્ણવ જનને બહુ સન્માને જાણે,
સર્વે કોઈ પ્રાણી ઉપર કરુણા બહુ આણે. ૧૨
પર ઉપકાર મનમા આજેરા લાવે,
કદાપિ કોઈનુ હ્રદય જરા ન દુખાવે. ૧૩
પ્રભુની પ્રસાદી ખાન પાનમાં લાવે,
માયા વિષે તે ઇંદ્રિયો ન ચલાવે ૧૪
અંતકરણ નિર્મળ વાણી સત્ય બોલે,
પુરુષોત્તમ પક્ષે બીજે મન ના ડોલે. ૧૫
દ્રઢ વિશ્વાસ વિશ્વભરનો ઉર આણે,
જે જે નીપજે તે ભગવદ્ ઇચ્છા એમ જાણે ૧૬
દીનતા રાખે ન કરે નિજના વખાણ
પ્રેમ ભક્તિ આવ્યાનુ એજ એંધાણ ૧૭
માન અપમાન હાનિ વૃદ્ધિસમ જાણે,
સુખ દુઃખ દેખી મનમા શોક ના આણે ૧૮
એ રીતે શ્રીકૃષ્ણની ભક્તિ જો કરીયે,
તો ભવસાગર એક પલકમા તરીયે. ૧૯
આ શિક્ષા સાર ઘોળ ભાવે જે ગાશે,
તેને દયાનો પ્રભુ પ્રસન્ન થાશે ૨૦

★

## પદ ૧૧૬મું

તાદશી જન તેને જાણીએરે, જેમા એવા ગુણ હોયરે,
નંદાસ્તુતિ ના કરે કોઇની,
સઘળે સમદષ્ટિ જોયરે. તાદશીજન.
દર્શન કરતા માત્રમારે, ભૂલાવે પ્રપંચનું ભાનરે.
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અઘ અજ્ઞાનરે
તાદશી જન૦ ૧

સકળ ચરાચરને વિષે રે, વસ્યા દેખે ભગવાનરે,
શુભ ઇચ્છે સર્વજગતનું, લેશ નહીં અભિમાનરે.
તાદશી જન૦ ૨
ગુણ ગાતાં ગોવિંદનારે, પુલકિત તનુ થાય રે,
નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રૂંધાય રે.
તાદશી જન૦ ૩
પરદુઃખે દાઝે ઘણુંરે, કરે કોઈનો ના દ્રોહરે.
ઇંદ્રિયજિત સાચા સદા, ના પામે માયામાં મોહરે.
તાદશી જન૦ ૪
અકળલીલા નંદલાલનીરે, તેમાં લગ્ન જેનું મનરે,
પ્રીત બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદનરે.
તાદશી જન૦ ૫
નટવર ઝળકે નેત્રમાંરે, કાન્તિ કરૂણા મધ્યે હોયરે,
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઈના ન જોયરે.
તાદશી જન૦ ૬
વહાલા લાગે સહેજે સર્વનેરે, અતિ ઉદાર જેનું ચિત્તરે,
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેને વહાલું નહિ વિત્તરે
તાદશી જન૦ ૭
હરિ ગુરૂ વૈષ્ણવને વિષેરે, જેને સદા અતિ વહાલરે,
દૃઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલ.
તાદશી જન૦ ૮
સેવા સ્મરણ સતસંગમાંરે, જેની આસક્તિ અતિરે,
કપટનો લેશ નહિ હૃદે, હરિ ચરણે સદા મતિરે.
તાદશી જન૦ ૯

વ્યવસનાસ્થા વિઠ્ઠલેશ શું રે, સદા મુખે કૃષ્ણ નામરે,
તે ભગવદીય તણા દાસનો, સદા દાસ દયારામરે.
તાદશી જન૦ ૧૦

*

## પદ ૧૧૭મું

શ્રીગોવર્ધનધરણ શ્રીવલ્લભ લાડીલાજી,
શરણ બલે છું સહુ વાતે નિશ્ચિત જો,
બળીઆ બિરદ ભરોસે ભય સહુ ભાગિયા જો,
નિઃસાધન યદપિ નથી લક્ષણ સંતજો. શ્રી૦ ૧
જ્ઞાને વા અજ્ઞાને આત્મ નિવેદીયો જો,
વ્રજવલ્લભ તમને શ્રીવલ્લભદ્વારા જો,
મહાપ્રભુ વાક્ય તેને નહિ કશી વેદના જો,
ચાડાલી તદપિ નિર્ભય નૃપદારા જો. શ્રી૦ ૨
કેટલો જીવ ઉચિત કૃતિ તેની કેટલી જો,
તે શું રીઝવશે ? નિજ નંદ કિશોર જો,
બલિષ્ઠ દોષ ઘણા પણ જોતા જીવના જો,
આપ ક્ષમા આગળ તેનું શું જોર જો ! શ્રી૦ ૩
નિજ ઉદ્યમ બલ તમને કોઈ ન પામ્યું જો
પામ્યા શરણ સંબંધ સંગ પ્રતાપ જો,
તે શ્રીવલ્લભસુત ગુરુ પ્રબલ સંબંધ છે જો,
જીવ મંદમતિ માટે મિથ્યા તાપ જો. શ્રી૦ ૪
નિષ્કલંક જે આત્મસાત્ આપે કર્યો જો,
કૃપા પૂર્ણ કરી નહિ નિયામક કોય જો,
સત્સંકલ્પ સત્સગિરા શ્રીનાથજી જો.
નિજનો કહી કર ગ્રહ્યો દયો છિદ્ર રોય જો. શ્રી૦ ૫

## ટૂર સારંગ

### પદ ૧૧૮ મું

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું
ત્યાહા શ્રી નંદકુવર ક્યાંહાંથી લાવું. વ્રજ વહાલુરે૦
જોઇએ લલિત ત્રિભંગી મ્હારે ગિરિધારી,
સંગે જોઇયે શ્રી રાધે પ્યારી,
તે વિના નવ આખ્ય ઠરે માહારી. વ્રજ વહાલુરે૦ ૨
ત્યા શ્રી જમુના ગિરિવર છે નહિ.
મુને આસક્તિ છે ઘણી એ બેની,
તે વિના મહારો પ્રાણ પ્રસન્ન રહે નહિ. વ્રજ વહાલુ૦રે ૩
ત્યાંહાં શ્રીવૃંદાવન રાસ નથી,
વ્રજવનિતા સંગ વિલાસ નથી,
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નથી. વ્રજ વહાલુરે૦ ૪
જ્યાહાં વૃક્ષેવૃક્ષે વેણુના ધારી,
પત્રે પત્રે છે હરિ ભુજ ચારિ,
એક વ્રજરજ ચો મુક્તિ વારી. વ્રજ વહાલુંરે૦ ૫
જ્યાહાં વસવાને શિવ સખી રૂપ થયા,
હજુ અજ વ્રજ રજ ને તરસતા રહ્યા,
ઉદ્ધવ સરખા તે ગુલ્મલતા થયા. વ્રજ વહાલુરે૦ ૬
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવુ,
મને ન ગમે બ્રહ્મસદન અડવું,
ધિક સુખ જેને પામી પાછું પડવું વ્રજ વહાલુરે૦ ૭
શું કરું શ્રીજી હું સાયુજ્ય પામી,
એક્તામા તમો ના રહો સ્વામી,
મ્હારે દાસપણામા રહે શી ખામી. વ્રજ વહાલુરે૦ ૮

વ્રજજન વૈકુંઠ સુખ જોઈ વળ્યાં,
ના ગમ્યુ ત્યારે બ્રહ્માનંદમાં ભળ્યાં,
ઘેર સ્વરૂપાનંદ સુખ અતિશે ગળ્યા. વ્રજ વહાલુંરે૦ ૯
ગુરુબળે ગોકુળવાસી થાશું,
શ્રીવલ્લભ શરણે નિત્ય જાશુ,
દયા પ્રીતમ સેવી રસ જસ ગાશું. વ્રજ વહાલુંરે૦ ૧૦

★

## પદ ૧૧૯ મું—ગરબો

હારે વૃંદાવનમાં થકી થનકકાર થૈ થૈ
રાધા કૃષ્ણ રમે રાસ ગોપી લહિ લહિ લહીરે
બીજુ નહિ નહિ નહી રે. વૃંદાવનમાં૦
હાંરે નૂપુર ચરણ કનકવર્ણ ઝાંઝર જોડો,
હાંરે ઘુઘરીઆળો ઓપે અકેકો તોડો,
હાંરે મોર મુકુટ મણિ વાંકડો અંબોડો,
હાંરે કુંડળ કાન કુંડલ કાન ભ્રકુટિ બાન તિલક તાન,
નેન બાન કંપમાન, ફફા ફેઇ ફેઇ ફેઈ ફેઇરે. વૃં૦
હાંરે વાગે તાલ તે કરતાલ મૃદંગ તાલી.
હારે કોઈ તંબુરો ને કોઇ મૃદંગવાલી,
હારે સોળ સહસ ગોપિકા છે એક બાલી;
હારે સૂર સળકે સૂર સળકે, ઘુઘરી ઘમકે નાચે થનક,
થનક બલ બલ બલ ગોપી લઈ લઇ લઈ લઇરે વૃં૦
કે કર કટિએ દીધો છે વંકવાળી,
મદન ગાન મુખ્ય ગાય છે વનમાળી,
કે બોલે બેન બોલે બેન, અમૃત ચેન; સુધાસેન, મોહનનેન
પ્રકટ ચેન, થકે નહિ હૃદય દઈ દઇ દઇરે. વૃં૦

હાંરે મુકુટ માંહે રૂપ દીઠું છે રાધાએ,
હાંરે મનમાં માનની વિમાસણ થાયે;
હાંરે હુંથી છાની રાખી છે મુકુટ માંહે,
હાંરે તે બહુ વહાલી હઠ આલી, એહી બાલી ઉઠી ચાલી,
ઘુંઘરવાળી ભટ ભાળી; દયા પ્રભુ જો જો જો જો રે. ૭

★

## પદ ૧૨૦મું-(ધોળ)

અલબેલાજી પ્રાણ આધાર રે તમ પર વારીરે,
તમારે નયને શ્રીનંદકુમારરે મોહી વ્રજનારી રે. ૧
તમ સંગે રંગીલા લાલરે, લાગ્યો છે નેડોરે;
નહીં મેલુ શ્રીનટવર નંદરે, કાન તારો છેડોરે. ૨
છોગાવાળા મનોહર છેલરે, નંદજીના લાલારે;
ગુણવંતા આવોને મારા ઘેરરે વ્રજપતિ વહાલારે. ૩
છબી જોઈને અલૌકિક શ્યામરે, મોહ્યું મન મારૂંરે;
દયાપ્રીતમના તન મન ધનાર તમ પર વારૂંરે. ૪

★

## પદ ૧૨૧મું-ધોળ

આ જ ગઈતી કાલિંદીને તીરરે, ભરવાને પાણીરે;
તીરે ઉભા શ્રીહળધરવીર રે, સારંગપાણીરે ૧
શોભે ફૂલડાનો તોરો શીષરે કસુંબલ ફેંટોરે,
ઉભો ડોલરીયો દીલદાર રે રંગીલો ઓઢયો રેંટોરે ૨
કર્યાં તિલક કેસરનાં ભાલરે ફૂલડાની માલારે;
વાલો ચાલે છે હંસગતિ ચાલરે, લાગે છે રૂપાલારે. ૩
શોભે સર્વે ગોવાલીયાની સાથરે-ઉભા અલબેલોરે;
જેણે જોયો દયાનો નાથરે રસરૂપ રેલોરે. ૪

## ભક્તિ દૃઢાવનો ગરબો
### પદ ૧૨૨મું—ગરબો

સાંભળો સજ્જન કહું એક વાતડીરે, પૂરણ ધરીને પ્રીતે પ્રીત.
ભક્તિ કલ્પવૃક્ષ વાવ્યાની વિધિ કહુંરે, પ્રેમરસ પીધાની રીત. ૧
પરમ પદારથ ભક્તિ હરિ તણીરે, જાણીને નીજ મન;
ચિંતા ચિત્તમાં નિશ દિન રાખીએરે, કયારે ભજીશું મોહન. ૨
અંતર આતુરતારૂપી અગ્નિએરે, કરિયે તપાવી શુદ્ધ;
શ્રીહરિવલ્લભને ગુરૂ કીજીએરે, તારણ તરણ વિબુદ્ધ. ૩
તન મન શુચિ થઈ ઉપદેશ લીજીએરે, બીજ ભક્તિનું તેહ;
હરિને સર્વ સમર્પણ કીજીએરે, ચિત્ત વિત્ત આત્મા દેહ. ૪
બીજ સજીવન તે ઊગે ખરૂંરે પછી કરવું બીજ જતન;
ઘાડી વાડ વિવેકની કીજીએરે, રાખીએ જ્યમ કાંઈ રતન. ૫
સત્સંગ રૂપી લહેરે સિંચીએરે, ત્યમ ત્યમ વૃદ્ધિરે થાય;
શ્રદ્ધારૂપી ઊંડી કયારી ખોદીએરે, જ્યમ જલ વહી નવ જાય. ૬
ભક્તિ કલ્પવૃક્ષ કેરા છોડનેરે; ધરીએ નહિ શાણુ એક;
જેણમ આવે સૂનો મૂકયા થકીરે; લઘુ વયે શત્રુ અનેક. ૭
વાયુ વિષયની ઝપટ થકીરે અતિ મૃદુ તે મરડાય,
દૃઢતા ધીરજ રૂપી ધરો ટેકીઓરે, જેથી દૃઢપણું થાય ૮
કપટ કલેશાદિક કચરો ના રાખીએરે, થાણુ રાખીએ ઠીક;
અનન્યાશ્રય વણુ છોડ કરો વેગળોરે, કરમાયાની રહે બીક ૯
કઠોરતા રૂપી કાકરા કાઢવારે, જેથી ગુરૂકૃપા બાઝે મૂળ;
ક્રોધ ગ્રીષ્મનો તાપ બચાવીએરે, આવે નહિ અનુકૂળ ૧૦
મોહ મૂષક મૂળમાથી કાતરેરે, ભુરવું તેહનું બીજ;
કરીને ઉપાય ઉપદ્રવ ટાળીએરે, ઘાતાં ના કરીએ ઢીલ. ૧૧
ઇર્ષા ઉધેઇને અળગી કીજીએરે, કરીએ તેનો ઉપાય;
મીઠું મહાપ્રસાદ પૂરો મૂળમારે તેથી સમૂળી જાય ૧૨

**સંતોષ** રૂપી રખવાળ રાખીએરે, **આશા** અજા કરે દૂર;
**પરદ્રોહ** રૂપી નકુલ નિવારીએરે, તેનો ભય ભરપૂર. ૧૩
**નિદ્રા** નાગેણને ચાટે સુકશેરે, તેને તો તરત જ ટાળ,
**આળસ** સુકર **અધર્મ** જ્યાબુકનેરે, સમજેણ લકુટીએ વાળ ૧૪
**દુષ્ટસંગ** ખરને ના દઈએ ફરકવારે, દઈએ **વૈરાગ** લઠમાર,
**મલીનતા** રૂપી ઝડ ઝાડી નાખીએરે, રક્ષણ રૂપ આચાર. ૧૫
**ઇંદ્રિલોલુપતા** મહિષી મહાબળીરે,
**અહંકાર** ઊંટ અતિ મસ્ત,
દાવ તેનો નવ લાગવા દીજીએરે, ઉછર્યાને કરે અસ્ત ૧૬
ઊંટનુ મુખ પણ પહોંચે નહીરે, એટલો ઊંચો જ્યારે થાય;
**વિશ્વાસ દૃઢ** પામ્યુ જ્યારે પુષ્ટતારે,
ત્યારે કોઇએ ના ખવાય. ૧૭
ફૂલી ફાલી તરુવર નિર્ભય થયારે, ત્યારે આવ્યુ ઘણુ રૂપ,
**નવધા** રૂપી નવ શાખા થઈરે, નામ પૃથક છે અનૂપ ૧૮
**શ્રવણ**[1] ને **કીર્તન**[2] **સ્મર્ણ**[3] **શ્રીહરિરે**, **સેવા**[4] **અર્ચન**[5] **પ્રણામ**[6];
**દાસત્વ**[7] **સખ્યતા**[8] આત્મનિવેદનરે એ નવ શાખા નામ ૧૯
ગુરૂ વૈષ્ણવ સેવા લઘુ ડાળીઓરે, **દયા ક્ષમા** સત્ય પત્ર,
ત્રિવિધ તાપ ના વ્યાપે છાયા તળેરે, **શરણાગત** શિરછત્ર ૨૦
ભક્તિ વિરોધી વાદી ગજ બાધીએરે, સ્થુલ વડે પછી લક્ષ;
જોર તેનુ સઘળુ જડુ પડેરે, ડોલે નહિ પણ વૃક્ષ. ૨૧
ચિંતા ચોપદ પશુ ભીતિ ટળીરે, રહ્યો એક લોભ લંગૂર,
**જ્ઞાનરૂપી** ગોળાના મારથીરે, કરીએ દુષ્કૃત્ત દૂર ૨૨
**ભાવ રૂપ** સંભાળ સદા કરેરે, થાય હરિકૃપા ફળ સત્ય,
**દીનતા** રૂપી ફૂલે ડાળે ડાલમારે, **મોર** મનોહર અત્ય ૨૩
પુષ્પ લૂમે **પ્રેમ** રૂપી ફલ આવીઆરે, શનૈ શનૈ મોટાં થાય;
**રોમાંચ જલદૃગ ગદગદતા** રૂપીણીરે,
શોભા કહી નવ જાય ૨૪

થોડા દિવસમા ફલ પામ્યા પ્રૌઢતારે, થયા અતિ પુષ્ટ રસાલ,
અરુણતા આવી **આસક્તિ** રૂપીણીરે,
મિષ્ટતા **વ્યસન** વિશાલ ૨૫
તે તરૂવર **રતિફલને** ભોગીયોરે, **પરમાનંદ** શુક રૂપ,
ભક્તિ કલ્પતરૂ અતિ જેને રે સ્નેહફલ તેમા અનૂપ ૨૬
**પુરૂષોત્તમ** પોપટ તેને ત્યજીને, ક્ષણ અળગા નવ જાય,
લીલા સકલ સખી વ્રજ કોકીલારે, તે પણ અળગા ના થાય ૨૭
પરમ મનોહર પક્ષી સૌ મળીરે, વિધવિધ કરે વિલાસ,
સુંદર શબ્દ ગાનરૂપી કરેરે, સુણીએ સદા રહી પાસ ૨૮
એવો **પ્રેમ ફલ-રસ** સદા પીજીએરે, લોભાય તેમા મન,
નિશ દિન અનુભવ કરતા તે તણોરે, તેવુ થઈ જાય તન ૨૯
સુર તરુને દષ્ટાંતે વર્ણવીએરે, રાખી હ્રદયા પ્રીત,
પ્રાકટ્ય **પ્રેમભક્તિ** કેરૂ કહ્યુરે, કહી રક્ષણની રીત ૩૦
ભક્તિ મહારાણી નિજ કામનીરે, માટે વશ વ્રજભૂપ,
સર્વ થકી પ્રિયે **પુરૂષોત્તમને**રે, શુ કહુ તેનુ સ્વરૂપ ૩૧
નખ શિખ સુંદર શોભાવ્યા છેરે, **શ્રીમહારાણી** ભક્તિ,
તેના આભૂષણ એ ત્રણ છેરે, **પ્રેમ વ્યસન આસક્તિ** ૩૨
એક **નથ** એક **શિરફૂલ** એક ઝૂલ છેરે,
કલ્પ્યા ત્રિવિધ એ રૂપ,
સર્વ ભૂષણ શોભા આપે ખરારે, એ ત્રણ અધિ સ્વરૂપ,
મહા દુર્લભ એ ભક્તિ જાણજોરે આપે ના **નંદકુમાર**,
ઘણા ત્રુઠે રે બ્રહ્મપદ ભાળવેરે, મુક્તિ પણ આપે ચાર ૩૪
તેને વિષે ચિત્ત ચળ્યુ નહિને તેને ભક્તિનુ દાન,
તેને આધિન **સદા શ્રીહરિ**રે, તેને માને આપ સમાન ૩૫
ગાયો ગરબો **દૃઢાવને**ારે, પદ પૂરણ છત્રીસ,
તે **પ્રેમભક્તિ** મુને આપીએરે, માગે દયો જુગદીશ, ૩૬

## પદ ૧૨૩મું–ધોળ

મારા જન્મ સગાથી જદુરાયરે ગિરિધરધારીરે;
    ત્હારી મૂર્તિ વશી છે ઉરમાયરે, ન મેલુ ઘડી ન્યારીરે ૧
તમ સંગે રંગીલા લાલરે, બાંધી છે વેલીરે;
    હવે હેતે આવ્યો છે મારો હાથરે–મા દેશો મેલીરે
મારા પ્રીતમ જીવન પ્રાણરે, જીવું છુ જોઈને રે;
    તમ સંગે કરી છે ઓળખાણરે, લોકલાજ ખોઈનેરે. ૩
રસીયાજી મારે ઘેર રાતરે, આવીને રહેજોરે;
    દયાપ્રીતમના દીલડાની વાતરે,એકાંતે આવી કહેજોરે ૪

*

## પદ ૧૨૪મું–ધોળ

ત્હારી નવલ છબી નદલાલરે, પ્રીતમ પ્યારારે.
    હુ તો નિરખીને થઈ છુ નિહાલરે, જીવન મારારે. ૧
વહાલા લાગી છે તમશુ લગનરે,ને તો કયહા કહીયેરે;
    હુ નિપટ નિર્લજ અજાણરે, અબલા કેવૈયેરે ૨
વાલા શોભે સોનેરી પાગરે, કાનમા છે મોતીરે.
    રઢીયાળા રસીયા નાથરે, હુતો નિત્ય નિત્ય જોતીરે ૩
મારા હૈયાના નાથ હંમેશરે, દર્શન દેજોરે,
    દયાપ્રીમતના સ્નેહની ગતેરે, સુખડા દેજોરે ૪

*

## ✓પદ ૧૨૫મુ–ધોળ

ચાહવીયારે ચાલીશ મા અતિ ઉતાવળો,
    વહાણું વાયાની કરજે ઘડી બે ચાર જો;
ઘણે દહાડે ગિરિધારી ઘેર આવીઆ,
    રથ ચલાવતા કરજે આઝી વાર જો ૧

આઆરે દિવસની દાઝો ભાગશે,
ઘણે દિવસે મુને મળ્યા જસોદાના કાન જો;
આજરે આનંદ મારે અતિ ઘણો,
ઘણું કહી મેં રાખ્યા દઈને માન જો ૨
બ્રહ્માદિકને શોધ્યા તે તો નવ મળે,
તે પ્રભુ મારે મંદિર લીલા લહેર જો;
ઓચિંતા કયાંથી રે આજે આવીઆ ?
પધાર્યા છે પ્રભુજી મારે ઘેર જો. ૩
ઘણાં રે દિવસથી વાયદા વાય છે,
ઘરમાં મારે સાસુડીનાં સાલ જો;
દીયર જેઠ કેરી રે લજ્જા આણુતી,
પરણ્યો મારા વિખડાં કેરૂં ઝાડજો. ૪
ન્હાની રે નણદીરે મ્હેણાં મારતી.
જેઠાણી પણ ખોટાં ચડાવે આળ જો;
સાસુડી પણ નિત્યે મુજને સંહારતી,
પરણ્યો આવે ઘરમાં દેતા ગાળ જો. ૫
એવાં રે દુઃખડાં મારે અતિ ઘણાં,
પણ માન્યુ મારે મોહન સાથે મન જો;
આજે રે એકાંતે મુજને પ્રભુ મલ્યા,
હરિને દેખીને શીતલ થયુ મારું તન જો. ૬
આજની રજની રે મારે આંગણે,
પહોંચાડી મારાં મનડાં કેરી હામ જો;
માટે ચાંદલીઆ રખે તું તો જતો,
હેત કરીને ગાય છે દયારામ જો. ૭

*

## પદ ૧૨૬ મું (રાગ લલિત)

હરિભજનથકી, હરિ મળે તે સાચું સહુ શ્રુતિ ગાયેરે;
પણ સ્વતંત્ર છે, દિવસ પ્રયાસ પ્રમાણ ન કોથકી થાયે ટેક૦
જ્યમ પાકયો દાવ પાસે ન પડે, પડે સહજ શ્રમે કદી અતિશે અડે,
નાખી દીધે કાયર થઈ કયમે ન જડે. હરિ ભજન૦ ૧
કૂપ ખોદતાં નિકળે પાણી, કેવું કેટલે કર કો શકે જાણી,
જ્યમ ત્યમ જગદીશ ગતિ જો ન્યાણી. હરિ ભજન૦ ૨
વિધિ પ્રશ્નિ સુતપા શ્રમ ભાળો જોઇ ધ્રુવજી નરમંઈ મહેતો ન્યાળો,
જોઇ તારતમ્ય સશે ટાળો હરિ ભજન૦ ૩
ખટવાંગ અજામેલ ગુણકા જુઓ, પારધિ પૂતના જોઈ સ દેહ ખુઓ,
ભય પ્રાચીનબર્હિષ નૃગ પામ્યો કુઓ. હરિ ભજન૦ ૪
મુચુકુંદ ભરતને વિલંબ કરી, ગજગીધાદિક તાર્યા તુર્ત હરિ,
ગમી ગોવિંદને તે વાત ખરી. હરિ ભજન૦ ૫
પાડવ કુબ્જા મધુપુરી માળી, તેને સ્હેજમાં રીઝયા વનમાળી,
બીજાં સાધનનિધિ રહ્યાં ભાળી હરિ ભજન૦ ૬
સેહેજે દુર્લભજ્ઞાન કદરજને ગળ્યુ,ગોપી સહજ પ્રેમ મન હરિમાં ગળ્યુ
અવરને એવું ફળ શ્રમે ન ફળ્યુ. હરિ ભજન૦ ૭
કોઈ સાધન બળે ન ફૂલ્યા કરશો, નિઃસાધન હરમડી માં મગ્શો,
દયા દીનતાએ હરિમન હરશો હરિ ભજન૦ ૮

*

## પદ ૧૨૭ મું (રાગ રામગ્રી)

કૃષ્ણ કહેતાં શું બેસે નાણુ, મૂરખ તને કૃષ્ણ કેહેતાં બેસે નાણું ટેક૦
મિથ્યા લવરી કરે મનગમતી, નહિ તેનું ઠામ ને ઠેકાણું. ૧
દામનું કામ નહીં નહીં પરિશ્રમ, ગાતા ગોવર્દિ ગુણ ગાણું ૨

કિંચિત શ્રમ ને લાભ ઘણેરો, નહિ કોઈ એહ સમાણુ ૩
ખાતો ન હોય તો નબળો કહુ તને, જોઈએ બરોબરનું ભાણુ ૪
હરિ ભજતા તુંને આળસ આવે ભવ ભટકણ નિશ વાહાણુ ૫
તુંને પશુમા ત્યારે અતર શાનો, તુ પણ પશુ પુચ્છ વાણુ ૬
કો દહાડો તુંને કોડ ન થયો જે હુ કૃષ્ણ કીર્તન મુખ આણું ૭
પ્રભુ સ્મરણ વિના ભવ ન તરાયે, તે હુ નિશ્ચે કરીનેરે જાણુ ૮
દયો કહે હરિ ભજ મન મ્હારા, ફરી નહિ મળે આ ટાણુ ૯

*

## પદ ૧૨૮સુ-રાગ રામગ્રી

કૃષ્ણ કરુણા કરી રૂપ નટવર ધરી, કોટિ કન્દર્પથી અત્ય ચારૂ
આપે દર્શન તો થાઉ પરસન હુ, ટમટમે નિરખવા મનમ્હારૂ
ભજન સમરણતણું વીર્ય મ્હારે નહીં, જેથી હુ તાહરી કાતિદેખુ,
ઇંદ્રાદિક દેવને સ્વપ્ને આવો નહીં તે આગળ મહારૂ કોણ લેખુ
ભક્તિથી હીન હુ દીન દામોદરા, અન્ય એકે નથી મ્હારે દાવો,
મનતણા કોડ તે મન વિષે રહી જશે,
નહિ સુણો નાથજી મ્હારી રાવો
કર્મ જોશો મ્હારા તો કશુ નહિ બને દીન ટહેશો તો કાંઈ એક હળશે,
મોટાની ભૂધરા રક જાણી મારુ, કાર્ય સરશે ત્હારુ બર્દ પળશે
ડોગિક ભક્ત ભક્તિથી આવી મળ્યા, શરણ શ્રીકૃષ્ણ ગુણ ગાતેગાતે
તેમા એક અધિક મુને પતિત લઈ પાળજો,
એમ જાણી દયો ધર્મ ખાતે

★

## પદ ૨જું—રાગ સોરઠ

ગારે ગારે ગિરિરાજધરન ગારે,
ગોપિકેશ રાધિકેશ. પ્રાનપ્યારે પ્યારે; ગારે. ટેક.

ત્રિગુન અજ કાલ અક્ષર પરસ્વામીરે;
ઇશાઇશ આત્મારામ અંતરજામીરે;
જગત ઉદ્દભવ સ્થિતિ લયકર બહુનામીરે;
વિભુ, પ્રધાન પુરુષેશ્વર, અચ્યુત, સચ્ચિદાનંદ, સકલરૂપ,
અકલ સકલ ન્યારે ન્યારે. ગારે ૧

વાણી મન અગમ્ય અનિર્દેશરૂપારે;
અકલગતિ સ્વયંપ્રકાશ શ્રી અનૂપારે;
છબી લલિત ત્રિભંગી નટવર વ્રજભૂપારે;
નંદાત્મજ, યશોદોત્સંગલાલિત, વ્રજભૂષણ વ્રજવલ્લભ,
વ્રજરત્ના દગતારે તારે. ગારે. ૨

પૂર્ણ પરમાનંદરૂપ રાશિરે;
આદિ વૃંદાવન રાસરસવિલાસીરે;
દયાપ્રીતમ પ્યારે નિકુંજવાસીરે;
પૂર્ણાનંદ, પુરુષોત્તમ, અદ્દભુત આનંદકંદ;
મન્મથ મનહરન બંસીવારે વારે. ગારે. ૩

★

## પદ ૩જું

હરિદાસા હરિદાસા, બનજા હરિદાસા હરિદાસા. ટેક.
સુધાસિંધુકે સમીપ બસકે મૂઢ રહત કયોં પ્યાસા.
દીન હોત કયોં દુઃખ પાવતહે, બસત પરસકે પાસા. બન૦ ૧

કામધેનુ સુરદ્રુમ ચિંતામનિ, ઈશ્વર અખિલ નિવાસા,
વિનકું છોડ ઔરકુ ધ્યાવે, સો તો વૃથા પ્રયાસા બન૦ ૨
મનસાદેહ દુર્લભ છિનભગુર, જ્યો જળબીચ બતાસા,
અચલ સત્ય એક સેવા હરિકી, સબકુછ તુરત તમાસા બન૦ ૩
સગ્નાગત વત્સલ શ્રી બિઠ્ઠલ, કર્યુ મન રહન ઉદાસા,
દયારામ સતગુરુ બતાયા, હે મનસુખા ખાસા. બન૦ ૪

*

## પદ ૪થું—ગત લાવણીની ચાલતી

સબ મીનદારા, શ્રીકૃષ્ણ હમારા પ્યારા, ગોપાલ હમારા પ્યારા
અગનિત અડકે કરનેવારા, પાલન પોખન ફિર નિસ્તારા;
સબમે ઔર સબનતેં ન્યારા, કોઈ ન પાવત જીનકો પાર
મોર મુગટ પીતાબર ધારા મદન મનોહર મોરલી ધાર,
નખશિખ નટવર રુપ અપારા, ત્રિલોક સુંદર ભવ મિનગારા:
પ્રપન્ન પારિજાત દુખહાર. અધમ ઉદ્ધારન દીન ઉદ્ધારા,
અન્યભક્તકે તારનવારા, સબ સુખદાયક અતિ ઉદાર
લલિત ત્રિભંગી નંદકુમારા, રાધાજી હે જીનકી દારા.
નિત બ્રિંદાબન કુન્ન બિહારા જન દયારામ ઉરહારા

*

## પદ ૫મુ—રાગ કાનડો

યહ માગો શ્રીવલ્લભલાલ, અપને ચરણકમલ મન મેરો;
લુબ્ધ રહે જ્યો મધુમત બાલ યહ૦ ટેક
નંદનંદન વૃષભાનનંદિની, સેવું સતત સબ સુખજાલ,
સતસંગત ગુન ગાન અહર્નિશ, રુચે નહિ કછુ અનુચિત ખ્યાલ ૧

## પદ ૨જું—રાગ સોરઠ

ગારે ગારે ગિરિરાજધરન ગારે,
ગોપિકેશ રાધિકેશ, પ્રાનપ્યારે પ્યારે; ગારે. ટેક.
ત્રિગુન અજા કાલ અક્ષર પરસ્વામીરે;
ઇશાઇશ આત્મારામ અંતરજામીરે;
જગત ઉદ્ભવ સ્થિતિ લયકર બહુનામીરે;
વિભુ, પ્રધાન પુરુષેશ્વર, અચ્યુત, સચ્ચિદાનંદ, સકલરૂપ,
અકલ સકલ ન્યારે ન્યારે. ગારે ૧
વાણી મન અગમ્ય અનિર્દેશરૂપારે;
અકલગતિ સ્વયંપ્રકાશ શ્રી અનૂપારે;
છબી લલિત ત્રિભંગી નટવર વ્રજભૂપારે;
નંદાત્મજ, યશોદોત્સંગલાલિત, વ્રજભૂષણ વ્રજવલ્લભ,
વ્રજરત્ના દગતારે તારે. ગારે. ૨
પૂર્ણ પરમાનંદરૂપ રાશિરે;
આદિ વૃંદાવન રાસરસવિલાસીરે;
દયાપ્રીતમ પ્યારે નિકુંજવાસીરે;
પૂર્ણાનંદ, પુરુષોત્તમ, અદ્ભુત આનંદકંદ;
મન્મથ મનહરન બંસીવારે વારે. ગારે. ૩

*

## પદ ૩જું

હરિદાસા હરિદાસા, બનજા હરિદાસા હરિદાસા. ટેક.
સુધાસિંધુકે સમીપ બસકે મૂઢ રહત કયોં પ્યાસા.
દીન હોત કયોં દુઃખ પાવતહે, બસત પરસકે પાસા. બન૦ ૧

કામધેનુ સુરદ્રુમ ચિંતામનિ, ઈશ્વર અખિલ નિવાસા;
વિનકું છોડ ઓરકું ધ્યાવે, સો તો વૃથા પ્રયાસા બન૦ ૨
મનસાદેહ દુર્લભ છિનભગુર, જ્યો જળબીચ બતાસા;
અચલ સત્ય એક સેવા હરિકી, સબકુછ તુરત તમાસા બન૦ ૩
સરનાગત વત્સલ શ્રી બિઠ્ઠલ, કયું મન રહન ઉદાસા;
દયારામ સતગુરુ બતાયા, હે મનસુખ ખાસા. બન૦ ૪

★

## પદ ૪થું—ગત લાવણીની ચાલતી

સબ મીરદારા, શ્રીકૃષ્ણ હમારા પ્યારા, ગોપાલ હમારા પ્યારા.
અગનિત અંડકે કરનેવારા, પાલન પોખન ફિર નિસ્તારા;
સબમે ઓર સબનતેં ન્યારા, કોઈ ન પાવત જીનકો પારા
મોર મુગટ પીતાંબર ધારા, મદન મનોહર મોરલી બારા;
નખશિખ નટવર રુપ અપારા, ત્રિલોક સુદર ભવ મિનગારા;
પ્રપન્ન પારિજાત દુઃખહારા, અધમ ઉદ્ધારન દીન ઉદ્ધારા,
અન્યભકતકે તારનબારા. સબ સુખદાયક અતિ ઉદારા.
લલિત ત્રિભંગી નદકુમારા, રાધાજી હે જીનકી દારા.
નિત બ્રિંદાબન કરત બિહારા જાન દયારામ ઉરહારા

*

## પદ ૫મું—રાગ કાનડો

યહ માગો શ્રીવલ્લભલાલ, અપને ચરણકમલ મન મેરો,
લુબ્ધ રહે જ્યો મધુવ્રત બાલ. યહ૦ ટેક
નદનદન વૃષભાનનંદિની, સેવું સતત સબ સુખજાલ;
ગતસ ગત ગુન ગાન અહર્નિશ, રુચે નહિ કછુ અનુચિત ખ્યાલ ૧

શ્રીવલ્લભ સબ વલ્લભ સહુ મોહે, અતિવલ્લભ રહો જ્યોં મનિ બ્યાલ;
શ્રીસુબોધિની શ્રવણ વાસ વ્રજ, નિત્ય જમુનાજલપાન રસાલ. ૨
દઢ આશ્રય શ્રીમહાપ્રભુપદકો, બિના મોલ ચેરો સબ કાલ;
દાસી દોસ્તી કુંજગેહેલમેં, દંપતી પ્રસન્ન દેખી હોઉ નિહાલ. ૩
યુગલ ઉચ્છિષ્ટ આહાર નિત્ય પાઉં, ચલું અનુવ્રતિ પ્રિયા ગોપાલ;
દાસ દયાકોં યહ ફળ દીજે, સહજ કૃપા મેં'દી સબ સાલ. ૪

*

## ૮ પદ ૬ઠું–રાગ ભૈરવી

હમ સાકાર ઉપાસી વે, સબ ગોકુલકે બાસી વે. ટેક.
ઉધ્ધૌ તુમ અદ્વૈત બ્રહ્મ કહો, નિરાકાર ગુન હીને;
પ્રેમી જનકો પથ નહી, હમ શુષ્ક જ્ઞાની તુમ ચિન્હે. હમ ૧
ઝીલવો અરસપરસ ભલ કહીએ હિલમિલ બાની બિચારા;
મુંદે નેંન મૃતક બરાબર, ઊદાસ ધ્યાન તુમારા. હમ ૨
લલિત ત્રિભંગી છેલ ફાંકડે, નટવર નાથ હમારે;
નિર્ગુન બ્રહ્મ સો ધામરે ઉનકા, મમુઝન સમઝન વારે. હમ ૩
બ્રહ્મરૂપકોં જીવ કહત જ્યોં, જીવ બ્રહ્મ ઠહરાવેં;
ઐસો જ્ઞાન બસત જાકે હીય, કબુ કલ્યાણ નહિ પાવે હમ ૪
જગકર્તા કે રૂપ નહિં તો, જગહુ કાહાંતે આયા;
કારન જૈસા કારજ હોવે, ન્યાયશાસ્ત્રમેં ગાયા. હમ ૫
નિરાકર કેહે દૂર નિવાગી, નિકટી અવયવ દેખે;
તેજોમય રવિ જકત કહત પરિ, અરૂન રૂપ કયોં પેખે. હમ ૬

રૂપ બિના કર્તૃત્વ બને નહિ, દિવ્ય રૂપ શ્રુતિ ગાયા;
કર મુખ બિન કયોં બંસી બજાઈ, પાઉં ન કયો વન ધાયા હમ ૭
તુમજો જૂદે નહી બ્રહ્મસો, કો બ્રહ્માનંદ ભોગી;
ભોગ્ય ભોગતા નહિ તુમરે મન, તબ જોગી કયા રોગી. હમ ૮
ઐશ્વર્યાદિ ખટ ગુન સંયુત, નિર્ગુન કૈસે કહીએ;
અજા ત્રિગુન પર શુદ્ધ સત્વ હરિ,
નિરખત સબ સુખ લહીયેં હમ ૯
ભક્તનેત્રભૂષણમણિ, રાધાવર શ્રીકુંજબિહારી;
દાસ દયાકે માન જીવન ધન, શ્રી ગોવર્ધનધારી હમ ૧૦

★

## પદ ૭૩મું–રાગ ભૈરવી

તેરો કીયો કછુ બનત નહી, તે વૃથા કરત ચિન કાહેકુ ચિંતા;
તે તો હુ ભયો ટરત નહીં, બિન રૂચિ ભગવંતા તેરો ૧
નિજબલ પાર ન પાય જહાં જબ ત્યો,
હરિ કે બલ બિન સબ જંતા;
ચિંતા અખિલ દોષકી માતા,
તાતે હિય ન બસન દે સંતા. તેરો ૨
જિયકું કરનો પરત નહી કછુ,
પ્રથમ હીતે રચી રાખ્યો અનં[illegible] તેરો ૩
ગજ ઊપર ઊંચી સુઢિ ગ્રીવા લંબ કરીહે અતા,
કેવલ હો કરતા માનત હેં, તિનકી અ[illegible]
દયા પ્રિતમ જિય પ્રેરિ કાર્ય સમજુત મતિવતા તેરો ૪

## પદ ૮મું - રાગ ભેરવી

હરદમ કૃષ્ણ કહે શ્રીકૃષ્ણ કહે તે જબાં મેરી,
યેહી મતલબ કે ખાતર કરતા હું ખુશામત તેરી.
દહીં ઔર દૂધ શક્કર દેતા હું હરવખ્ત તુઝે,
તોભી હરરોજ હરિનામ ન સુનાતી મુઝે
કરે ગુનગાન ગોવિંદકા તો મુખ પરી વે ભલા,
નહીં તો મૈં એચ નીકાલુંગા, કયા મુખ ચામ બલા.
ખોઈ જીંદગાની સારી, સોઈ ગુનાહ માફ તેરા,
દયાપ્રીતમ નામ મત ભૂલે આખર વખ્ત મેરા.

*

## આશ્રયનું પદ

## પદ ૯ મું—જોગી આશાવરી

અબ હોં સરન પર્યો મેરો કર ધારો હો શ્રીજી;
તબ મેં જાય તર્યો નિજ બલસેં તારો હો શ્રીજી. · ટેક૦
સાધન ધર્મ સકલ મેં દેખ્યો બહુત કઠિન ફલ ફીકોજી;
શ્રમ છોટો ફલ મોટો જિનમેં સરન તિહારો નીકોજી. તબ. ૧
અબલ જીવ એક અનેક રિપુ કયો શુદ્ધ સાધન બની આશેજી
ચિત કલેશ બની જાવા તદવા સો કા તુમકુ રીઝાવેજી તબ. ૨
કળુ કોઉ બહુત કિયો શ્રમ સાધન સુફળ કણુ કોઉ હોઈજી;
લાલ ત્રિભંગી મોહન મિલાવે સો સાધન નહિ કોઈજી. તબ ૩
એક બેર કહે તિહારો, તાહેં અભય કર ડારોજી;
દયો કહે લખ કા મેર કહું. હું શ્રીકૃષ્ણ તિહારોજી. તબ ૪

—: સમાપ્ત :—